પુજ્યપાદ શ્રી રવિસાહેબની ખંભાળીઆ તેમજ શેરખીની ગાદીએથી યથા પ્રસંગે પુસ્તક રૂપે તેમની વાણીનો ફેલાવો થયેલ છે અને હાલમાં શ્રી ખંભાળીઆની ગાદીને શોભાવતા પરમ પુજ્ય મહંત શ્રી ઓધવદાસજી ગુરૂ રણછોડદાસજી મહારાજે શ્રી રવિસાહેબની કૃતિ તેમજ સંપ્રદાયના અન્ય સમર્થ લેખકોની અપ્રસિદ્ધ કૃતિઓનું એક હસ્ત લિખિત પુસ્તક આપ્યું જે મહારાજશ્રીની આજ્ઞાથી છપાવીને જન સમાજને અર્પણ કરતા મને અતિ આનંદ થાય છે.

આ પુસ્તકમા અનેક નૈતિક, આધ્યાત્મિક તેમજ વૈરાગ્ય પૂર્ણ પદોનો સંગ્રહ કરવામા આવ્યો છે અને તે જુના વખતનુ સાહિત્ય હોવાથી તે સમયની ભાષાનુસાર કેટલાક શબ્દો આધુનિક કાળની ભાષાનુસાર યથા મતિ રજુ કરવાનુ સાહસ કર્યું છે. તેમજ પ્રુફ વગેર બને તેટલી ચોકસાઈથી વચ્યા છે છતાપણ સમય સંકોચને લઈને કેટલેક ઠેકાણે ભૂલો રહી જવા પામી છે જે આશા છે કે સુજ્ઞો સુધારીને વાંચશે. આ પુસ્તકમા સમાવેશ કરવામાં આવેલા જ્ઞાન તેમજ અનુભવસાર વાંચક વૃંદને આ અંધકારમય જગતમા માર્ગ દર્શક થઈ પડશે એ વાત તો નિઃસંશય છે પણ જો સુજ્ઞો તેનો અંતસ્થ ભેદ ધ્યાનમાં લઇ પોતાની જીંદગીમા ઉતારવાનો પ્રયત્ન કરશે તો મારા શ્રમનું સાર્થક સમજીશ.

આદ અંત આ કાવ્યને, જે વીચારશે જન
મોહ રૂપ સંસારથી, વિરકત થાશે મન
કાવ્ય કબીર રવિરામની, યોગ જ્ઞાન વીજ્ઞાન
વિરતિ ભકતિ ઉપાસના, સહિત બ્રહ્મનુ ધ્યાન
મહા જોગેશ્વર જ્ઞાન નિધિ, પ્રગટ સકળ ગુણધામ
નામ જપત જન ભવતરે, કબીર ભાણ રવિ રામ
એવા સંત ઉદ્ધારની, વાણી પરમ અનુપ
જો વિચારી ચીતમે ધરે, પામે બોધ સ્વરૂપ
જેના બોધ પ્રતાપથી, મીટે અવિદ્યા સાર
સકલ સંત પદશીર ધરી, વંદે છોટાલાલ

इत्यलम्

લી० સેવક મંછારામ મોતીરામ.

# પ્રસ્તાવના



આ અસાર સંસારમાં સત્ય વસ્તુ કોઈપણ નથી એમ દરેક પ્રાણીઓ કથન કરે છે પરંતુ શ્રી ભગવતની અપરંપાર માયાના એવા પ્રતિબંધ લાગુ થઇ ગયા છે જે અનેક જીવોને વારંવાર ક્ષણિક સુખમાં નાચ નચાવ્યા કરે છે. પોતે (જીવ) ગર્ભવાસમાં હતો ત્યારે શુદ્ધ સ્વરૂપ શ્રી ભગવત પાસે સ્તુતિ કરી જે આ મળ મુત્રના કોથળામાંથી મને છોડો. તો પછી તમારી ભક્તિ જરાપણ વાર ભુલીશ નહિ. તેવો કોલ આપેલો તે ભુલી જઈ હાલના નરકગામી માયિક વસ્તુના સંસર્ગથી શુદ્ધ સ્વરૂપને ભુલી જઇ અસત્ય જડ, દુ:ખરૂપ મિથ્યા પદાર્થોના ક્ષણિક સુખમાં તે જીવાત્મા બંધાઇ ગયો છે. ને જેને માટે અનેક શાસ્ત્રો વાચે છે અને મહાપુરૂષો સમજાવે છે છતાંપણ તે મિથ્યાસુખ તેની પ્રિયતા અંતરમાંથી છુટતી નથી ને ઉલટો મોહપાશમાં બંધાતો જાય છે. પંચવિષયોથી જીવોનું મૃત્યુ થયું છે તેમ સમજે છે છતાં તેમાંથી મુક્ત થવાતું નથી. પંચ વિષયોના નામ:—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ શબ્દવિષયથી મૃગ, સ્પર્શવિષયથી હસ્તિ, રૂપવિષયથી પતંગ, રસવિષયથી મીન, અને ગંધવિષયથી ભ્રમર એકેક વિષયના સેવનથી એકેક જીવનો નાશ થયો છે તો મનુષ્ય તો પાંચે વિષય આધીન થઈ રહ્યો છે. તો તેની શી ગતિ થશે તેનો તેને જરાપણ ખ્યાલ નહી હોવાથી એવા વિષયોના પાશથી છોડાવવા માટે ઋષિ મુનિઓએ અનેક શાસ્ત્રો રચીને જીજ્ઞાસુઓ માટે સરલ રસ્તો કરેલો છે. તેમાં આ પણ એક મહા પુરૂષોએ ભજન રૂપે, વાણી રૂપે સર્વ જીજ્ઞાસુને સરલ થાય. એવી યોજના કરેલી છે તો આ પદો બહાર પાડવામાં કેટલાંક મુમુક્ષુઓનો ઘણાં દિવસથી આગ્રહ હતો તો કેટલાંક દિવસ સુધી મહાન પ્રયાસકરી, વાણીની શોધ ખોળકરી, કેટલાંક છપાયેલાં પુસ્તકોમાંથી તથા કેટલાંક હસ્તલિખિત લખાણો ઉપરથી શ્રી. ખંભાળીઆ મોરારસાહેબની ગાદીના મહંત મહારાજ શ્રી ઓધવદાસજી શ્રી રણછોડદાસજીની પ્રેરણાથી શ્રી વડવાની દુધરેજની

ગાદીના મહારાજ શ્રી મણિરામજી જેઓ હાલમાં ધાંગધ્રા તાબાનાં કોંઢ ગામમાં મોહન મુરલીધરના મંદીરમાં બિરાજે છે તેમણે પુર્ણ પરિશ્રમ લઇ લેખિત પુસ્તક તૈયાર કર્યું. તેમણે જે પરિશ્રમ કર્યો તે માટે તેમને ઘણોજ ધન્યવાદ ઘટે છે. પછી મહારાજ શ્રી ઓધવદાસજીને આપ્યું તેમણે પુનાના રહિશ પોતાના શિષ્ય ભગતજી મંછારામ મોતીને આપ્યું એમણે તે પુસ્તકનો પુર્ણ પ્રેમથી સ્વીકાર કરી તે પુસ્તક વિના મુલ્યે પોતાના ગુરૂ આશ્રમની સેવા જાણી પુસ્તકની ૨,૦૦૦ પ્રતો બહાર પાડી અર્પણ કરી માટે તેમને વારંવાર ધન્યવાદ ઘટે છે. અને પ્રુફોપણ તેમણેજ તપાસ્યાં છે છતાં કોઇપણ અક્ષરમાં કાના માત્રા અથવા કોઇ ચરણ રહી ગયુ હોય તો તેની સુજ્ઞ પુરૂષો ક્ષમા આપી સુધારીને વાંચશે અને તેમણે જે શ્રમ કરેલો છે તેમાથી સારગ્રાહી થઇ સદબોધ રૂપી ઓષધી ગ્રહણ કરી આ સંસારમા જન્મ નહી આવે એવો પુરૂષાર્થ કરશે તો એથી આ પુસ્તકનુ સાર્થક થયેલું માનીશું.

સુ. શેરખી — લી.
તા. ૨૪-૭-૩૩ — મહંત શ્રી રાઘવપ્રસાદજી શ્રી રાધિકાદાસજી



# અનુક્રમણિકા



પાનું

રેખતા



## રવિસાહેબકૃત બારામાસી રાગકાફી



## રવિ સાહેબની બારા માસી બીજી

સીધ્ધાંત કકો રવિદાસજી કૃત



શેરખી મુકામેથી રવિદાસજી મહારાજે સંઉસરમા પ્રીતમદાસજી ઉપર લખેલ પત્ર



પ્રીતમદાસજી મહારાજે આપેલો ઉત્તર



રવીદાસજી મહારાજે અંજાર નરભેરામજી ઉપર લખેલો પત્ર



નરભેરામજી ઉપર પત્ર બીજો



રવીદાસજી મહારાજે ગોવીંદદાસજી ઉપર લખેલો પત્ર



રવીદાસજી મહારાજ ઉપર ગોવીંદદાસજીએ લખેલા પત્રનો ઉત્તર

## મોરાર સાહેબકૃત બારામાસી
### રાગ સંદેસાનો

પાનું

મોરાર સાહેબના શિષ્ય દલુરામજીની લખેલી પરંપરા



મોરાર સાહેબના શીષ્ય હોથીજીના પદ



મોરાર સાહેબના શીષ્ય ચરણ સ્વામીની વાણી

ગુરૂ સ્તુતીકો ધ્યાન



અથ ચરણ સ્વામીકૃત ગર્ભ ચિંતામણી પ્રારંભ



અથ શ્રી ચરણદાસ કૃત બોધ ચિંતામણી



અથ શ્રી ચરણ સ્વામી કૃત કકકો



અથ શ્રી ચરણ સ્વામી કૃત કકકો બીજો

## અથ ભક્ત બીદાવલી



## જીવનદાસજીના ઉભાવ



## આનંદ રામજીના પદો

## મોરાર સાહેબના શીષ્ય ખત્રી જીવા ભગત ટંકારાવાળાની વાણી



## શ્રી ભાણ સાહેબની વાણી



## શ્રી ખીમસાહેબની વાણી

## ખીમ રવી પ્રસ્નોતરી



## રવિ ઉત્તર



## શ્રી ગંગસાહેબની વાણી

## રવિ સાહેબના શીષ્ય લાલ સાહેબની વાણી

### ચીંતામણી



### અથ રૂઠ ચીતામણી



### શ્રી પ્રાણ સાંકલી



### આતમ બોધ ચિંતામણી



### ચાંદરણા



### સાંકલી

શીર ટોપીને કાને વાળી, માથે લઈ કસ્તુરી ભેળી
ઝુલાવે તુજને મા તારી, પિતા પ્રેમ લગાવ્યો ભારી ॥ ૯ ॥
પાચ વર્ષનો પુત્ર કહાવે, છૈયા છોકરા માહી રમાવે
દશ વર્ષમા કુ વર હુકયો, નિશાળે ભણુવાને મુકયો, ॥ ૧૦ ॥
ભણીયો માંહી ભેદ રસાલ, એવો મેલ્યો રે વિશાળ,
પરણાવીને નાખ્યો જાળી, જુ ડી નજરે જોયુ ભાળી ॥ ૧૧ ॥
વિખીયા માંહી વિ ધિ નાખ્યો, કામે અ ધ કરી બે આખો
કુડ કરેને પર ધન હરે, ધરમા વિષય વાસના ધરે ॥ ૧૨ ॥
માત પિતાસુ વેર કરાવે, વહુજી વચન કહે મન ભાવે
બીજી વીસે જોયુ ભાળી, ત્રીકમશુ નવ લાગી તાળી ॥ ૧૩ ॥
વિષયા જાળ પડયો તુ વાડે, છતે અજવાસે પડીઓ ખાડે
ઠેગે વિડી વળગી ખાધો, રામનામ રૂદીએ નહિ લાધ્યો ॥ ૧૪ ॥
લાડકડા છોકરડા લૂટે, કામ જગાવન કામિનિ કુટે
ખાવિ દ કહે લાવો ખાવો, કહે કામિની નહિ દઉ જાવા ॥ ૧૫ ॥
રામ ભજ તા ર ડી વારે, પીટયા શીદ પરણ્યો તો તારે,
પચાસે પળીઆ બહુ આવે, મુખસે ગમ પ્રીત નહી ગાવે ॥ ૧૬ ॥
સબ લોકનમે કહાવે મોટો, જમ રાજા ઘર મારે દોટો
જમ રાજા ઘર હુઈ વધાઇ, આપણુ એક પ્રગટયો અન્યાઇ ॥ ૧૭ ॥
રામનામસુ નાહી હેતા, તાસે પ્રીત કરે બહુ પ્રેતા
સાઠ વરસમાહી જઇ પડીયો, રામ ન જાણ્યો જમડે ઝડીઓ ॥ ૧૮ ॥
સીતેર વર્ષે નેણુ ન સુઝે, નાક ગળે કાને નવ બુઝે
એ સી વરસામાં અથડાયો, ઘેલો સૌ કહે રામ ન ગાયો ॥ ૧૯ ॥
ઘરમા સૌ કોઇ વ ચો કરે, કહે પણુ કોઈ કાને નવ ધરે
તેનુ કહ્યુ સુણે નહી કાને, સૌ સમઝાવે મુરખ સાને ॥ ૨૦ ॥
કમળ ધ્રુજે ને મારે ફાફા, મુખડાથી બોલાયે ફાફા
છૈયા છોકરા તે નહિ માને, ગણીયો છે છપનને પાને ॥ ૨૧ ॥
પથરની પેઠે અથડાએ, મરીએ કયારે એવુ થાએ.
અ તકાળ વશ આવ્યા વહાલા, જમના દૂત લઇને ચાલ્યા ॥ ૨૨ ॥
લોહની સાકળે મારે માર, ખબર ન રાખી થયો ખુવાર,
ભજ્યા ન રામ સાધુ નહી સેવ્યા, સારા લાગ્યા મીઠા મેવા ॥ ૨૩ ॥
ઇદ્રીમા લપટાણો અ ધ, બેવડ ચોવડ બાધ્યા બ ધ,
જમડે બાધી ઉભો કર્યો, લઇને સૂળી ઉપર ધર્યો ॥ ૨૪ ॥

સૂળી ઉપર મારે માર, ત્યાંથી ઢાજ્યો કરે પોકાર,
સામે સામા ઉભા દુત, મધે ઉભો કર્યો કપુત, ॥ ૨૫ ॥
મારે કોરડા કરે બકોર, મુખથી મુરખ કરે બહુ શોર,
હાઇ હાઈ મુકાવો કોય, તન તપે ત્યારે બહુ રોય, ॥ ૨૬ ॥
શીલા લઇ છાતીપર ધરે, મુકાવા કોઈ નવ કરે
કયારે ન ગાયા ગુણ ગોપાળ, કાંઇ ન પડતો જમની જાળ ॥ ૨૭ ॥
જમ રાજાએ દીધો દંડ, નાખ્યો લક્ષ ચોર્યાસી કુંડ
સ્વાન શુકર ને ખડ બીલાડ, કાગ નાગને ઉલુક શીઆળ ॥ ૨૮ ॥
અસંખ્ય જુગ ચોર્યાસી ફર્યો, ઘણા કાળ તેમાં રડવડયો
માટે રામ ભજો નિર્વાણ, રામ કહો છોડી કુળ કાંણ ॥ ૨૯ ॥
સાંભળને ઉદરની વાત, જુઠા માત પિતા સુત ભ્રાત
સગા કુટુંબ સૌ સુખના બેલી, દુખ પડે તબ દેવે ઠેલી ॥ ૩૦ ॥
માન્યુ વચન ઉપની ગ્રેહે, કડવુ લાગ્યુ તનમન ગ્રેહે,
સદગુરૂ પાસે આવ્યો જીવ, પીડાઉ છું સદાનો પીવ ॥ ૩૧ ॥
મુકાવો ચોર્યાસી ઠામ, સદગુરૂજી ઓળખાવો રામ
સદગુરૂ મસ્તક મુકયો કર, સુણાવ્યો રામ તારક મંત્ર ॥ ૩૨ ॥
જાણી મહી મંત્રની રીત, સંભાળી ઉદરની પ્રીત
ગર્ભે રહીને કેહતો વાણી, ભક્તિ બીજ રહયો તો જાણી ॥ ૩૩ ॥
બીહવે ઉલટા જમના દુત, સદગુરૂ કેરો થયો નિજપુત
સદગુરૂ શીખ લીધો સંભાળી, બંકનાળ રસ પાયો ગાળિ ॥ ૩૪ ॥
રામનામ મુખસે જબ બોલ્યા, સુરત તુરત દરવાજા ખોલ્યા
રામનામની ચઢી ખુમારી, નેણા આગળ શોભા ન્યારી, ॥ ૩૫ ॥
ચોર્યાશીનો માર મીટાયો, મહાપદમાં લઈ મન સમાયો,
અક્ષર અણ અક્ષરની મધે, ચોર્યાસી છુટીતે સંધે ॥ ૩૬ ॥
ભરમ કરમ સબ મટીઆ કામ, રોમ રોમમાં પ્રગટયા રામ
મલ નિર્મળ મીટયા બંધ મોક્ષ, દોષ મટયા ત્યાં નવ ધરે રોષ ॥ ૩૭ ॥
પુરણ બ્રહ્મ કહાવે પોતે, જાલમ સદગુરૂ મલીઆ જોતે
ઉતરા ખંડથી ઉતર્યા સંત, નિલકંઠદાસ નામ તે મહંત ॥ ૩૮ ॥
તેના શિષ્ય તે દાસ રઘુનાથ, જેણે હરજી કીધા હાથ
તેના શિષ્ય જાદવદાસ, ઘટમે રામ કર્યો પ્રકાશ ॥ ૩૯ ॥
ખુશ્યમદાસ તે તેના શિષ્ય, ઘટમે જાહીર લખ્યા જુગદીશ
તેના શિષ્ય ઉજાગર ભાણ, પુરશ અલંગી પ્રગટ પ્રમાણ ॥ ૪૦ ॥

કાયર પડે મારગ માંહી, હરિ દીદાર પાવે નાહી
સામત ચલે ફંદા તોડ, ગુરગમ જ્ઞાન લશ્કર જોડ ॥ ૨૬ ॥
નેજાશ્રામકા ભાઇ, ધીરજ ઢાલ ઢલકાઈ
ચૈતન ખડક ખાંડા હાથ, નિરગુણ જ્ઞાન લશ્કર સાથ ॥ ૨૭ ॥
કરણી કઠીન સી કમાન, રેહણી સુરત ભલકા બાણ
અનહદ શંખ નાદ બજાઇ, ઇસિ બીધ ભરમ કોટ ઉડાઈ ॥ ૨૮ ॥
અજપા જાપકી નોબત, બાજે ગગનમેં ગુપત
સુનમેં ધ્યાન કરલે દઢ, અવસર જાત હેરે મુંઢ ॥ ૨૯ ॥
ઉઠે શબ્દકા ઝણકાર, સોહં શબ્દ હે ટંકસાર
જલમલ જલમલે જ્યોતિ,લીજે મહેલમેં મોતી ॥ ૩૦ ॥
અરધે ચંદ્ર અરધે સુર, સુખમના મધ્યે વરસે નુર
સોહં નુરહે ભરપુર, અખંડ રામ હાલ હજુર ॥ ૩૧ ॥
હીરા રત્ન મોતી લાર, દામની હોત હે ચમકાર
બ્રમ્હ રંધ્ર દરશે સાર, તુર્યાતીન બોલનહાર ॥ ૩૨ ॥
ભુમિ પાણી નહી પવના, ચંદા સુર નહી ગગના
દેવી દેવતા નહી માંહી, ત્રિગુણી માયા નહી તાહી ॥ ૩૩ ॥
આદી અંત અલખ એક, જાકું રૂપ નાહી રેખ
બેહદ ઊપર હે બિંબ, અવિગત ઓળખો જે અંબ ॥ ૩૪ ॥
અંધા દેખતાહે દુર, અવિગત રહ્યા હે ભરપુર
રસના કરો ટુકડા વીસ, પાપણી ભજ્યા નહી જુગદીશ ॥ ૩૫ ॥
અંખીયા ભરો રાઈ લુણ, હરી બીન દેખતી હે જુણ
શ્રવણ મેલ સીસા ગાળ, હરી બીન સુણે આળ પંપાળ ॥ ૩૬ ॥
મસ્તક નાહી પથર જાણ, ગુર પદ નમ્યો વહી નિર્વાણ
મન માને સો કરીઓ મિત, અવસર હાર ભાવે જીત ॥ ૩૭ ॥
અવસર ભલા હે તેરા, છુટેગા જનમકા ફેરા,
સત સંગત સીજે કાજ, લક્ષકું લહે છોડી લાજ ॥ ૩૮ ॥
કર ભજન કલપ ક્રોડ, સતસંગ બીન સબ છોડ
વર્ષ લક્ષ રહે ગુફા માંહી, સતસંગત બીન પરલાઈ ॥ ૩૯ ॥
સદગુર શબ્દ ગ્રહે મન માર, પ્રગટ દશાકા પ્રકાર
સાધુ સંગ સેજે જોગ, હોવે વસ્તુ સરવે ભોગ ॥ ૪૦ ॥
દશોદ્વાર આગે તીન, અક્ષરાતીત બ્રહ્મકુ ચીન
વેદાચ્યારકો કરબંધ, સોધીલે ગુરાકો સંગ ॥ ૪૧ ॥




તામે દુધ ઉલટા ખંચ, આપા ટાળ ઉલટા સંચ।
અંજન સદ્ગુરૂ અંજે, ફીવાંદી ભ્રમણી ભંજે ॥ ૪૨ ॥
નિકામે સદ્ગુરૂ પડવા, ઉગ્યાસુર ગયા બદવા
નાભી કમલસે જ્યોતિ, અખંડ હોત ઉધોતી ॥ ૪૩ ॥
જલમલ અખંડીત ઝલકે, ચૌદીશ વીજલી ચમકે
કોટીક સુરજ અજવાળા, નિરખ્યા નુર અપારા ॥ ૪૪ ॥
તારા અગણીતે ફુલ્યા, માણેક મુકત અમુલા
હીરા રતન બહુ હોય, સદ્ગુરૂ શબ્દ નીરખે ઓઇ ॥ ૪૫ ॥
દીલમેં દેખીયા જબહી, હુમતુમ મીટ ગયા તબહી
કરતવ મીટયા હરી કહાયા, સાહેબ સકળ તન છાયા ॥ ૪૬ ॥
સદ્ગુરૂ ભેદ કીયા સાચા, લક્ષાધીન રહે સબ કાચા
પામે ગુગંધી જાવે, મારગ પવકમેં પાવે ॥ ૪૭ ॥
ચેતામણી કહી સાચી, સુરતી પીયું રંગ રાચી
કહેવે સાંભળે સહે જેહા હોવે વસ્તુ રૂપ વિદેહ ॥ ૪૮ ॥
વારાણી શહેર લોહુર વંશ, પ્રગટે ભાણ ટાવણુ કંસ
વાકા બાલકા રવિદાસ, અનભે કર્યો દ્રઢ વિશ્વાસ ॥ ૪૯ ॥
રવિદાસકે અક્ષર ચાર, અક્ષર અક્ષર બ્રહ્મ વિચાર
રરા જાણુરે રંકાર, વિરલા વસ્તુ લે વિચાર ॥ ૫૦ ॥
દશ દરિઆવ નજરે નુર. મોહું સકળ હૈ ભરપુર
સંવત અઠ્ઠદશ પરમાણુ, પીસાં વર્ષ હૈ અનુમાન ॥ ૫૧ ॥
અશ્વિન શુદ્ધ પંચમ દીન, ચેતામણી પુરણ ધ્યાન
ગેરખી ગામ શુભ સ્થાન, ખટ શાસ્ત્ર ચકવે જ્ઞાન ॥ ૫૨ ॥
એકલ બારા મહિ કીનારા, કહે રવિરામ તત્વ વિચારા
ચિંતામણી ચીનવે નર સોઈ, વાકુ આવાગમન ન હોઈ ॥ ૫૩ ॥
ચિંતામણી શુધ્ધ આતમ લક્ષ, કહે રવીદાસ તે નિજપક્ષ. ॥ ૫૪ ॥

## સાખી

ચિંતામણી ચીનમે ધર સમે સર્વ અજ્ઞાન
રવિદાસ સત શબ્દમે પ્રગટે આતમ ભાન.
દશ નાભિમે ઊઠત હૈ સપ્ત શિષ્ટ બ્રહ્માંડ
રવિદાસ રંગ લાગીયા, અખંડ જ્યોતિ અપાર ॥ ૧ ॥

નિખોજી દેરી મળ્યા, પ્રેમ ઉદાસી જન
રવિરામ વિછડે નહી, જ્યુ જલમેતી મીન ॥ ૨ ॥

## ગમ ગુજાર ચિંતામણી.

### સાખી

ભાણ ગુરૂ અવિનાશી અજર સુનવાસી પુરાન
નિરાનબ પરમ શુ યમે, અનહદ શબ્દ નિશાન ॥ ૧ ॥
હદ બેહદ આદિ તખત, નિરાધાર નિજ રૂપ
નેતિ નેતિ નિગમ કહે, રવિજહા છાયન ધૂપ ॥ ૨ ॥
સહજ સુન્યમે હીરા ખર્મા, વાયુ પ્રગટયા પ્રાણ
પ્રાણ થકી મન પ્રગટીયા, મનથી પ્રગટી વાણ ॥ ૩ ॥
વાણી મન અરૂ પ્રાણમે, સોહ જાગ્રત સુપન નિંદ્રાય
સહેજ સુન્ય સત્ય નામમે, સમી તીન અવસ્થાય ॥ ૪ ॥
વાણી મન અરૂ પ્રાણમે, એ સ સહેજ સુન્યમે હોય
ઉનકે ભેદ અગાધ હે, ચીને વિરલા કોય । ૫ ॥

### ચોપાઇ

એ હી રામ ચારો વાણ, સોહ રામ સત જીવન પ્રાણ
સોહ રામ પ્રાણ મન વાણ, સોહ રામ હે ચારા ખાણ ॥ ૧ ॥
રામ હે વ્યોમ મહા સત તેજ, રામ હે પ્રગટ પૃથ્વિ ગેજ
રામ હે શબ્દ સ્પર્શ સ્વરૂપ રામ હે રસ ગંધ અનુપ ॥ ૨ ॥
રામ હે પંચ તત્વ પંડ, રામહી રામ પંડ બ્રહ્માંડ
સોહ રામ ભીતર બહાર, રામહી અંતઃકરણ વિચાર ॥ ૩ ॥
રામ હે નેનમે પ્રકાશ, રામ હે શ્રવણમે વાસ
રામહી સુગંધ સુધતી ગ્રહે, રામહી રસના રસકી લહે ॥ ૪ ॥
રામ હે ત્વચા અંગ અનિત, રામહી લઈયુ સતને શીત
રામ હે દમ ઈદ્રિય પંચ, રામહી રામકા સબ સંચ ॥ ૫ ॥
રામ હે સુક્ષમ રામ હે સ્થુળ, રામ હે ડાળ રામહી મુળ
રામ હે વાસ વસંત ચોવીસ, મોટે અવતાર હે જુગદીશ ॥ ૬ ॥
રામ હે પ્રકૃતિ માહી ભાસ, પ્રકૃતિ રામ માહી સમાસ
ખાલી રામવિના નહી કોઇ, રામહી રામમા એ સમાઈ ॥ ૭ ॥

રામ હે ગૌરી સુરીનર શેષ, રામહે બ્રહ્મા વિષ્ણુ મહેશ
રામહી ધરે રૂપ અનેક, રામહી અખંડ આતમ એક ॥ ૮ ॥
રામ હે દીપ ઉડગણુ ઈંડ, રામ હે અર્ક રૂપ ગોવીંદ
રામ હે રાહુ રામ હે કેત, રામહી ગમકુ દુઃખ દેત ॥ ૯ ॥
રામ હે રામ રાવણુ કંસ, રામહી રામકા રઘુવંસ
રામ હે સર્વ છોડાવણુ બંધ, રામહી અગમ સુઝાવે અંધ ॥ ૧૦ ॥
રામહી ગુંગો પઢાવે ગ્રંથ, રામહી પાંગળો ચલાવે પંથ
રામ હે ક્રોડ તેત્રીસ, રામ હે ઈશકા સબ ઈશ ॥ ૧૧ ॥
રામ હે રૂષિ અઠાસી સહર્સ્ર, રામ હે રમતાહી સર્વત્ર
ચોર્યાસી સીધ્ધ ઓર નવનાથ, આતમ રામકી સબ ઓથ ॥ ૧૨ ॥
રામ હે દેવ દાનવ નાગ, રામ હે આગી માહી તે આગ
રામ હે અષ્ટ કુળ પર્વત, રામ હે રામ સાગર સપ્ત ॥ ૧૩ ॥
નામ હે મેઘ માળ રસાળ, રામહી જે અતળ પાતાળ
ગમહી જગત જગત હે રામ, રામકા કામહે નિરકામ ॥ ૧૪ ॥
રામ હે અર્ભ રામ હે ગર્ભ, રામ હે સુન્ય રામ હે સવ
રામ હે વસ્તી રામ ઉજાડ, રામ હે સળંગ સુત્રહી આદ ॥ ૧૫ ॥
જેતા કણુગા મેઘ પ્રમાણુ, તેતા રામકા અંગ જાણુ
રામ હે પાપ રામ હે પુન્ય, રામહી બકી રામહી મુન્ય ॥ ૧૬ ॥
રામ હે પીર પેગંબર લાર, એકહી લાખ એંસી હજાર
જેતા જંત જુગમે જાણ, તેતા પંડ હે પ્રમાણુ ॥ ૧૭ ॥
તે સબ રામકા હે અંસ, કીડી કુંજર સરવે વંસ
રામ હે તરણુમાંહી તંત, રામહી અરણુમાંહી બસંત ॥ ૧૮ ॥
એ સબ રામકા હે અંગ, સબહી રામકા હે રંગ
રામ હે સ્યામ નીલને રક્ત, રામ હે શ્વેતપિત અવિત ॥ ૧૯ ॥
રામ હે બુંદ રામ હે નાદ, રામ હે રામકા સર્વ સ્વાદ
મીઠા રામકા ખારાયે, તીખાસણુ રામ ખટાયે ॥ ૨૦ ॥
ફીકા રામકા અમદા, રામહી રામકા અંગ સદા
ચતુરસ અન્ન આરોગે રામ, તે સબ રામકા હે કામ ॥ ૨૧ ॥
રામહી રામ તરૂ તત્વ એક, ફલહી ફુલ જેતા અનેક
પૃથ્વિ રજ ગણુતા નાવે છેહ, તે સબ રામકાહી સદેહ ॥ ૨૨ ॥
જેતા કણુગા મેઘ પ્રમાણુ, તેતા રામ ભાસહી જાણુ
રામહી રામ મે હે રામ, સરવે રામ એકહી ધામ ॥ ૨૩ ॥

એસે રામ અનંત કરોડ, રામહી રામ બંધી છોડ
રામહી રામ એકવીસ બ્રહમાંડ, અનંત બ્રહમાંડ અનંતહી ખન્ડ ॥ ૨૪
તામે નામકા વિસ્તાર મોપે ગણુતા નાવે પાર
થાકે બ્રહ્મા વિષ્ણુ મહેશ, થાકે ગવરી ઓર ગણેશ ॥ ૨૫
થાકે વેદ થકે વાણુ, થાકે કૃત ચારો વાણુ
થાકે સ્થુળ સુક્ષ્મ સંગ, થાકે પંદર તત્વ પ્રસંગ ॥ ૨૬
થાકે દેવ રૂષિ વિરકત, થાકે શિવ થાકે શક્ત
થાકે વિશ્વ ઔર વિરાટ, થાકે સ્થાવર જ ગમ ઘાટ ॥ ૨૭ ।
થાકે રાજસ તામસ સત, થાકે માયા જીવ અવિગત
થાકે ક્રિયા કર્મહી કાંડ, થાકે પંચ તત્વહી પીંડ ॥ ૨૮ ।
પંચહી સ્વાદ પાંચે રંગ, થાકે ઈષ્ટ પદારથ અંગ
થાકે જાગ્રત થાકે સુપન, થાકે નિદ્રા તુર્યા જગન ॥ ૨૯ ।
થાકે પ્રકૃતિ થાકે પુરૂષ, થાકે બંદુ થાકે અર્ક
થાકે મેહે ઔર વૈરાગ, થાકે બંધ મુક્તિ ત્યાગ ॥ ૩૦ ।
થાકે સીરગુણ સાકાર, થાકે નિરગુણ નિરાકાર
થાકે આદ અંતને મધ્ય, થાકે અષ્ટ સાધક સધ્ય ॥ ૩૧ ॥
ગણ ગંધર્વ ઔર એકવીસ, રામહી બ્રમ્હાંડ ધુણેશીશ
જેતી મન માની વસ્ત, જેતી ઉદે તેતી અસ્ત ॥ ૩૨ ॥
ઉપજે ખપે ઓર પ્રલાય, તે સબ મનકી મમતાય
સદગુરૂ શબ્દ ગ્રહી હથીઆર ખમીયા ખડગ લે મન માર ॥ ૩૩ ॥
ચડે આકાશ સાચા શુર, સુખમણાસેજ વાજે તુર
બહુ વિધ સુન્ય ધરતે ધ્યાન, એ તો હે સકળ અનુમાન ॥ ૩૪ ॥
સકળ શાસ્ત્ર કહેવે દુર, રામ હે ઉલટ આપ હજુર
મેહ વેરાગકા હે કામ, સોહં સપજે સરખા રામ ॥ ૩૫ ॥
જહાં નહિ નાદ જહાં નહિ બુંદ, જહાં નહિ અર્ક જહાં નહી ઈંદુ
જહાં નહી હદ બેહદ ધુન, જહાં નહી વસ્તી જહાં નહીં સુન ॥ ૩૬ ॥
સબહી રામ ખેલનહાર, વે નહિ વાર વે નહિ પાર
વારહી વાર સબહી રામ, પેખ્યા પુરણહી નિષ્કામ ॥ ૩૭ ॥
ઉનમુની છુટી ટેક, સોહી નામ હે સત એક
ચિંતામણી રામ ગુંજાર, ઉનકા કરો દઢ વિચાર ॥ ૩૮ ॥
આદ અક્ષર કી હે વસ્ત, સોહી પ્રગટી સદગુરૂ દષ્ટ
રામાનંદકા કબીર, તાકા પદમનાભ સધીર ॥ ૩૯ ॥

સુમિરણુ નામકી સંમાદ, મેટીવણુ તનકી બાદ
તાકા શીશ હે નિષ્કંક, જાકી આશ કરે વૈકુંઠ ॥ ૪૦ ॥
તાકા રઘુરવામી અસંગ, તાકા જાદવદાસ અવંગ
તાકા શીષ ખટ્ટમદાસ, એકે નામ બીન નહિ આશ ॥ ૪૧ ॥
તાકા શીષ ઉજાગર ભાણુ, જાધર નામ વરત નિશાન
લહ્યા નિજ સુખ સદગુરૂ બેન, જહા કહ્યુ મન પવન નહિ એન ॥ ૪૨ ॥
કર્યો ઉપદેશ મુળહી સાર, પંડ બ્રમ્હાંડ બીજહી પાર
સતગુરૂ ભાણુ કીની મહેર, આપે આપ ઉઠી લહેર ॥ ૪૩ ॥
લોહર વ શમે અવતાર, પરચા ભયા એસી ચાર
ઓરહી પરચા ગુપ્ત અનંત, નામહી ઉપાસી મહાસંત ॥ ૪૪ ॥
તાકા શીષ હે રવીદાસ, કીના નામસે પ્રકાશ
ખોલે સમાધિમે નેન, પરગટ પુરૂશ ઉચરે બેન ॥ ૪૫ ॥
જહાં નહી પ્રાણુ હંસ નીગમ, સોધર હુવા સહેજ સુગમ
દારકારા પરસી સાધ, મંડળી આગે સબ પેટલાદ ॥ ૪૬ ॥
સંવત અષ્ટ દશ આડત્રીસા સાલ, ઉચરે શબ્દ પ્રેમ રસાલ
જેઠહી માસ શુકલ પક્ષ, વારહી ગુરૂ એકાદશ ॥ ૪૭ ॥
ગ્રંથહી ભયો રામ ગુંજાર, જ્ઞાની લહે સો અધિકાર
શીખે સાંભળે ગ્રહે જેહ, સો નર થાએ તુર્ત વિદેહ ॥ ૪૮ ॥
કુંવરજી પોચ્યાં નિચી ત, ખીમહી સામ ચડીઆ ચિંત
મહા સુખકારી જીવણુ પ્રેમ, સંત સેવનકા નીત નેમ ॥ ૪૯ ॥
ગોવર્ધન પ્રીતમ વાલ, ભાવહીદાસ રામ દયાળ
એ સબ સંતનકાહી દાસ, જાકુ રામ બિન નહી આશ ॥ ૫૦ ॥
નામહી ઉપાસી જેહો સંત સોહી ભગત હે ભગવંત
સરવહી સંત રજકી આશ, ભાણુચરણુ રજ કહે રવિદાસ ॥ ૫૧ ॥

## સાખી

નેનહી નીરખે નામકું, છપે નેનકે માંહી
રામ રમત નિત દ્રગનમેં, રવિ કોઈ જાનત નાહી ॥ ૧ ॥
હાંબલ કાબલકે મધ્ય, રામ રમત નિજ સાર
રવિદાસ ઉસમે ગરક, સમજે સબકે પાર ॥ ૨ ॥
પંચ દોહા આદકે ચોપાઈ સતાવન જાણુ
દો હે દોહા અંતકે, સમજે પઢે સુજાણુ ॥ ૩ ॥

## રવિ સાહેબ કૃત શ્લોક

પ્રથમ સમરૂં સદગુરૂ દેવ, નિજ અમૃત રસ વાણી અભેવ ·
સોહર વંશ પ્રગટે ભાણુ દયાળ, જ્ઞાન ચકવે ભક્તિ ભોપાળ ॥ ૧ ॥
ગોઈ હે મેરામ સદગુરૂ મેરા, અખંડ નામે મીટયા અંધેરા
સદગુરૂ એ દીન્હી જ્ઞાન કુંચી, ખોલ્યા કપાટ સુર્તી ચઢી ઉંચી ॥ ૨ ॥
સંત સરવને નામુ શીશ, સત સંગે ઓળખ્યા જુગદીશ
સુરીનર મુનીજન જતન કરે છે, સાધન સાધીને જોગ ધસ છે ॥ ૩ ॥
સદગુરૂ દેશ સોથી ન્યારા, નિગમ અગમ ન લહે પારા
જોગી જોગ સાધીને થકીઆ, હુંહું કરીને અભીમાને બકીઆ ॥ ૪ ॥
જંગમ જગમાં ફીરે અહંકારે, ભેખ ભલા પણ તરે ન તારે
સેવડે સાર વસ્તુ નવ ચીન્હી જીવ રંકરી સુરતી ન ઝીની ॥ ૫ ॥
મુળથી ન લહે આતમ મર્મ, લાભ ન આવ્યો જાણ્યો નહિ ધર્મ
સાવક ધર્મ ચલાવ્યો નિકો, આપ જાણ્યા વન લાગત ફીકો ॥ ૬ ॥
સંન્યાસી ભુલ્યા જટા વધારી, ઘર બાંધી કરે વણજ વેપારી
સર્વ નાશનો જાણ્યો નહિ ભેદ, આતમ ઓળખ્યા નહિ
એમ કહે વેદ ॥ ૭ ॥
દરવેશે દર હાલ ન જાણ્યા, અલ્લા ખુદાકા મુળ નહી પહીચાન્યા
અમથા પુકારે અલ્લા ખુદાહી, ઘરમાં સજીવન વસ્તુ ન પાઈ ॥ ૮ ॥
બ્રાહ્મણ ભુલ્યા પાખંડ પેડે, છોડિ બ્રહ્મ વિદ્યા પૃથિવને ખેડે
ગાયત્રીને ચેતન થઈ ન સાધી, આઠે પહોર તે કર ઉપાધી ॥ ૯ ॥
ખટ દર્શન ને ખટ શાસ્ત્ર ભાઈ, ઘટ ખોજ્યા વિના મુળ ગુમાઈ
બાર પંથને છત્રીસે સતુ, બાહેર અપદાવે ઘર અરૂ બનુ ॥ ૧૦ ॥
સિધ્ધ સાધક સ્વામિને દાસ, લોભે લેવાણા બિન વિશ્વાસ
ગુરૂ ચેલા ઓર સેવક ને સ્વામી, આદ્ય ન ઓળખ્યા અંતરજામી ॥ ૧૧ ॥
શેષ મહેશ સનકાદીક નામુ, તીનહી વસાયા શ્રી સુનગામુ
બ્રહ્મા વિષ્ણુ એ કહી આરદાસ, તેની ગતિ છે ચોથે પદ વાસ ॥ ૧૨ ॥
પ્રથમ ઓાં નહિ પવન સાધ્યા, ઉલટ ગ્રહી મુક્ત કમલ બાંધ્યા
તીહાં વસે છે ગણપતી દેવા, ચાર પાંખડી કમલ અભેવા ॥ ૧૩ ॥
લાલ વર્ણ રીધ સીધ શક્તિ, જાપ છસો ત્યાં જોગની જુક્તિ
મૈથુન કમળ જોયા પ્રકાશી, જારી વાસના સર્વ તપાસી ॥ ૧૪ ॥
બ્રહ્મા સાવિત્રી ખટ દળ માંહી, ખટ સહસ્ત્ર જાપ ત્યાં થાઈ
ચાલી સુરતી ન રહે થંભી, નિરખે ચઢે જ્યાં દશ દલનાભી ॥ ૧૫ ॥

કપીલ વર્ણ જ્યા વિષ્ણુ કુમાર, મત્ત પ્રેમવ તીહા ઉકે વાગ
અષ્ટ હજાર જાપ તીહા થાઈ, વીરલા જોગી તીન રહે સમાઈ ॥ ૧૬ ॥
ચાલી સુરતી પવન સમેતા, દ્વાદશ શિવ જ્યા બેઠા અછુતા
દદે કમલમા જ્યોત જગાઈ, અખ ડ આન દ નાદ બજાઈ ॥ ૧૭ ॥
ખટ હજાર જાપ તીહા કરહી, વિરલા સાધુ તીન સુરતી ધરહી
સોડસ કમલ ઉ ઠ નિવાસા, તીહા કોઈ એક વીરલા દાસા ॥ ૧૮ ॥
જીવ રહે ત્યા શક્તિ જ્ઞાના, તે ગઢ જીતે કોઈ સ ત સુજાના
તીહા કરે સહુસ્ત્ર અજ પા, કરે તેણે જે કાળને ઝ પા ॥ ૧૯ ॥
તીહાથી વિરલા સુરા થઈ ચઢીયા, બત્રીસ પાખડી કમલ મલીઆ
ગ ગા જમુનાને વચ્ચે સરસ્વતિ, તીહા બેઠા કોઇ
મોગ મહાજનિ ॥ ૨૦ ॥
આસન વાળીને બેઠા મહામુની, મુરલી મધુરી મધુરી સુની
તહા સુરતી સ ચરી ભાઈ, દો બીચ શ્રમર સુધ દર્સાઈ ॥ ૨૧ ॥
સહસ્ત્ર એક અજ પા હોઇ, મહારસ પીવે ત્યા વિરલા કોઈ
શ્રમર ગુફામા બીરાજે હ સ, સોહ મણા સ ત સો
અ સના અ'સ ॥ ૨૨ ॥
આગે સહસ્ત્ર કમન અનુપા, તુર્યાતિત ત્યા અદ્રિત રૂપા
પ્રેમજ્યોત ત્યા પ્રેમ પ્રકાશા, સહસ્ત્ર એક અજ પા જાપા ॥ ૨૩ ॥
મહામુની ત્યા ત્રીભુવન રાય, તીહા દર્શન કરે દેવતાય
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર જોગી, કરે દર્શન ત્યા ગાધર્વ લોગી ॥ ૨૪ ॥
એગલા લગી છે હુ હુ ના ખેલ, તેની ઉપરે સહેજ સુન મહેલ
સહેજ સરૂપ સહજાન દ સ્વામિ, સત પહોત્યા જેની
વાસના વાગી ॥ ૨૫ ॥
તેની ઉપરે ધામ હમારા, બેઠા ત્યા સબ જીગ પસારા
શીરગુણ નીરગુણકે વાજ નહી, તે સ્થાને કો સ ત સમાઇ ॥ ૨૬ ॥
પ્રગટ રૂપસે સરજન હાગ, એતે મીટયા મો દેખન હાગ
નખ શીખ બોટી કીયા નીવેડા, એતે મીટયા શ્રમના બેડા ॥ ૨૭ ॥
તીન દેવ ઓર તેત્રીસ ક્રોડા, ઉન પદસે સબ રહે ગયા ઓરા
તત્વ ત ત્રાસી દેખજો અગરી, અ ગત માનમ તત્વદર્શી
આપતે આપ કીયા વીચારા, ઔર કહેગો બગ ગમારા ॥ ૨૮ ॥
રવિદાસ રમતા રામ દખીના, વગ્રુ રૂપ ત્રી જાબુ સરીતા ॥ ૨૮ ॥

હું નહિ તે નહિ જાન નહિ ભાંતી, આપે બોલ્યા મો આપ સુજાતી
સુનતી વીનતી મારી ન બારા, રવી બોલ્યા સો
રમણ હમારા ॥ ૩૦ ॥

## રવિ સાહેબ કૃત ગુરૂ મહિમા

રવીદાસ ગુરૂ સંતકી, જા શીરધારી છાપ
જીવત જગતકો ભેટ લીયો, જનમ મરણ ટલ્યો તાપ ॥ ૧ ॥
ગુરૂ મહિમા ગુરૂ ગમ કહું, સાધુ સંગ પ્રસાદ
રવિદાસ ભાગ અખંડ બ્રહ્મ, સો ગુરૂ નિરંજન આદ ॥ ૨ ॥
ગુરૂ સરા હે સંત સબ, અપને અપને જાન
મેરા સદગુરૂ ભાન હે, સો ગુરૂ નિરંજન આદ ॥ ૩ ॥
તેત્રીસ કોટી દેવતા, રૂષિ અઠાસી સહસ્ત્ર
ચોરાશી સીધ નાથ નવ, અહોં શબ્દ ગુરૂ મંત્ર ॥ ૪ ॥
રવિદાસ ગુરૂ સહેજે મલ્યા, દેખત દીન દયાળ
ચુટકી દીની શબ્દકી, પલમેં ભયા નિહાલ ॥ ૫ ॥
રવિદાસ ગુરૂ સેવતાં, પ્રગટ ભઈ પરતીત
બેઠા અનભે તખ્તપર, ભયા આપ અદ્વૈત ॥ ૬ ॥

### ચોપાઈ

સબ સંતનકી આજ્ઞા પાઉં, ગુરૂ મહિમા અમૃત રસ ગાઉં
આદ્ય અંત નહિ ઓહંકારા, ગુરૂ અવિનાશી સરજનહારા ॥ ૧ ॥
પ્રથમ સદગુરૂ બ્રહ્માંડ બનાઈ, કેતીકબેર છીન ધરા ઉડાઈ,
સરજનહારા ગુરૂ નિરધારા, ગુરૂ સેવે ઉતરે ભવ પારા ॥ ૨ ॥
નિરગુણ ગુરૂ રૂપસે ન્યારા, છાંઈ રહ્યા સબહી સંસારા
હે સદગુરૂ નિરંજન આપ, કાટત કોટ જનમકે પાપ ॥ ૩ ॥
સો સદગુરૂજી ઘટકે માંહી, ચાર અક્ષર આવે નહિ જાહી
સદગુરૂ આનંદ નિરંજન દેવા, આપે લક્ષ અલક્ષ અભેવા ॥ ૪ ॥
ગુરમહિમા હે અપરંપારા, ગુરૂ નારાયણ નર અવતારા
ગુરૂ વિણુ દુજા અવર ન કોઈ, ગુરૂ વિણુ ભક્તિ મુક્તિ ન હોઈ ॥ ૫ ॥
જેતા નામ રૂપ જગમાંહી, સબકો હે સદગુરૂકી છાંહી
હરિ ગુરૂ સંત એક પરમાણો, ગુરૂ ગોવિંદ નારાયણ જાણો ॥ ૬ ॥
ગુરૂ મહિમા હરિ આપ વખાણે, વેદ પુરાણ ભાગવત ટાણે
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર દેવા, આદિ શક્તિ કરે ગુરૂકી સેવા ॥ ૭ ॥

અંસ ચોવીસ નિરંજન કેરા, આદ અંત સદગુરૂકા ચેરા
જેતે નામ રૂપ ગુણ કહાવે, તે સદગુરૂ પદ સકલ સમાવે ॥ ૮ ॥

દોહા

વેદ પુરાન અપાર હે, બ્રહ્મા રહ્યા ભૂલાઈ
ખીર નીર ન્યારા કીયા, રવિ ગુરૂ હંસ વસાઈ ॥ ૧ ॥
ગુરૂ ઇશ્વર ગુરૂ પાર બ્રહ્મ, સદગુરૂ સબકા દેવ
ગુરૂ બિના પાર ન પાવહી, તું રવિ સદગુરૂ સેવ ॥ ૨ ॥
ઇતિ શ્રી રવિ સાહેબકૃત ગુરૂ મહિમા પ્રથમ વિશ્રામ

ચોપાઈ.

ગુરૂકી મહીમા કહા બખાનું, મે મતિમંદ મરમ નહિ જાનું
ગુરૂ મહિમા ગુરૂ આપહી બુઝે, મે મતિમંદ કહા મોહી સુઝે ॥ ૧ ॥
ગુરૂ મહિમા ગુન ગોવિંદ ગાઉ, વ્યાસ વચનકી શાખ બતાઉ
ગુરૂ મહિમા કોઈક જન જાને, વેદ પુરાન શાખ વખાને ॥ ૨ ॥
મેં મુરખ સઠ બુધ્ધિ હીના, જે ગુરૂ કહ્યા સોઈ કહી દીના
રસના એક કહાંલો કહીએ, ગુરૂ પ્રસાદ પરમ પદ લહીએ ॥ ૩ ॥
ગુરૂ મહિમા સુરનર મુનિ ગાવે, શુક સનકાદિક ચરણ ચિત લાવે
નારદ શારદ અગમ બતાવે, શેષ મહેશ નિગમ નેતિ ગાવે ॥ ૪ ॥
રામકૃષ્ણ ગુરૂ આશ ધરાવે, તો મોહી ગરીબકી કાન ચલાવે
સદગુરૂ આદિ અંત મધ્ય સ્વામિ, સદગુરૂ સબકે અંતરજામિ ॥ ૫ ॥
સદગુરૂ સકલ ભુવનકે ટીકા, ગુરૂ બીન સબ સુક્રીતહે ફીકા
સદગુરૂ સકલ કલપકે સાખી, સકલ ભુવન ગુરૂ તનમય રાખી ॥ ૬ ॥
સકલ ભુવન ગુરૂ તનમે દેખું, ગુરૂ ગોવિંદ ન્યારા નહિ પેખું
ગુરૂ સમ ઓર ન દેખું દુજા, આદિ અંત મધ્ય ગુરૂકી પુજા ॥ ૭ ॥
ગુરૂ નારાયણ સત કરી જાનો, શબ્દ પુરાતન સાચા માનો
સદગુરૂ સતપુરૂષ પરમેશ્વર, ગુરૂ નરદેવ દેવ દેવેશ્વર ॥ ૮ ॥
સતકા શબ્દ દીયા દીન જાની, સદગુરૂ રામ પરં બ્રહ્મ જાની
ગોવિંદ પાવે ગુરૂ કે શબ્દ, દીન મલિન મેટે મન લબ્દ ॥ ૯ ॥

દોહા

વેદ પુરાન યું કહતહે, શુકજી પહોંચે ધામ
રવિ કહે ગુરૂ ઉપદેશ બીન, નહિ પાવે વિશ્રામ ॥ ૧ ॥

જનક વિદેહી ગુરૂ કીયા, જાનત હે સબ કોઈ
સુખ સાગર રવિ કહે, શુધ્ધ પહોંચે સોઈ ॥ ૨ ॥

ઈતી શ્રી રવિ સાહેબ કૃત ગુરૂ મહિમા વિશ્રામ બીજો

## ચોપાઈ

ગુરૂ ગોવિંદ દોઈ એક રૂપા, નામ રૂપ ગુણ ભેદ અનુપા
ગુરૂ અવિચળ પદ પૂરણ ધામા, ગુરૂ સ્વામી ગુરૂ જગ વિશ્રામા ॥ ૧ ॥
ગુરૂ ત્યાગી ગુરૂ ધામ સ્વરૂપા, જ્ઞાન ભંડાર અમીરસ કુપા
સદગુરૂ જનમ મરણ તે ન્યારા, સદગુરૂ સગરા સંતજનહારા ॥ ૨ ॥
સદગુરૂ અજર અમર અવિનાશી, સદગુરૂ પરમ જ્યોત પ્રકાશી
ગુરૂસમ ઔર ન દેખુ આના, ગુરૂ ગોવીંદ દોઈ એક સમાના ॥ ૩ ॥
સદગુરૂ અગમ નિગમ પદ પુરા, સદગુરૂ જ્ઞાન ધ્યાન ભરપુરા
સદગુરૂ સબ સુક્રિત સબકેરા, સદગુરૂ આવાગમન નિવેરા ॥ ૪ ॥
સદગુરૂ પ્રેમ નિધન ધર્મ, સદગુરૂ ભક્તિ મુક્તિ કે મર્મ
સદગુરૂ જોગ જાપ વ્રત પુજા, ગુરૂ બીન ઓર આચાર ન દુજા ॥ ૫ ॥
ગુરૂ જપતપ તિરથ સેવા, સદગુરૂ સબ દેવનકે દેવા
સદગુરૂ અનંત કલા બનાઈ, સદગુરૂ આપ અખંડ કહાઈ ॥ ૬ ॥
સદગુરૂ દયા ધરમ સત દાના, સદગુરૂ ભક્તિ જ્ઞાન વિજ્ઞાના
સદગુરૂ બ્રહ્મા વિષ્ણુ મહેશા, સદગુરૂ સુરીનર જન મુની શેષા ॥ ૭ ॥
સદગુરૂ પાર બ્રહ્મ ભગવાના, સદગુરૂ સબકે જીવન પ્રાના
સદગુરૂ ચેતન આતમ રામા, સદગુરૂ પરમ ધમ કે ધામા ॥ ૮ ॥
સકલ તીર્થ ગુરૂ પદ રજ સોઈ, ચાર વેદ ગુરૂ શબ્દે સોઈ
મે મતિમંદ કહા ગુન ગાઉં, સાયર અગમ પાર નહિ પાઉં ॥ ૯ ॥

## દોહા

સદગુરૂ સેવા કીજીયે, ધરીએ એક મન તાર
ગુરૂ બીન કોઉ દુજા નહી, ગુ રવિ સદગુરૂ ધાર ॥ ૧ ॥
રામ કૃષ્ણસે કો બડા, જીનહી રચી સબ સૃષ્ટ ॥ ૨ ॥
રવિદાસ ગુરૂ સેવા કરી, દુર્વાસા રૂષિ વશિષ્ટ ॥ ૩ ॥

ઇતિ શ્રી રવિ સાહેબ કૃત ગુરૂ મહિમા વિશ્રામ ત્રીજો ..

## ચોપાઈ

ગુરૂ ગુરૂ જાપ કરો મન મેરા, ભવસાગર નહિ આવે નેરા
ગુરૂકા ધ્યાન ધરો નરનારી, સહજ સ્વભાવ તરો સંસારી ॥ ૧ ॥
ગુરૂ ગુરૂ જાપ કરો મન પ્યારે, ગુરૂ ગુરૂ કહત કોટી અઘ જારે
ગુરૂ વિશ્વાસ ભરોસો રાખો, દુરમત કપટ દુર કરી નાખો ॥ ૨ ॥
સદગુરૂ મંત્ર હિરદે ધરી લીજે, તન મન ધન સબ અર્પન કીજે
ગુરૂ ગુરૂ જાપ કરો મન ધીરા, ગુરૂકો શબ્દ રાખો હીરે હીરા ॥ ૩ ॥
ગુરૂકો સુમરણ નીશદીન કીજે, જીવન જનમ સુફલ કરી લીજે
એક નામ ગુરૂ દેત દીખાઈ, સોઉ નામ ગુરૂ કલા વસાઈ ।૪॥
ગુરૂ સમર નિજ નામ વિચારો, આપ તરો ઓરનકુ તારો
સદગુરૂ શબ્દ નાવ નિરધારા, ભવસાગર ચઢી ઉતરો પારા ॥ ૫ ॥
ગુરૂ બીન જ્ઞાન ધ્યાન તપ ધરમુ, પાવત નાહી મુક્તિકો મરમુ
ગુરૂ બીન જોગ જાપ તપ કરણી, ઉખરા બીજ ઉગત
નહી ધરણી ॥ ૬ ॥
ગુરૂ ગુરૂ જાપ કરો મન આછે, નહિ તો દુઃખ પાવોગે પાછે
નારદ વેદ બ્યાસ મુની ભારી, વેદ વચન કહે શાખ પુકારી ॥ ૭ ॥
ગુરૂ બીન પ્રભુસુ હોય ન ભેટા, ગુરૂ બીન પીરત માત બીન બેટા
ગુરૂ બીન પીરત જગતમે રોતા, ગુરૂ બીન જ્યુ વેશ્યાકા પુતા ॥ ૮ ॥
ગુરૂ બીન એસે જનમ ગુમાયા, ગુરૂ બીન રમતા રામ ન પાયા
સદગુરૂ બીન ધીર ન આવે, ગુરૂ બીના નીજ તત્વ નહી પાવે ॥ ૯ ॥

## દોહા.

ગુરૂ બીના કછુ ઉગે નહિ, ભક્તિ મુક્તિકો મુળ
પથર બોયે ખેતમે, રવિદાસ ફળ નહિ ફુલ

ઈતિ શ્રી રવિદાસકૃત ગુરૂ મહિમા ચતુર્થ વિશ્રામ

## ચોપાઈ

ગુરૂ દીક્ષા લઈ ચવકી આડા, શત જનમવો સરજે પાડા
સદગુરૂકી આજ્ઞા જે લોપે, તાપર જમ રાજા કોપે ॥ ૧ ॥
સદગુરૂકી અદબ ન રાખે, તાકુ શાસ્ત્ર દોજખ ભાખે
સદગુરૂકો નાવે વિશ્વાસુ, તાકો કાલ કરતહે ગ્રાસુ ॥ ૨ ॥

ગુરૂસે માન ગુમાનં જણાવે, સો શીષ સીધા જમપુર જાવે
ગુરૂસે આડા તેડા બોલે, શ્વાન હોઈકે ઘર ઘર ડોલે ॥ ૩ ॥
ગુરૂસે જ્ઞાન ગર્વ દેખાવે, કોટી જનમ કુકરકો પાવે
ગુરૂમેં વાદ કરે નર નારી, કોટી જનમ પડે નર્ક મોઝારી ॥ ૪ ॥
ગુરૂકો શબ્દ મેટ પગ ધરીએ, તો ભવસાગર કેસે તરીયે
સદગુરૂકી મરજાદ ન ધરહી, લખ ચોરાસી કુ ડમે પડહી ॥ ૫ ॥
ગુરૂકો શબ્દ સુને નહિ કાના, ભવસાગર બુડત અભિમાના
ગુરૂકુ દેખ કરત અભિમાના, બ્યાસ વચન પડે નર્ક નિદાના ॥ ૬ ॥
ગુરૂકો જ્ઞાન મેટત મત થાપી, તીન લોકમે બડો તે પાપી
ગુરૂકુ મેટ વખાને આપા, ધરતી ભાર મરત તેહી પાપા ॥ ૭ ॥
ગુરૂસે ઊલટા બચન સુણાવે, શત જનમ કોઢીકે પાવે
ગુરૂસે શીખ ઉ ચા હોઈ બેઠે, શત હાથ ધરા હેઠે પેઠે ॥ ૮ ॥
ગુરૂસે ઉલટા સુનાવે બેના, શત જનમ અ ધા હોઈ નેના
ગુરૂ આજ્ઞા બીન જો કછુ કરીયે, તો ભવસાગર કેસે તરીયે ॥ ૯ ॥

### દોહા

શીવ પુજામે બેઠકે ગુરૂસે કર્યો ગુમાન
રવિ કહે શીવ શ્રાપતે પર્યો ચોરાશી ખાન ॥ ૧ ॥
બ્રાહ્મણ દેહ અનેક ધરી, પ્રગટયો કાક ભુશ ડ
નામ ઉપાશી રવિદાસ કહે, જાનત હે નવ ખ ડ ॥ ૨ ॥

ઇતિ શ્રી રવિ સાહેબકૃત ગુરૂ મહિમા પાચમો વિશ્રામ

### ચોપાઈ

ગુરૂ ની દા જાકે મુખ ઉપજે, કોટી જનમ ગધ્ધા હોઈ નીપજે
ગુરૂ ની દા જાકે મુખ હોઈ, વાકા મુખ દેખો મત કોઈ ॥ ૧ ॥
ગુરૂ ની દા જો શ્રવણે સુણીએ, અપને હાથ પ્રાણ નીજ હણીએ
ગુરૂની દક જો કોઈ નર હોઈ, વાકા સ ગ કરો મત કોઈ ॥ ૨ ॥
ગુરૂ ની દક ધરતી પગ ચ પે, તાકે ભાર ધરન અતિ કંપે
ગુરૂની દક અવની પર સોવે, ધરતી ધ્રુસે શેષ અતી રોવે ॥ ૩ ॥
ગુરૂની દક મુખ હસકર બોલે, ધરતી ગગન મેહ ધર ડોલે
ગુરૂની દક જે બલ દીખાવે, જ્ઞાની કાન મુ દકે જાવે ॥ ૪ ॥

ગુરૂનીંદક જનમ્યા કુલમાંહી, જમ ઘર આનંદ હોત વધાઇ
ગુરૂનીંદકકા હે મુખ કાલા, સો મુખ જળો અગની જવાળા ॥ ૫ ॥
ગુરૂનીંદક મુખ મેલો વિષ્ટા, વ્યાસ વચન નીંદક ખડ દુષ્ટા
ગુરૂની દકકા મોઢા જારો, આપ મરો નીંદકકુ મારો ॥ ૬ ॥
ગુરૂનીંદકસે બાત ન કીજે, આગે જાઈ હલાહલ પીજે
ગુરૂનીંદક જો ભેટે આઈ, ધ્યાન દાન જપ તપ લેઈ જાઈ ॥ ૭ ॥
ગુરૂનીંદક જમકીંકર ચારો, ગુરૂ નીંદકકું જો કોઇ મારો
ગુરૂનીંદકો પાપ અપારા, કૈસે કહુ મેં વારંવારા ॥ ૮ ॥
ગુરૂની દકકા મસ્તક છેદે, તાકો પાપ રતિ નહિ ભેદે
ગુરૂની દક નર નકટા કહીએ, ગુરૂ નિંદક સન ભક્તિ ન લહીયે ॥ ૯ ॥
ગુરૂનીંદક જો સનમુખ આવે, બુધવંત કાન મુંદકે જાવે
ગુરૂ નીંદા સમ પાપ ન દુજે, ધીક મતીમંદ કહા તોહી સુજે ॥ ૧૦ ॥

દોહા

ગુરૂનીંદક નર નુગરા, મહા પાપી નર મુંઢ
રવીદાસ કહે અધમતે, પર્યો ચોરાસી કુંડ ॥ ૧ ॥

ઇતિ શ્રી રવીસાહેબ કૃત ગુરૂ મહીમા છઠો વિશ્રામ

ચોપાઈ

સદગુરૂસે રહીએ કરજોરી, જેસે નટરી ચઢતે દોરી
મકર તાર ચઢી મોજહી પાવે, ડગે સુરત ભુકા હોઈ જાવે ॥ ૧ ॥
સતગુરૂ સત પુરૂષ સત સ્વામી, મનવશ કરી રહીએ શીર નામી
સદગુરૂ આદ અખંડ સરૂપા, ગુણ નિરગુણસે ન્યારા રૂપા ॥ ૨ ॥
ઝલમલ ઝલમલ સતગુરૂ તેજા, સુર તપે બહુ સદગુરૂ સેજા
અનંત ચંદસે સીતલતાહી, અનંત તેજ તે અધીક કહાઈ ॥ ૩ ॥
સદગુરૂકું સબ આગે ધરીએ, તનમન ધન સબ અર્પન કરીએ
સદગુરૂકી લોપે નહી વાચા, સો સદગુરૂકા સેવક સાચા ॥ ૪ ॥
દારા સુતવીત ધામ અવાસુ, સોંપી ગુરૂને થઇએ નિરાસુ
સો સીખ પાવે રામહી રમતા, કાણુ વચન મન આણે સમતા ॥ ૫ ॥
જે સદગુરૂ અવગુણ દેખાવે, મહા અમૃત સેવક મન ભાવે
નિર્મોહી સદગુરૂકી રીતી, સાચા સેવક આણે પ્રીતી ॥ ૬ ॥
સાર સાર જે સરૂવે વસ્તુ, કરીએ ભેટ ગુરૂને હરતુ
ચઢે ખુમારી જો મટી જાવે, ગુરૂ ભજનસે જો લક્ષ લાવે ॥ ૭ ॥

વળગે નહી કબહુ મન બાજી, જો સદગુરૂકુ રાખે રાજી
સદગુરૂ મુખમે વચન ઉચારે, ઝડપ લીયે શીખ તન મન વારે ॥ ૮ ॥
ગુરૂ મહીમા સબસે અધીકાઈ, શીવે શીવા પ્રતી કહ્યા ફ્હાઈ
વેદ વચન મો બ્યાસે ગાયા, ગુરૂસે અધીક નહી ગ્યુગાયા ॥ ૯ ॥
પ્રગટે સદગુરૂ રોહેર વાગાહી, મો સદગુરૂકી કરત બડાઇ
નિજ ધ્યાન નિજ ભેદ બતાયા, નિશ્ચે કરી નિજ નામ લખાયા ॥ ૧૦ ॥
ભાણુ ગુરૂને કરૂં આદેશ, ગુરજર ધરણ ગુરૂ કીયા પ્રવેશ
મહીકાંઠે શેરખીમે વાસા, ગુરૂ ભાણુ સેવક રવીદાસા ॥ ૧૧ ॥
ત્રિસંધ્યા પઢહી યહ પાઠા, છુટે બંધ પદ લહે નિરાટા
જોગ જાગ વ્રત તપ અહહી, પઢી ગુરૂ મહીમા સબ ફ્લ લહહી ॥ ૧૨ ॥
વિષ્ણુ સહસ્ત્ર આદી લઈ ગીતા, કવચ નારાયણુ પરમ પુનીતા
ભાગવત આદી પાઠહે જેતે, પઢી ગુરૂ મહીમા ફ્લહે તેતે ॥ ૧૩ ॥
કાશી ક્ષેત્ર જઈ દેવે દાન, ગયા પ્રાગ પુસ્કર સ્નાન
ચીત નીરમલ હોઈ પાઠ જો કરહી, સો નર સેહેજે ભવ-
નિધી તરહી ॥ ૧૪ ॥
વેદ પુરાણુ શાસ્ત્ર બીલોઈ, સદગુરૂ તત્વ નિકાસ્યો દોહી
ગુરૂ મહીમા સારનકે સાર, ઉમીયા પ્રતી કહે ત્રીપુરારર ॥ ૧૫ ॥
ગુરૂ મહીમા ગુરૂ ગમમે ગાયા, ચઙચડ અનહદ નાદ બજાયા
પ્રેમ જ્યોતિ જ્યાં અલખ સ્વરૂપા, ત્યાં સદગુરૂકા અંશ અરૂપા ॥ ૧૬ ॥
જ્યોતી પાર સદગુરૂ બીરાજે, અમર પુરૂષ રવી ચંદા લાજે
એક પ્રકાશે સકલ પ્રકાશા, તામે લીન ભયા રવિદાસા ॥ ૧૭ ॥

## દોહા

ગુરૂ મહીમા પુરન ભયો સદગુરૂ પ્રગટે માહી
રવિદાસ ઉસમે સમ્યા નામરૂપ રહ્યા નાહી ॥ ૧ ॥
ગુરૂકી ઉપમા અનેક હે, રની કહે રસના એક
શેષ કોટી ના કહ સકે મહિમા ગુણુ વિવેક ॥ ૨ ॥
ગુરૂ અધિક ગોવીંદતે, શ્રુતી સ્મૃતિ કહે શાખ
ગુરૂ બીન ગોવીંદ ના મીલે, ભવે ભવો પ્રતી ભાખ ॥ ૩ ॥
સબ વિશ્રામ ગુરૂ મહાત્મ્યકે, સુણે પઢે નર નાર
ભવ સાગર કે પંથકો, રવિ નીશ્ચે પાવે પાર ॥ ૪ ॥

દ્વાદશ નવ સાખી બની, સીતેર હે ચોપાઇ
ગુરૂ મહીમાકે ગ્ર થકો, જો રવિ ગુણ ગાઇ ॥ ૫ ॥
સ વત અઢાર અષ્ટ જેઠમે, કુજ ચૌદશ તિથી જાન
ગુરૂ મહીમા કીનો રવિ, યથા બુધ્ધી પ્રમાન ॥ ૬ ॥
ઇતિ શ્રી રવિ સાહેબ કૃત ગુરૂ મહીમા વિશ્રામ સાતમો

સ પૂર્ણ,

## શ્રી ગણપતીનુ ભજન

સમરૂ સાજ સવેરા એવા ગુણનાપતિ સુ દાનારેજી ॥ ટેક ॥
માતા ભણીજે જેની પાર્વતિ હે સ્વામિ પિતા શ કર દેવા ॥ ૧ ॥
ધી સી દુરની સેવા ચઢે હે સ્વામિ ગળે ફુલડાની માના ॥ ૨ ॥
મયુર મુકુટ શિર છત્ર બીરાજે, સ્વામિ કાનુમે કુ ડળ વાળા ॥ ૩ ॥
અઢારે વર્ણના વિઘ્ન હરો છો, સ્વામી ધર્મની
બાધેલ ધર્મશાળા ॥ ૪ ॥
કહે રવિદાસ સતભાણ પ્રતાપે, સ્વામી ખોલેન બ્રહ્મના તાળા ॥ ૫ ॥

## ખીમ સાહેબ તથા રવિ સાહેબની પ્રશ્નોત્તરી

જીરે સ તો ભેદ અગમરા બુજો ॥ ટેક ॥
કયુ કર સદગુરૂ સમરીએરે, કયુ કર લીજે નામ,
કયુ કર ઉનકુ દેખીએ, કહા છે આતમ રામ,
તમે ભેદ અગમરા બુજોરે ॥ ૧ ॥
શ્વાસો શ્વાસે સમરીએ અવનીશ લીજે નામ,
નુરત સુરતસે દેખીએરે, ઘટો ઘટ આતમ રામ
સ તો ભેદ બ્રહ્મરા પાયારે ॥ ૧ ॥
કહાસે વીજા કરે ઝબુકારા, કહાસે જ્યોતી જાગે,
કહા સદગુરૂકી નોબત બાજે, તખતે કોન બીરાજે,
તમે ભેદ અગમરા બુજો ॥ ૨ ॥
આપ તેજસે હુવા ઝબુકારા ત્રીકુટી જ્યોતી જાગે
ગગન મ ડળ મે નોબત બાજે, તખતે આપ બીરાજે
સ તો ભેદ બ્રહ્મરા પાયારે ॥ ૨ ॥

કહાંસે આયા કહાં જાયગા, કહાં તુમારા ધામ,
આ કાયા કાલે પડી જાશે, તમે બતાવો ઠામ,
તમે ભેદ અગમરા બુજો ॥ ૩ ॥
હમહી આયા નુરસે, અમરાપુરમે ધામ
ચડી સુરત અસ્માને ઠેરાણી, અલ્લ હમારા ધામ
સાધુ ભેદ અક્ષરા પાયા રે ॥ ૩ ॥
કોન શબ્દસે ધુન લગાઇ, કોન નામ નિરધારા,
ખેમદાસ રવિદાસકુ પુછે, માની બોલોકે બારા
તમે ભેદ અગમરા બુજો ॥ ૪ ॥
સત શબ્દસે ધુન લગાઈ અર્ધ નામ નિરધારા
કહે રવિદાસ ગુરૂ ભાન પ્રતાપે, સોહં સોહંમે ન્યારા
સાધુ ભેદ અક્ષરા પાયા રે ॥ ૫ ॥

## ખીમ સાહેબનો પ્રશ્ન

કોઈ પરખંદા, સતશબ્દકા રૂપ, કોઈ પરખંદા ॥ ટેક ॥
મુળ શબ્દ સો કહાંસે ઉઠે, કોન દેશમેં બોલે,
કોન મંડળ શબ્દકા વાસા, તત્વ વિચારી તોલે, ॥ કોઈ ॥ ૧
કીતના લંબા કીતના ચોડા, કીતના હે અનુમાના,
કેસા રૂપ શબ્દકા સાધો, બતલાઇ દો કર ધ્યાના ॥ કોઈ ॥ ૨
કીતના હલકા કીતના ભારી, ખારા હે કે મીઠા,
મોહી ગરીબકુ કહી સમજાવો, શબ્દ કોન બીધ દીઠા, ॥ કોઈ ॥ ૩
શરીર ખોજ શબ્દકું પકડો, હાથ ગ્રહી બતલાવો,
પડે પીંડ પ્રગટ ધર ભાંગે, શબ્દ કહાં સમાવો ॥ કોઈ ॥ ૪
ખીમદાસ રવીદાસકું પુછે, ગમ કર ગગના હેરી,
કોન નિરંતર કોન દેશમે, કહાં સમાવે દોરી ॥ કોઈ ॥ ૫

## રવિસાહેબનો ઉત્તર.

કોઈ લહંદારે સત શબ્દકા વીચાર ॥ કોઈ ॥
મુળ શબ્દ નાભીસે ઉઠે, ત્રીવેણી રહી બોલે
સુન્ન મંડળ શબ્દકા વાસા, બોજતલ સાધુ બોલે ॥ કોઇ ॥ ૧

દ્વાદશ આંગળ બાહેર લંબા, ચૌડા હે સર્વંગા
જેસા દીપક ધરા મંદરમેં વેસા શબ્દકા રંગા ॥ કોઈ ॥ ૨
હલકા સો સંતે નહીં માન્યા, ખારાવાકુ કહીએ
મીઠીસો મરજાદ ગુરાંકી, સાત્વીક બુધ્ધીએ રહીએ ॥ કોઈ ॥ ૩
અર્થ ન સુઝે એસા અટપટ, તાસે ભારે હોઈ
ઝીણાસો સમજી સત ભાખે, વેસા વિરલા કોઈ ॥ કોઈ ॥ ૪
દોઉ કમલકી અણી અગ્રપર, રૂપ શબ્દકા દેખ્યા
સુરત શબ્દમે લીન ભઈ, તબ દીયા કરમ પર મેખા ॥ કોઈ ॥ ૫
છતે પીંડ જબ સનમુખ દર્શા, દ્વાદશ અંગુલ જબહી
બ્રહ્મ ચક્ષુ ભઈ બ્રહ્મ અગનસે, જલી વાસના તબહી ॥ કોઇ ॥ ૬
સદગુરૂ શબ્દે ભયા સ્વતંત્ર, ઘટ મઠપટ દર્શાયા
રવિ રામ પીંડ પડયા શબ્દ તબ, નિરાધાર સમાયા ॥ કોઈ ॥ ૭

———:—:———

અનુભવ કરીઓ રે કરનાર ॥ ટેક ॥
કહો અનુભવકી રીત, બડે તુમ સંત કહાવો,
દીલમે કરો બીચાર, ચોપસે ચરચા લાવો,
આંટી છુટે મન તણી, ભાગે દીલની ભ્રાંત,
પશ્ચિમ દેશ પરમોદકે, અબ કયુ બેઠે નીગાત ॥ અનુ ॥ ૧
કહો પવનકા મુળ, મનસો કહામે આયા,
કહાં ઉન કીયા સ્થાન, દો મિલ કહા સમાયા,
શબ્દ કહાંસે ઉઠતહે, ઠીક કહાં ઠેરાય
નાદ બુંદકા રૂપ કહો, મુને સત દીયો સમઝાય ॥ અનુ ॥ ૨
કહો જીવકા રૂપ શીવકા સ્વરૂપ કહીજે,
કરો જુજવા અર્થ, સત્ય સિધ્ધાંત લહીજે,
જીવ શીવ કયા રહેરે, મોઈ કહો અનુમાન,
અગાધ વસ્તુ અખંડ હેરે, પ્રગટ કરો હમ જ્ઞાન ॥ અનુ ॥ ૩
હમ તુમ ભાગે દોય, હંસા કયાં જઈ હળીયા,
પડે પીંડ પરગટ, મન કહો કયા જઈ મળીઆ,
કહે રવિદાસ સૂણો અનુભવી, અલખ દીયો લખાઇ,
તબ હમ સદગુરૂ ધારહી, તુમ તત્વ દીયો બતાઈ ॥ અનુ ॥ ૪

———:—:———

આતમ નિરખો રે નિરવાણ ॥ ટેક ॥

સત ગુરૂકે ઉપદેશ, જ્ઞાન અનભે ઉર જાગ્યા,
પપીઅલ મીન વીહંગ, ખોજ કર ભે ભરમ ભાગ્યા,
પરી ઉતર સદગુરૂ કહે, જાકી કલા અનંત
વેદ બુધ્ધિ બુધ નવ લહે, સમજે વિરલા સંત ॥ આતમ ॥ ૧

નાભિ પવન અસ્થાન, મન અષ્ટદલ કમલ માહીં
ભ્રકુટી વાકા સ્થાન દો મિલ વહાં સમાહી
શબ્દ શુન્યસે ઉઠતહે, પીર શુન્ય સમાઈ
નાદ લીન ભયા બિંદમેં બિંદ નીર જન રાય ॥ આતમ ॥ ૨

પંચ તત્વ વિષય, મલી કરી જીવ કહાયો,
દેહ છંડી મન પ્રાણ માન માહી બંધાયો
સોહં બ્રહ્મ અગાધ હે રે લીપે ન છીપે સોય
ઘટ ઘટ પ્રગટ રમી રહ્યા, ચીને વીરલા કોય ॥ આતમ ॥ ૩

જીવકી શકતી અજ્ઞાન શીવકી શકતી માયા
એ દોનુતે ભીન્ન અખંડ અદ્વૈત અજાયા
જીવ શીવ કેવાય નહી, હુમ તુમ નહી કોઈ હામ
વ્યતિક પદ પરમાતમા, નિરાલંબ નિજ ધામ ॥ આતમ ॥ ૪

એ સદગુરૂકા દેશ નિગમ નેતી કરી ગાવે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ ખોજ કોઈ પાર ન પાવે,
નીજાનંદકો અનુભવી, નામ રૂપકો નાશ,
બ્રહ્મ મગન હોઇ બોલીયા, અણુછર્તા રવિદાસ ॥ આતમ ॥ ૫

---

જીન કીયા બ્રહ્મસે ભેળા, સદગુરૂ મેરા હોજી ॥ ટેક ॥

નિશ્ચલ પદવી નિરખે પાઈ, સુરતી અગળ બગલ ન જાઈ,
સદગુરૂ શબ્દે દીયા બતાઈ, મનકુ ઘેરા ॥ જીન ॥ ૧

મુળ કમળકુ બહોત દબાયા, ઉલટા કમળ સોઈ સુલટાયા,
ધીરે ધીરે પવન ચઢાયા, હરદમ હેર્યાં ॥ જીન ॥ ૨

કામ કમલ હે ખટદલ જેસા, તામે જાઈ કીયા પરવેશા,
આગે અજરાયેલકો દેશા, ચઢયા સવેરા ॥ જીન ॥ ૩

નાભિ પશ્ચિમમે પરવરીયા, ધગકુ લઈ અધર પર ધરીયા
ઉગ્યા અરકને અમૃત ઝરીઆ, નાભ । નેરા ॥ જીન ॥ ૪
સુન શીખર ધડ દીયા અસ્થાના, બાજે અનહદ શબ્દ નિશાના
ઝંડા રોપ્યા મુક્ત મેદાના, ડગે ન ડેગ ॥ જીન ॥ ૫
જાહેર ખોજ કોઈ જોગી પાવે, શીખર ચઢેકી સાન બતાવે
તાકુ રવિરામ શીશ નમાવે, ભાણકા ચેલા ॥ જીન ॥

---

મેરા સદગુરૂ સરવંગી, હો । પીવેજી ॥ ટેક ॥
પ્રથમ શ્રીફળ પડ પ્રમાણ, માથે મેરૂ તણા મંડાણ
નિશ્ચે પીવે તુર નીરવાણ, સતગુરુ સંગી ॥ મેરે ॥ ૧
શીરા કમળકી ચલમ બાની, તીન ગુણ તમાકુ લીની,
બ્રહ્મ અગ્નીકા તણખી દીની જની વાસના જગી ॥ મેરે ॥ ૨
હોકકો પાણી વિના પરવરે, ગુરૂગમ ગગનમા ગડગડે,
પ્રારબ્ધ હોઈ તો પુરા મળે બીજા રસના રંગી ॥ મેરે ॥ ૩
હરદમ હોકા રવિરામે પીધા અમર પટા લખાવી લીધા,
સતગુરના ચરણે સીધ્યા, ભ્રમણા ભાગી ॥ મેરે ॥ ૪

---

કોઈ હદ્દા કહતન આવે મોહી, ॥ કોઈ ॥ ટેક
દેખો વાકુ વાચા નહી વાચા દેખત નાહી
ગુંગેકી ગતી ગુંગા જાને સમજ સમજ મુસકાઈ ॥ કોઈ ॥ ૧
શુરેકી ગત શુરા જાને કાયરકુ ગમ નાહી
કથણી બકની કામ ન આવે આપમે આપ સમાઈ ॥ કોઈ ॥ ૨
જાકે આગન કલ્પ વૃક્ષહે, સો પણ ભુખ્યા નાહી
જાકે દીલમે દાવા નાહી, વાકુ મીલીયા સાંઈ ॥ કોઈ ॥ ૩
મરજીવામો મોતી લાવે ઉપર રહે મોતારા
ઘી સ્વાદરી જીભ્હા જાણે ક્યુ કહે મીઠા ખારા ॥ કોઈ ॥ ૪
કહે રવિરામ ભાણ પ્રતાપે, ઈગમ અગમ અપારા
લુણકી પુતલી ગઈ જલમા, કયુ કર નીકસે બારા ॥ કોઈ ॥ ૫

---

કોઇ રહ દા રે ઉન્મુની મુદ્રા માહીં ॥ કોઈ ॥ ટેક
ખમીયા ખલકા સ તોષ ટોપી, એ શીકરાઈ ફકીરા
શેની સહેજ આડબ ધ અનભે શીલ લ ગોટ સધીરા ॥ કોઇ ॥ ૧
કરણી કુ ડી ધીરજ ધોકા, પાત્ર પ્રેમકા પાસા
નેપુર કરવા ફુલ ફકીરી, કરે હાર ફુલવાસા ॥ કોઈ ॥ ૨
રહે ગરકાવ ગુરગમ જાગે, આઠ પહોર અલમસ્તા
તાળી લાગી તાર ન તુટે, આન દહી ઘર વસતા ॥ કોઈ ॥ ૩
ઉલગી નાડી ચઢી ખુમારી, ઉલગી ચલહી આશા
સુલટા દમકુ જો ઉલટાવે, દેખે ત ત તમાસા ॥ કોઈ ॥ ૪
ફના હુવા સો અદલ ફકીરા, ભલા ન જાણે કરતા,
રવિરામ સત ભાણુ પ્રતાપે નહિ જીવત નહિ મરતા ॥ કોઈ ॥ ૫

———

કોઈ જાગ દા રે, સુપનેકી બુધ્ધી સમાવે ॥ કોઈ ॥ ટેક ॥
કયા ભયા જાગ્યા દીન ચારી, સુપન ઘેન મદ માતી,
જૈસા ચ દા બીજકા પ્રગટા, ફીર અ ઘેરી રાતી ॥ કોઇ ॥ ૧
ગાવે બજાવે કરે કીલોલા, કલેજે ન પડયા છેદા
જૈસા પથરા પાણીમાહી, ભીતર નાહી ભેદા ॥ કોઈ ॥ ૨
મારગ વ કા કરલે ક ન, નહી કાયરકા કામા,
સત શબ્દ સતગુરૂકા અદીલે, દેખ તપાસી નામા ॥ કોઈ ॥ ૩
સમજે નહી સતગુરૂકી સમશ્યા, નિરખ્યા નહી નીરાટા
ખબર કરી દીલ ખોજ્યા નાહી, ઉઘડયા નાહી કપાટા ॥ કોઈ ॥ ૪
કહે રવીરામ સતભાણુ પ્રતાપે, ચેત ચેત જીવ આ બેરા
અબકા ચુકગે ચોરાશીમા, બહોત ફીરેગા ફેરા ॥ કોઈ ॥ ૫

———

માનુની મેરા ભેદી પનીહારી ॥ માનુની ॥ ટેક
મે પનીહારી મહારાજકી, છીલર જલે ન નાહુ
પ ક દોડ પીયા લે પે હુ, નિર્મલ જલ ભરી લાવુ ॥ માનુની ॥ ૧
સુરત નુરત સાધી ત્રીકુટી, અનહદ નાદ બજાવુ
ગગન મ ડળમા પીયુકી ગાદી, વહાં જઇ શીશ નમાવુ ॥ માનુની ॥ ૨

મુરશદ ભેદ બતાયા મોકું, શુધ જલ પુરા પાયા
જનમ મરણકા સાસા મીટયા, અમર જુગો જુગ જીયા ॥ માનુની ॥ ૩
પી ડ બ્રહ્માંડ તણા પડ છુટયા, શીખર ચડીયા પાણી
રવીદાસ ગેબી ગુલતાના, પિયુ પતિવ્રતા પટરાણી ॥ માનુની ॥ ૪

———:—:———

લાલ ગુજરી રે લ્યો ગુરૂજ્ઞાન બીજારી ॥ લાલ ॥ ટેક
મરમ લહો તુમ મુળ શબ્દકા, મનખા જનમ કયું ખોવે
જો નહી માનો સતકા બચના, ગુરૂકું બુઝી જોવે ॥ લાલ ॥ ૧
પ્રેમ પ્રેમ તુમ કયા પોકારો, દેખો પ્રેમકા દેશા
કહું તલ બસે દેખ તપાસી, કરે શબદ ઉપદેશા ॥ લાલ ॥ ૨
હેત ગાંઠ વીન જાન અવસ્થા, ભીતર માંહી ભાલે
તનમન જોબન ભસ્મ કરીને, બ્રહ્મ અગન પરજાળો ॥ લાલ ॥ ૩
શ્રીગુણસે સંશય નહિ છુટે, ગુરૂ ગમ કબહુ ન જાગે
સદ્દગુરૂ શબ્દે દેખ ઘટ ભીતર, આવા ગમન ભય ભાગે ॥ લાલ ॥ ૪
જાકું તુંમ સાચા કરી જાણો, વાકી ખોટી આશા
ભાણ પ્રસાદે સંત ચરણ રજ, બોલ્યા સત રવિદાસા ॥ લાલ ॥ ૫

———:—:———

રેંટીડોરે રહી ફીરૂં ઘરમાંહી, નીરગુણ ચરખીડો ॥ ટેક ॥
મેં પતિવ્રતા નાર પીયાકી, બાહેર કબહું નજાવું
ચરખા ફીરૂ પિયુ કું હેર, આન પુરૂપ નહી ચાહું ॥ રેટીડો ॥ ૧
આરા પાંચ પચીસે પંખા, નવે દામણે બાધ્યા
કલ દેખી કાંતુ ગુરૂ ગમસે, આઠ પહોર એ ધંધા ॥ રેટીડો ॥ ૨
તોરણીયા ને ત્રાંક થાંભલી, મલી સુરાકી જુક્તિ
શીલ સંતોપ જ્ઞાન વેરાગે, વિધ વિધકરી કહી વીગતી ॥ રેટીડો ॥ ૩
ઉલટા સુલટી માળ ફીરત હે, ત્રાક તાર સુરત રાખી
તુંહી તુંહી રેંટીડો બોલે, અનભે કોકડી આખી ॥ રેટીડો ॥ ૪
ત્રીવેણીના તીર ઉપરે, શબ્દાતીત સુતરીઓ
સુતર સહિત મુજેકુ વહોરી, માલ વખારે ભરીઓ ॥ રેટીડો ॥ ૫
અનેક ખસમ કીયા વણ સમજે, સદગુરૂ બંદન ત્રોડયા
રવિદાસ પતિવ્રતા પિયુ પ્યારી, સ્નેહ સુતરીએ જોડયા ॥ રેટીડો ॥ ૬

નુરતે સુરતે નિરખો, એના ઘડનારાને પરખો,
આકોણે બનાવ્યો ચરખો ॥ ટેક ॥
આવે જાવે એ બોલાવેછ, જ્યાં જોવું ત્યાં સરખો
દેવળ દેવળ કરે પુકારા, પારખ થઈને પરખો ॥ આકોણે ॥ ૧
ધ્યાનકી ધૂનમેં જ્યોત જલતહે, મીટયો અંધાર અંતરકો
એ અજવાળે અગમ સૂઝે, ભેદ જડયો ઉન ઘરકો ॥ આકોણે ॥ ૨
પાંચ તત્વકા સાજ બનાયા, ખેલ ખેરા એ નરકો
પવન પુતલી રમે પ્રેમમે, જ્ઞાની હોકે નિરખો ॥ આકોણે ॥ ૩
રવિરામ બોલ્યા પડદા ખોલ્યા, મેં ગુલામ ઉન ઘરકો
એ ચરખાની આશ ન કરજે, ચરખો નહિ રહે સરખો ॥ આકોણે ॥ ૪

———:—:———

લોહી માટીકા ચણીઆ બંગલા, ખુબ બન્યા, ખુબ બન્યાજી ॥ ટેક ॥
તીનમેં સાઠ વાંકું ચીરા લગાયા, ચોસઠ બંધ બંધાયા
બહોતેર કોઠા બે માંહી જાળી, ઉપર ચમડા છાયા ॥ ૧ ॥
હીરા માણેક જ્યોત અપારા, વરસે અમૃત ધારા
મરજીવા નર ચડે મેદાને, નિરખે નિરખન હારા ॥ ૨ ॥
એ બંગલાપર છત્ર બીરાજે, વહાં ઉનકા રાજા
સુખમના નારી સેજ બીછાવે, બાજે અનહદ બાજા ॥ ૩ ॥
માંહીકા માંહી ન્યારેકા ન્યારા, એસા ખેલ રચાયા
કહે રવિરામ ભાણુ પ્રતાપે, અખે અમર ઘર પાયા ॥ ૪ ॥

———:—:———

તન બંગલેકા કીયા કમઠાણજી, સોઈ તો કારીગર ન્યારા હે ॥ ટેક ॥
સોહંકારકી ઈંટ લગાઇ, સોહંકારકા ગારા હે
ચેતન ચુનો માંહી માયાકા મસાલા, રંગ લગયા રેણુંકારાહે ॥ ૧ ॥
પાંચ કડીઆ ને પચીસ મજુરા, તીન લગા સુતારા હે
તીનમે સાઠ વાંકુ ચીરા બંધ બાંધ્યા, અસલ ધાતુકા હાલા હેજી ॥ ૨ ॥
નવ દરવાજા દસમી બારીજી, નવ લાખ જાળીયાં અપારા હે
ઉપર બેઠક નીચે કચેરીજી. ચંદ્ર સુરજ ઊજીયારા હેજી ॥ ૩ ॥
પાંચ ચોર ખબર કરી રાખોજી, ચાર હે ચોકીદારા રે
સુન મંડળમે સેજ બીછાઈછે, અલખ પુરૂષકા દીદારાહેજી ॥ ૪ ॥
અધર તખતપર આપ બીરાજેછે, ઝલમલ જયોતી ઉજીઆરા હે
કહે રવિરામ ગુરૂ ભાણુ પ્રતાપેજી, ભવ સાગરકા તારા હેજી ॥ ૫ ॥

———:—:———

ધર અધરસે અવાજ કેસા હોતાજી, બીન દારૂમે ઉડાતાહે ॥ ટેક ॥
બ દુક નોતી વાકુ ગજ પણ નોતાજી, બીન ગોળીસે મરજાતા હે ॥ ૧ ॥
કોણ નર ભરતા ને કોણ નર ઉડાતાજી, કોન નીશાન ઠેરાતા હે ॥ ૨ ॥
ઓહ ભરતા ને સોહં ઉડાતાજી, નિરભે નિશાન ઠેરાતા હે ॥ ૩ ॥
એરે અવાજ કોઈ જ્ઞાનીનર સુણતાજી, સમજ સમજ સુખ પાતા હે ॥ ૪ ॥
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપેજી, શબ્દમે સુરતી મીલાતા હે ॥ ૫ ॥

---

તારા મન પવનને વારો, ખોવે છે માહી એક તારો એક તારો ॥ ટેક ॥
સુરત સુરતકી સીડી રચી હે, માહી હેરે હેરણ હારો ॥ ખોવે ॥ ૧
ઓહ સોહ સમ ઘટ રમીઆ, માહી ભભકુ
દીએ તેને ભાલો ॥ ખોવે ॥ ૨
અનઘડ આતમ દેખો દેવળમે, ખેલ રચ્યો ચોધારો ॥ ખોવે ॥ ૩
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે, ખેલે બાવન બારો ॥ ખેલે ॥ ૪

---

શબ્દ કોઈ સ ત જે વલ્લા જાણે, સમજ્યાને પરમાણે સંતા ॥ ટેક ॥
દીધો શબ્દ પણ કાન ન ધરીયો, ઠરીયો નહી ઠેકાણે
ભુલવણીમા હાવે ભટકતો, કર્યા કર્મ પ્રમાણે ॥ શબ્દ ॥ ૧
પર નારીસે પ્રિત કરીને, વિષયાના રસ માણે
મરી મરીને ફરી અવતરીયો, લખ ચોરાશી ખાણે ॥ શબ્દ ॥ ૨
મુરખ નરને હીરલો લાગ્યો, ઓળખ્યો નહી એંધાણે
પારખ વિનાનો પડયો પાધરમા, પથરાને પરમાણે ॥ શબ્દ ॥ ૩
ક્ષુધારથીને ક્ષુધા વ્યાપી, ભોજન ભરીઆ ભાણે
ઉઝ્યા પછી એને રહ્યુ અ ધારૂ, વળી ન સુજ્યુ વાણે ॥ શબ્દ ॥ ૪
સીધે મારગ સ ત ચલાવે, નુગરા આડા તાણે
રવિરામ કહે કહ્યુ ન માને, જરૂર જમને ખાણે ॥ શબ્દ ॥ ૫

---

સદગુર કે શબ્દોએ સંતો, હમ પહોચે ઉન દેશ ॥ ટેક ॥
સ્વાસ ઉસ્વાસ રહિતહે, ઉલટા સુરગમ ગેબ
મન વાણી પહોચે નહી, અલખ પુરૂષ અવેખ ॥ ૧ ॥
સાધન થકયા સમાધી થકી, થકયા ત્રિવેણી એકનાર
સુન્ય જ્યોતીપર સાહેબો, હંસે પાયા દેદાર ॥ ૨

સ્થુલ સુક્ષમ કારણ થકે, મહા કારણ જાએ નાશ
એક થકે દોનુ થકે, માયા ભ્રમ ભાસ ॥ ૩ ॥
આર પાર દોનુ થકે, મીન વીહંગમ નાઈ
સંગ નીરાળા અચીન ચીન્યા, રવિરામ ગરક ઉનમાઇ ॥ ૪ ॥

———:—:———

સુન અનહદ ગડહડે, સ તો પાયા ભેદ અગાધ ॥ ટેક ॥
સાન બતાઈ સતગુરૂ સહેજમા, મુજ પર કીની મેહેર,
ચડી ખુમારી ન ઉતરે, આગે પ્રેમ કેરી લહેર ॥ ૧ ॥
નાભીસે સુરતાચલી સુનમે કીયો મુકામ
પશ્ચિમ ઘાટથી પરવરી, નિરખ્યા નિરગુણ રામ ॥ ૨ ॥
આસન હે અનંત કોડકો, તખત ત્રીવેણી તીર
વાહાંસે ભેદ ન્યારા રહે, ઉબ્રજ્ઞાન સુખ શીળ ॥ ૩ ॥
જોત જલા બીંબ જલહળે, વરસે અમૃત ધાર
ઘાટ અગીકે ઉપરે પીવે મન મતવાર ॥ ૪ ॥
દ્વાદશ પાર પરિબ્રહ્મ હે, નિરખ્યા નિરગુણ સંગ
અણુછતા રવિરામ ઉચર્યા, સ ત મલ્યા સરવંગ ॥ ૫ ॥

———:—:———

સો સાલે નીશદીન રે, મોહી લાગી પ્રેમ કટારી ॥ ટેક ॥
એસી લાગી સતગુરૂ શબ્દકી, ખુંચી કલેજા માંહી
નીશ દીન પીડા હોત હે, ઘર આગણ ન સુહાઈ ॥ સો સાલે ॥ ૧
બહોત વેદ ભેળા હુવા, કરતા અનેક ઉપાય
તેમ તેમ પીડા મોહી હોત હે, તન મનકી શુધ નાહી ॥ ૨ ॥
જાવો જાવો વેદ ઘર અપને, તુમમે દર્દ ન જાઈ
ઉંડી ઉંડી પીડા મોહી અંતરે, સદગુરૂ દઈ હે બતાઇ ॥ ૩ ॥
અવિનાશી સદગુરૂ મીલા, મારન હારો માંહી
રવિરામ અમૃત પીતહે, લહેરમેં લહેર સમાય ॥ સો ॥ ૪

———:—:———

રામ ભજનસે મેરી ખુબ લગીહે, શબ્દનકી ટકસાળ ॥ જીરે રામ ॥ ટેક ॥
સુકે સરોવર હંસા કબુ ન બેઠના, માન સરોવર જેનો વાસ ॥ ૧ ॥
હંસાને સોહે રૂડા મોતીનો ચારો, એજે એનો અહાર ॥ ૨ ॥
પાચ તત્વનું હંસા બન્યુ પીંજર, આવા ગમન ઘટ માળ ॥ ૩ ॥
એરે રોજી તેરી કબુએ ન તુટે, દીધી છે દીન દયાળ ॥ ૪ ॥
સુરતા સોહાગણ ચડી ગગન પર તરત સંધાન એના તાર ॥ ૫ ॥
એરે દોરી તેરી કબએ ન તુટે, અલખનારે ઓધાર ॥ ૬ ॥
આરે સંસારીઆની કુડી છે માયા, ભેળી ન આવે લગાર ॥ ૭ ॥
કહે રવિરામ તમે રામને ભજીલો, નીકર ખાશો તમે જમનો માર ॥ ૮ ॥

---

દેખો ખેલ ગુરૂ અજબ ગેબકા, નાથ નિરંજન હે ન્યારા ॥ ટેક ॥
કોણુ તેરી માત કોણુ તેરા પીતા, કોણુ પુરૂષ કીસકા ચેલા ॥ ૧ ॥
સત મેરી માતા ધર્મ મેરા પીતા, આદી પુરૂષકા મે ચેલા ॥ ૨ ॥
કીસ બીધ કરીએ સુમીરન સેવા, કેસે કટે કર્મ હેરા ॥ ૩ ॥
શ્વામો શ્વામે કરલે સુમરણુ, કટે કર્મ બંધ તેરા ॥ ૪ ॥
કહે રવિદાસ ભાણુ પ્રકાશા, સો સાહેબ સતગુરૂ મેરા ॥ ૫ ॥

---

આનંદ ઘડી હેતે ભજવા હરી, મારો સાયબો સુહાગી
મલીઆ આનંદ ॥ ટેક ॥
પ્રેમનો પ્યાલો મારા ગુરૂજીએ પાયો, તુરતે સુરતે નેણે નિરખ્યા હરી ॥ ૧ ॥
સત સબ્દ મારા ગુરૂએ સુણાવ્યો, જોતા જોતા અમને વસ્તુ જડી ॥ ૨ ॥
રૂદે કમલમા હુવા અજવાળા તખત ત્રિવેણીપર જોતી ખડી ॥ ૩ ॥
કહે રવિરામ સત ભાણુ પ્રતાપે, અગમ આસન ઉપર સુરતા ચડી ॥ ૪ ॥

---

બેલીયો શબ્દ સંભાળીએ હા, માહેલા અવગુણ ટાળીએ ॥ ટેક ॥
અટલ મતા સાધુ તણા, સાધુ સત ન મુકે
માથે બ્રહાડ ગડ હડે, સતિયા સત ન ચુકે ॥ ૧ ॥
શીલ સંતોશ ક્ષમા દયા, આધીનતા અધીકારી
સુપને મન ચળે નહી, નિશ્ચળ નરને નારી ॥ ૨ ॥
કષ્ટ પડગો કાશીમધ્યે, હરિશ્ચંદ્ર ઘર નારી
કાઢી ખડગ ચાલ્યો મારવા, હાથ ઝાલ્યા મોરારી ॥ ૩ ॥

નળ સરીખા નરપતી, સતવાદી સાચા
દમયંતીએ દુઃખ ભોગવ્યા, જેના રંગ નહિ કાચા ॥ ૪ ॥
સીતાજી સરખા મહાસતી, અજોધ્યા પતી રાજા
કીરતારે કલંક ચઢાવીઆં, તોએ નમેલી માઝા ॥ ૫ ॥
પણ ગ્રહ્યું પાંચ પાંડવે, દ્રુપતી પટરાણી
સતીએ સત છોડયુ નહી, સતીને સભા લગી તાણી ॥ ૬ ॥
ચુકયા ત્યાંથી ચેતાવીઆં, નરથી અદકી નારી
પીચે સીતાએ ભક્તિ કરી, ખેલ્યા ખાંડા ધારી ॥ ૭ ॥
કુંતાનું મન ગયું કૃષ્ણમાં. મન થયું કૃષ્ણાકાર
કૃષ્ણ સધામનું સાભળી, ફાટયો દશમો દ્વાર ॥ ૮ ॥
કલીયુગમાં કપટી ઘણા, જીભ્હા ઈંદ્રી બ ધાયા
આપું સાગીને અનેક તર્યાં, જેણે કુડી જાણી માયા ॥ ૯ ॥
પુરા ધા જ્ઞાની તણા, ધાએલ ધા નવ રૂઝે
ભાણુ પ્રતાપે રવિ બોલીઆ, શુરા સનમુખ ઝુઝે ॥ ૧૦ ॥

———:—:———

હે વીરા હેતે આવો સદા મન ભાવો
તમે મહાતરતી સચીઆરા
કીંવાવંતાને કરણીના પુરા, તેતો ખેલે ખાડાની ધારા ॥ ટેક ॥
હે વીરા આદ પુરૂશની ઈચ્છા શક્તિ, તેના બ્રહ્મા વિષ્ણુ મહેશા
બ્રહ્મા વિષ્ણુને વશ કરી લીના, દીયા શીવજીકું ઉપદેશા ॥ ૧ ॥
હે વીરા રૂદ્ર કળસની થાપના કીની, ત્યારે શક્તિના પાટ મંડાયા
ગાયત્રિ સાવીત્રી મળી કરીને, ત્યાં ગુપ્ત ધર્મ ચલાયા ॥ ૨ ॥
હે વીરા સ્વાયંભુ મનુ ને સતરૂપા રાણી, તેતો બ્રહ્મા થકી પરવરીઆ
મૈથુન ગ્રષ્ટિ તેના થકી ચાલી, તેના કાંકણુ શીવજીએ ભરીયા ॥ ૩ ॥
હે વીરા અંતરના ખોટા ને મુળના લટીઆ, તેતો આડા અવળા દોડે
બુધ્ધીના હીણાને બગલા ધ્યાની, તેતો મુળ ધરમને મરોડે ॥ ૪ ॥
હે વીરા આદી ધરમનુ મુળ નીવેડો, તેને રખે દેતા કોઈ મુકી
ચાર થોકની ભક્તિ ન કીધી તેતો ગયા કમાયુ ચુકી ॥ ૫ ॥
હે વીરા હરીની માયા સદગુરૂને સોંપો, એવા આપે રહો નીરાશા
સત પુરૂશ વાચ એણી પેરે બોલ્યા, કહે ભાણુ ચરણુ રવિદાસા ॥ ૬ ॥

———:—:———

હે વીરા કલીયુગ કરીયા, સત બહુ તરીયા, સા ચાલો
મુનીવર મલીએ
કમોટા માનુભાવ ચરણે ચાલ્યા, તેના આચરણ જોઈ આચરીએ ॥ ટે. ॥
હે વીરા સત જુગ સત, ત્રેતાજુગ તપશા, દ્વાપર પુન્જ આચારા
કલીયુગ ભક્તિ સતની સેવા, સત નામ ભજન અધીકારા ॥ ૧ ॥
હે વીરા શ્રવણ કીરતન સુમીરણ સેવા, આપણે ગુરૂચરણે
ચીત ધરીએ
અચન વદન અભ્યાગત સેવા, આપણે આ તન અર્પણ કરીએ ॥ ૨ ॥
હે વીરા હાથ જોડીને રહે નીજ દાસા, આપણે સ્વામી
સખાને નમીએ
અનુભવમા પ્રફુલ્લીત થઈએ, આપણે અરસ પરસ થઇ રમીએ ॥ ૩ ॥
હે વીરા પાચ પેસારા ને ખોડસ પ્રકારા, એવી નવધા ભક્તિ આપે
હરી ગુરૂ સર્વે સતને સમરપી, એનુ ફલ લઈ ગુરૂને સુપે ॥ ૪ ॥
હે વીરા સ્થુલ સ્વભાવીનો સતન કીજે, એતો અજ્ઞાનીને અદેખા
અતરના કપટી મુખના મીઠા, જેની દષ્ટીમા રહે છે દેખા ॥ ૫ ॥
હે વીરા શુરા રણ સગ્રામે ચડીઆ, જેણે તન મન ધન
છોડી આશા
સત પુરૂપ વાય. એણી પેરે બોલ્યા, કહે ભાણ ચરણ રવિદાસ ॥ ૬ ॥

---

ખેમ ખલક દરીઆવરા, બ્રહ્મ સાગર ભાવરા
ઓચીતા ચાલ્યા મ્રત્યુ લોક મેનીકરી, અમર લોકમે માલ્યા ॥ ટે. ॥
વરણાશ્રમ સૌ જગતમે, તરણા માતર જાણ્યા
રાજા રક બરાબરી, મગન થઇને માણ્યા ॥ ૧ ॥
પ્રેમ છકયા રહે નેણમા નિરગુણ નિરવાણી
માન વડાઇથી વેગળા, કુલ કાણ ન આણી ॥ ૨ ॥
ત્રણ લોક ડકા વાગીઆ, સાચા સરવગી
અનહદ વાજા વાગીયા, અનભે અણલગી ॥ ૩ ॥
પાસે આવ્યાને પરબોધીયા, ઉચ નીચ ન જોયા
જે કોઈ ચરણે આવીઆ, તેના સસે સબ ખોયા ॥ ૪ ॥
નાગર કુન નર વીખ કર્યાં, ત્રીકમદાસને તાર્યાં

સમ દ્રષ્ટિ શીતલ થયા, પહોચ્યા ભવ પારા ॥ ૫ ॥
ગંગારામ ગંભીરના, જીવન પ્રાણ આધારા
રામ મલુક પાણુ પ્રેમના, આશા પુરણ હારા ॥ ૬ ॥
ભાણુ કબીર રવી એક ગણ્યા, પુરણ પ્રીતી અભંગા
જીવન શામ આરાધમાં, બદલાએ નહી રંગા ॥ ૭ ॥
પરભારથી પાકા મતા પુર્યા સહુના કોડ
પંકાયા સચરાચરે, ખેમ રવીની જોડ ॥ ૮ ॥
અમોને મેલ્યા એકલા, આગળ કર્યાં પીઆણુ
વહેલી વાર કરી તેડજો, રૂદય કમળના જાણુ ॥ ૯ ॥
આદે અંતે મધ્યમાં, સાચુ નામ નિશાન
રવીદાસની વીનતી, સાક્ષી સદગુરૂ ભાણુ ॥ ૧૦ ॥

———:—.———

શામ સુકોમળ સાધવા, મહા બલ બુધ્ધિ બાંધવા નુર ગાદીએ બેઠા
સતગુરૂકેરા સંગમે, પોચ્યાં નરભે નેઠા ॥ ટેક ॥
સદા સંત નીરમલ દશા, ગુણ ઘેરા ગંભીર
આસન અચળ અડગ મતા, ધીરા શીલ સધીરા ॥ શામ ॥ ૧ ॥
નીરખ્યા નીરપીખ નીરગુણી, પ્રિતે ભાવે પુરા
ઉંડા અતિ જ્ઞાને ભર્યા, સંત રહેણી શુરા ॥ શામ ॥ ૨ ॥
અંત:કરણે ઉજળા, અડોળ અમાની
શીલ સંતોષે શોભતા, ગરવા નીજ જ્ઞાની ॥ શામ ॥ ૩ ॥
કરી કરાવી સરવને, ચાર થોકની ભક્તિ
સાધુ સાહેબ કરી પુજીઆ, કાંઇએ આણી ન વિગતી ॥ શામ ॥ ૪ ॥
વહેલા વળીઆ દેશમાં શોધી જગ્યા જાણી જુની
સેજે સામા દેખીયા, મુદ્રા ઉનમુની ॥ શામ ॥ ૫ ॥
જીવણ ખેમ રવી તણાં, જીવન ધન સાચા,
વહાર બીરા વહેલી કરો, સત શબ્દે રાચ્યા ॥ શામ ॥ ૬ ॥
નિશ્ચેહી રહ્યા નીજ નામમે, ખેલ્યા આશ નિરાશા
તેજ પુંજ પરકાશમે પહોંચ્યા શામદાસા ॥ શામ ॥ ૭ ॥
સદા શીલ સંતોષમેં, સુખદુઃખ રહીતા
સોમ શીતળ રવીદાસ કહે, મતા સદા અદ્વૈત ॥ શામ ॥ ૮ ॥

———:—:———

ભક્તિ ભલી ભાણુ દેવની હાં જીરે સાચા સંતની રે ॥ ટેક ॥
પાઘડી બાંધે પશ્ચમ દેશની, ઉપર શેલી બીરાજે
શીર કલંગી શોભતી, કાલ દેખીને ભાજે ॥ ૧ ॥
ધોતી કસુંબા કોરની, પચરંગીના જામા
ઉપરણી અતી શોભતી, મેલ્યા જુગ કેરા ભામા ॥ ૨ ॥
પવન ઘોડો પીરને બેસવા, પીંછી ઝાલી છે હાથે
જેર કર્યા કઈ જુગપતી, સાચા સંત સ ઘાથે ॥ ૩ ॥
માળા જપે મન તણી, તાલી ગગન લાગવે
સમરણ કરે સાચા સાહેબનું, પીર પ્રગટ કહાવે ॥ ૪ ॥
દાતા રે ગત મુગત તણા, સતીમાં સરદાર,
કહે રવીદાસ સાચા સદગુરૂ, ઉતારે ભવ પાર ॥ ૫ ॥

———:—:———

સુરતે પોચ ગયા સંત સુગરા, નિશાન સત ગોરાંકા અગરા ॥ ટેક ॥
લંપટ હોઈ સો લપટ જાવે, પડતાં હો જાય ભગરા ॥ ૧ ॥ની॥
જો પહોચ્યા સો ફેર નહી આવે, તોડ દીયા સબ લગરા ॥ ૨ ॥
તખત બેઠકે દેખ્યા તમાશા, વાગ્યા નાદ મીટ ગયા તમારા ॥ ૩ ॥
રવીદાસ રબમાહી સમાણા, સાત પાંચ મીલી પંદરા ॥ ૪ ॥

———:—:———

વાહે મર્દ ગુરા સુરાકા, તીહાં નાહી કામ કુડીઆકા ॥ વાહે ॥ ટેક ॥
રણજીત રણ તરવાર વગાડે નરખે પુરૂષ પુરાકા ॥ ૧ ॥
ખમ્યા ખડગ મન કેશર ચોટો, સચા સીપાઈ ગુરાંકા ॥ ૨ ॥
મનકુ મારી વંકા ગડ લીજે, નીરંજન નામ નુરાકા ॥ ૩ ॥
રવિદાસ રણજીત સદગુરૂકા, હરદમ હક હજુરાકા ॥ ૪ ॥

———:—:———

દીલમાંહી ગુરૂજીકી હીમત આણો, સર્વંગી સાહેબ જાણો ॥ ટેક ॥
જેસે પયમેં ઘ્રતકા વાસા, સો મથ્યા વિના ઉગરાણા ॥ ૧ ॥
જેસે ચંદા ઘટ પરમાણે એસે સર્વમેં જાણો ॥ ૨ ॥
મન સમજ્યા વીના બાર અથડાયો, ઠોર નહી ઠીકાણા ॥ ૩ ॥
રવિદાસ સત ભાણુ પ્રતાપે, એક મેક ગુલતાણા ॥ ૪ ॥

———:—:———

અબ તું ચેતલે મન ભાઈ, તેરી અકલ કહાં ગમાઇ ॥ ટેક ॥
ગરભ વાસમેં કરત પુકારા, સો નિકરયો હરી ગુણ ગાઈ ॥ ૧ ॥
બાહેર નીકસ કે ભગો બુરાનો, લક્ષ ચોરાશી ફેરાઈ ॥ ૨ ॥
માત પીતા મીથી લાડ લડાવે, ભર્યાં ભરમ લગાઈ ॥ ૩ ॥
રવિદાસ કહે રામ ભજ્યા વિના, જબ તબ પરલે જાઈ ॥ ૪ ॥

———:—:———

અબ મોહે ઐસી હે પરતંગા, કાશી કેદાર કબુ ન જાવું
સંત ચરણે નાવું ગંગા ॥ ટેક ॥
જોગી જતી તપસી સંન્યાસી, વેરાગી તીરથ જાઈ
કડવી વેલકી તુંબરી કર ગ્રહી, મીટા કબહુ ન થાઇ ॥ ૧ ॥
પરમો તુંબડી માહી ભર્યાં હે વીકારા, તીરથ ગએ નહી છુટે
બાહેર ફીરા તબ બઢીઆ અહંકારા, દીન દીન દુના ચોટે ॥ ૨ ॥
જ્ઞાન ગરીબી સંતની સેવા, સદગુરૂકા નીજ જ્ઞાના
મહા પ્રસાદી સંત ચરણ રજ, વામે મગન રહું ગુલતાના ॥ ૩ ॥
સંત સરોવર માહે હરિજલ ભરીયા, વામે નીશદીન ઝીલું
કાલ કરોધને અહંકાર આવેતો, તુરત પકડીને પીડું ॥ ૪ ॥
નિરગુણ સીરગુણ હે નીજમુલા, સાચા સંત બતાઈ
રવિદાસ તોકું શીશ નમાવે, આવા ગમન મીટાઇ ॥ ૫ ॥

———:—:———

બાવે તેરે નેનો આંગે નામ રખલે મેગામ ઘણી મોટા ॥ ટેક ॥
મુરખડે તો મહેલ બનાયા, ઉંચ ચણીઆ ઓટા
ઐસીરે બ ધીકી બાજી, ચણીઆ દેવજ ખોટા ॥ ૧ ॥
ઘોડા હસ્તી માલ ખજાના, રાજા મનમે મોટા
જેતા નર કરત ગુમાના, સો પાણી પરપોટા ॥ ૨ ॥
સમુદ્ર બીચે શહેર બનાયા, બેવડ ત્રેવડ કોટા
પવન વીરકી ચોટ ચલતહે, ગઢ લંકા સો લુટા ॥ ૩ ॥
ત્રિવેણીમેં તાર મીલાયા, અણી અધર પર રહેતા
પવન પુતસી નેણે નીરખી, પુરૂપ જઈ પોહોતા ॥ ૪ ॥
જનમ જનમકા કામી રહેતા, કીયા હીણુ ખોટા
કહે રવિદાસ સત ભાણપ્રતાપે, સદગુરૂ ચરણે ચીત ચોંટયા ॥ ૫ ॥

———:—:———

નામતો જપી લે નીરવાણુ, સદ્ગુરૂએ અમને માર્યાં
છેરે શબ્દુના બાણુરે ॥ ટેક ॥
નાના હતાં તેદી ભેળા રમતા વહાલાં, તે દહાડાની
થઇ છે ઓળખાણુ ॥ સત ॥ ૧ ॥
બાવલડી ઝાલીને ઉરપર લીધાં વહાલાં, પ્રેમે તો વીધાણાં
મારા પ્રાણુરે ॥ સત ॥ ૨ ॥
માડવીએ જઇ અમે દાણુ ચુકાવ્યાં વાલા, દાનીડો
માગે છે મહીના દાણુ ॥ ૩ ॥
બાવન અક્ષરથી બારો બોલે વાલા, પુછી જુવો વેદ પુરાણુ ॥ ૪ ॥
કહે રવિદાસ સત ભાણુ પ્રતાપે વાલા, નેણોમા ગડેરે નીશાન ॥ ૫ ॥

———:—:———

અકલ નીરંજન એક છે, મો રામ ભરીયા ભરપુર
નેણુ કમલમા નિરખી એરે, તુરત પર પહોચે સાચા શુર ॥ ટેક ॥
પરમ પદને જાણુજે રે, દીલડે સોધ કરીને વીચાર
નીશ્ચે પકડો નામનેરે, તો ઉતરશો ભવજલ પાર ॥ ૧ ॥
અમથા બાહેર શું લવોરે, પરગટ ખોજે પાચે તત્વ
પાચોને મેલો પરહરીરે, શેષ વસ્તુ રહી છે સત ॥ ૨ ॥
પગ વીના સંતો ચાલવુરે, સુરતી કરો શબ્દસું મેલ
નીઝારજ ઝરે, અજરાપીએ, એવો મરજીવાનો ખેલ ॥ ૩ ॥
એ ઘર જે કોઈ અનુભવે, ભુલે માયા નહી લવલેશ
ભાણુ ચરણુ રવીદાસ કહે, સોધો તમે સદગુરનો દેશ ॥ ૪ ॥

———:—:———

એવા સદગુર નોધારાના આધાર, એકલના બેલી ભાગ્યા ના ભેરરે ॥ ટેક ॥
શ્રી કૃષ્ણુ જેદી દડે રમવા ચાલ્યા, તે દી ભૂપત સઘળા એના ભેર
દડુડો દોરાવીને જમુનામા નાખ્યો, તે દીના નાથ નાથી લાવ્યા એર ॥ ૧ ॥
હરી એ હરણાકંસ હાથે વરધ્યો, તેદી ભક્ત પરહાદ એના છોરરે
પ્રેલાદ કારણુ થંભ ધખાવ્યા તેદી, ઝખાવ્યો એ વોલઇને ડારેરે ॥ ૨ ॥
સતી દ્રુપતીના ચીરતાણ્યા તેદી, દુષ્ટ દુશાશન એના હેરરે
નવસો નવાણુ ચીર પર્યાં તેદી, એક ઉતારી બીજા પેરે ॥ ૩ ॥

કોસવા ભક્તે પગના કટકા કીધા તેદી, ધ્યાન એકાંતે ધરીઉં રે
દર્શન કારણ દયા કીધી તેદી, મંદીર મુરારીએ ફેર્યું રે ॥ ૪ ॥
આગે સત તમે અનેક ઓધાર્યાં તેદી, લાલ મુજપર કરજો મેર
કહે રવિદાસ સત ભાણ પ્રતાપે, ભગવત ચાજો મારા ભેરરે ॥ ૫ ॥

———:—·———

આરે સંસારીઆમા આવી કરી આત્મા, શુ રે કમાણો મુને
કહેને મારા ભાઇ ॥ ટેક ॥
લુખુ ખાયને લખમીરે જોડી, મુરખો કહે છે માયા મારે થઈ ॥ ૧ ॥
સાધુ પુરૂષનો સગ નવ કીધો, લક્ષ ચોરાશી તારે માથે રહી ॥ ૨ ॥
ભાઈ ભાત્રીજા તારા કુટુંબ કબીલા, ખોટી થયો ને બધી ઉમર ગઇ ॥ ૩ ॥
મારૂં મારૂં કરી તું મરીગયો મુરખારે, શ્રવણ કથા તે સાંભલી નહી ॥ ૪ ॥
કહે રવિદાસ સત ભાણ પ્રતાપે, હરી ભજ્યા વિના મુક્તિ નથી ॥ ૫ ॥

——— — ———

સખી સાંભળને કહું એક વાતડી, મ્હાડો આજ અનુપમ દીઠોરે
મુને સદગુરૂએ શબ્દ સુણાવીઓ એતો સાંભળતાં લાગે મીઠો રે ॥ ટેક ॥
સખી ભાંગી દીલ કેરી ભ્રાતડી, પરમાતમ જોયા પરખીરે..
સખી નેણે નીરખ્યા મારા નાથને, મારી મીટગઈ અંતરની તરશારે ॥ ૧ ॥
સખી શું રે કરૂં હવે સાધના, મારી સુરતામાં હરી સંધાણારે
સખી જ્યારે જોવું ત્યારે દીસે પાસમા, મારે વચને
વાલોજી બંધાણારે ॥ ૨ ॥
સખી જોગ બન્યો જુગદીશનો, હરી અબલાને મોલે આવ્યારે
સખી ક્રોધ કરી બળ દાખવે, એના ફાલ્યા ફુલ કરમાણારે ॥ ૩ ॥
સખી ઉંચુ જોવુ તો આકાશમાં, હું હેરૂં તો હરી હેઠારે
સુપને જોઉં તો ઝલકે સુનમાં, બેસું તો તખત પર બેઠારે ॥ ૪ ॥
સખી પરણી પીયાજી પ્રીછવે,, કુંવારી કંથમાં શું જાણેરે
કુંવારી રમે ઢીંગલા પોતીએ, એતો મેરમને શું માણેરે ॥ ૫ ॥
સખી પરણી પીયાજીની પ્રીતડી, મઇયરીએ નવ કહીએરે
સખી પોતે જણાવે પ્રીતડી એના લોચનીયામાં લહીએરે ॥ ૬ ॥
સખી પીયુ મળ્યાના પારખાં, એની કાયા કહી બતલાવેરે
સખી અરસ પરસ અંગ હુઇ રહ્યા, તેને કોણ ખલકમાં ખાલેરે ॥ ૭ ॥

સખી ગ હુડી ધર ચલવે નહી, એતો પીયરીએ જઈ શું માલેરે
સખી ચીત ફરે જેનુ ચોકડે, એતો ઠગની તે શું ઠારેરે . ॥ ૮ ॥
સખી મેલી મરજાદા જે મલ્યા, એની છત નહી રેવે છાનીરે
ભાણુ ચરણુ રવિરામ કહે, હું તો મેરમને મન માણી રે ॥ ૯ ॥

———:———

સખી આજ હમારે આગણે રમે ચૌદ ભુવનનો સ્વામીરે
જેણે ગોકુળમા લીલાકરી, હું તો પુરણુ પદવીને પામીરે ॥ ટેક ॥
સખી જોગી મુની જોતા ફીરે, નાવે ઋખિ તપસીને ધ્યાનેરે
સખી ઘટઘટ પરગટ રમી રહ્યાં, એનો માહાવાયક નીશાનીરે ॥ ૧ ॥
સખી ગોદાવરીમાં મંજન કાયા, હું તો ત્રિવેણીમાં નાહીરે
સખી દાનને પુનમે અતી કર્યાં, નીરખવા ત્રિભોવન રાઈરે ॥ ૨ ॥
સખી ગોકુળ જોયું જોઈ દ્વારકા, જોયા જગન્નાથ ને કાશીરે
સખી અણજાણે ઘણી આથડી, હવે પ્રિતમ વસે મારી પાસે રે ॥ ૩ ॥
સખી કંઠે હીરોને હાલું ગોતતી, મને મનમાં મેરમ મલીઆરે
સખી ભાણુ ચરણુ રવી બોલીયા, મારા ભવના ફેરા ટલીઆરે ॥ ૪ ॥

———:—:———

રૂડા રામને સંભારો, તારો મટી જાવે ઘોર અંધારો ॥ ટેક ॥
ઘણા જનમથી ગોથાં ખાતો, આવ્યો જીવ દુખીઆરો
ભવસાગરની ભુલવણીમાં, સદગુરૂ તે નવ ધાર્યા ॥ ૧ ॥
ભુંડા માણસની ભાઇ બંધી કરતો, ચરતો અખજ ચારો
સ કટ પડયું ત્યારે હરિને સંભાર્યા, હવે મને પાર ઉતારો ॥ ૨ ॥
સદગુરૂએ દાવો છોડી દીધો, ત્યારે જમે કર્યો પડકારો
ગુરૂને ગોવી દ દો રીસાણા, ત્યારે ઉગર્યાનો કયાંથી આરો ॥ ૩ ॥
તન મન ધન ગુરૂજીને અરપણ કીધા, ત્યારે આવ્યો ઉગર્યાનો વારો
ગુના હતા તે માફ કરીઆ, ત્યારે ગોવી દ કહે મત મારો ॥ ૪ ॥
*ત્રણ ભુવનમાં તેજ તમારું, માહી વણજ કરે વણઝારો*
હાથીના મુખમા પુળો હતો, સદગુરૂએ કાઢયો બારો ॥ ૫ ॥
સદગુરૂનો મહીમાં છે મોટો, પ્રીતેથી કારજ સુધારો
કહે રવીદાસ સત ભાણુ પ્રતાપે, બાવન અક્ષર બારો ॥ ૬ ॥

———:—:———

રવીએ રમતો દીઠો રે બાવો, છે ઝીણો છે ઝીણો ॥ ટેક ॥
લીલો ને પીલો લાલ બેરંગી, સુપેદથી રંગ સારો
એ પંખીડાને પાંખજ નાટી, ચૌદ ભુવનથી ન્યારોરે બાવો ॥ ૧ ॥
આગળ છાંયા પાછળ છાંયા, એ છાંયા છે તમારી
એ છાંયામાં છુપાઈ રહ્યા, છાંયાથી સદગુરૂ ન્યારા રે બાવો ॥ ૨ ॥
આપે બાવો આપ સરૂપી, ઝીણા માહીલો ઝીણોર
કુવર પોઢયા ઢોલીએરે, સેહેજ તાળા ખોલેરે બાવો ॥ ૩ ॥
કહે રવીદાસ સતભાણુ પ્રતાપે, બાવન અક્ષરથી બારો રે બાવો.

———:—:———

હુમ સર્વંગી સબકુ ખાવે, સબ આવે ને બહોર ન આવે ॥ ટેક ॥
રાંડબી ખાવે ને માંડબી ખાવે, નરખ પરખ કીયા નેડા
અધર નીશાના ઉપર આસન, મનકુ માર ખાઈ બેઠા ॥ ૧ ॥
રૂપ રંગ સકલહી ચપેટા, ખાયા સબ સંસારા
જ્ઞાન ધ્યાન ઔર જોગ અભ્યાતમ, પેટ પચાઈ રહ્યા ન્યારા ॥ ૨ ॥
ખટશાસ્ત્ર વ્યાકરણ ઔર વાણી, અષ્ટ સીધ્ધી નવ નીધી ખાઇ
પંચ તત્વ તીન ગુણ ખાયા, રહું નીરાળા એલાહી ॥ ૩ ॥
જડ ઈશ્વરી શોધ નીજ ખાઇ, નખ શીખ ગલ્યા રવિદાસા
નામ રૂપ ખાઈ બે ટાલ્યા, રહ્યા અખંડ રૂપ પરકાશા ॥ ૪ ॥

———:—:———

રઘુવંશી રામ રે મારે હૃદે વસ્યા,
નામ પ્રતાપેરે અઘ અને કખ સ્યા ॥ ટેક ॥
શીવ બ્રહ્માદીક ઇંદ્રાદીક દેવને દુર્લભરામ
મુનીજન ધ્યાન ધરે નીરાશ થઈ, સુપને ન પુરી હામ
જોગી જતી થાકયારે, સાધી જોગ ફસ્યા ॥ રઘુ ॥ ૧ ॥
દેવ કાર્ય કરવા જાનકીવર. પીતા શબ્દે નીકસ્યા
અઢાર પદમ વાનર વશ કીધા, બાંધી એક રસા
વાલી મારી રાજ સુગ્રીવને દીધુંરે, વૈકુંઠ ધામમાં વસ્યા ॥ રઘુ ॥ ૨ ॥
સાગર પાજબાંધી અજોધ્યા પતી, લંકા ઉપર ધસ્યા
બીભીશણને રાજ દીયોકર થાપી, છે દયા શીશ દશા
દુષ્ટ સેના તો સર્વે રે, ભાગી દેત ખસ્યા ॥ રઘુ ॥ ૩ ॥

દેવ બ ધ છુટયા સુખ પામીયા, આણુંદ આણી હરયા
સીતા સહીત અજોધ્યા આવ્યા, માતા ચરણ સ્પરશા ॥ રઘુ ॥ ૪ ॥
અ ગદ નળ નીળ હનુમાન જા બુવ'ત તેને ઘણુંરે દશા
શીવગીનુ સુખ કહ્યુ' નવ જાઈ, જગત ન જીવે અશા
ભક્તિ વિના સાધનરે, હરી વીના જાય પ્રશા ॥ રઘુ ॥ ૫ ॥
વ્યાધ ગીધને ગજ ગુણીકા, તે તાર્યાં માયાએ ન પ્રશા
પ્રહેલાદને અગ્નીથી ઉગાર્યો, મારી પરતંગે ત્રશા
રવીદાસ ર'કાજી ત્યારે, તારે વિશ્વાસે ધરયા ॥ રઘુ ॥ ૬ ॥

———:— ———

ઠીક કરી બેઠારે કુદડી હવે નહી ફરીએ
થયા એક રસ બસરે ન્યારા હરી કેમ કરીએ ॥ ટેક ॥
ઘણા ઘણા દહાડે પ્રભુજી પધાર્યા, ઘણા ઘણા ઉપજ્યા હેત
લીધે દીધે અમૃત પીજે, ભેટતા સર્વ સમેત
પીઉજી છે પાસે રે, અળગા કેમ અનુસરીએ ॥ ઠીક ॥ ૧ ॥
રમતા જમતાં આન દ ઉપજે, બેઠે આન દ ભોગ
બીજ તે બલીયુ' સુફળ ફલીયુ', મટી ગયો ભવરોગ
હવે નહી મરીએરે, હવે નહી અવતરીએ ॥ ઠીક ॥ ૨
અ ધકાર આથમીયો રજની, થયો અર્ક ઉદ્યોત
હરખે નિરખ્યા સઘળે પરખ્યા, પીયુ તણા નીજ પોત
નેતી નેતી વેદ કહે છે રે, અગોચર ગોચર રહ્યો ॥ ઠીક ॥ ૩
દષ્ટે દષ્ટ જ્યા લગી ન થઈ, સા થકયા પ્રાણમન વાણ
રહ્યો એક પોતે આપુ' ખોતે, બુધેન થાય પ્રમાણ
કોને સુખ કહીએરે, કોની આગળ ઓચરીએ ॥ ઠીક ॥ ૪
શુ ગાની ગત શુ ગો સમજે, વિરલા કોઈ માન'ત
અચવો રસ અણુછતા રવીદાસા, બોલ્યા આપનીજ ત ત
સદગુરૂ સ ઘેરે નહી બુડીએ તરીએ ॥ ઠીક ॥ ૫

——— — ———

સરૂપ વીચારોરે કેવળ એક રીયો,
અણુછતુ આળસ્યુરે દ્વીતીયા ભાવુ ગીયો ॥ ટેક ॥

જ્યાં જોઉં ત્યાં તેનો તે દીસે, ન્યુન નહી લગાર
અણુંવમાં જેમ લહેર બની છે, અંતે વારીનુ વાર
નામ રૂપ ન્યારારે, જઈ તમે જોઇ લીઓ ॥ સરૂપ ॥ ૧
કંચનનું જ્યારે જ્ઞાન પ્રગટ્યું, ઘાટ કંચનના જાણુ
ઘાટ ટળે કંચનમા ભળશે, રીયે નથી કાંઈ હાણુ
એવું મન ધારો રે, આભુશણ ભાવ ગીયો ॥ સરૂપ ॥ ૨
અણુમાત્ર ખાલી ન મળે, બ્રહ્મ રહ્યો ભરપુર
આનંદ વાધ્યો સઉમાં સરખો, રહ્યો નીરંતર નુર
વાણી ત્યાં થાકીરે, ઈ નવ જાય કહ્યો ॥ સરૂપ ॥ ૩
ભિન્ના ભિન્નનો ભેદ મટી ગયો,
ઉરતાને સુરતા એક, રવીરામ રંગ લાગ્યો હર્ગીએ
આ સમરયામાં તુ ચેત; બીજો કોઇ નમળેરે
પોતે વાલો પ્રગટ થયો ॥ સરૂપ ॥ ૪

———.—·———

પ્યાલો મેં પીધોરે, લીધો લગન કરી
પરિબ્રહ્મ ભાળ્યારે અતહેત સુભર ભરી ॥ ટેક ॥
સદગુરૂ મુખે શ્રવણ રસ રેડયો, ચોંટયો હૃદયા માય
સંધે સંધે એ રસ સંચરિઓ, ઉન્મુન રહ્યો ઠેરાય
સુરતા સેજે સુન થઈરે ઉતરે નાહી ફરી ॥ પ્યાલો ॥ ૧
કથની બકની છુટી ઠરીઆ, કેના ગાયે ગીત
બોલણહારો ખોવાણો જ્યારે, આપે થયો અદ્દૈત
પારો ગળી પાણીરે, હતો તેમ રહ્યો ઠરી ॥ પ્યાલો ॥ ૨
કામ કરોધ મદ નહિ માયા, આવરણ પામ્યા અસ્ત
નવ પ દર અભ્યાસ અંતરથી, મટી ગઇ પીડ સમસ્ત
નજરે નાવેરે દુજો કોઈ વિના હરી ॥ પ્યાલો ॥ ૩
મુંગે સાકર ગળી ગળામાં, સમજ સમજ મુસકાય
રવીરામ રસ કહે કાનમે, વસ્તુ વણ જીભ્હાય
ઘટોઘટ બોલેરે, સ્વાંગ અનેક ધરી ॥ પ્યાલો ॥ ૪

———:—:———

મેરંમ મલીઆરે આંટી ત્રીવીધ ટલી
નવ તત્વનીરે વાસના લીંગ ગળી ॥ ટેક ॥
આ વિશ્વ આ વિશ્વ વંધ્યા પુત્ર છે, એ લોક પરલોક
વીના સમજ સાચુ કરી માને, દ્દષ પદાર્થ ફોક
સદગુરૂ શબ્દેરે અંતર ગાંઠ ગળી ॥ મેરમ ॥ ૧
જપ તપ તીરથ વેદ પુરાણુ શું પઢવાનુ કામ
સાધન જોગ કલ્પના છુટી, સઘળે સરખા રામ
આવરણુ મટીઆરે, ખટપટ સરવે ખળી ॥ મેરમ ॥ ૨
અંધકાર આથમીગો સરવે, હુવો અરક અજવાસ
સાધન સઘળા સમ્યા સીધાંતે, પ્રગટયો બ્રહ્મ પ્રકાશ
છોત ઉડી ચાલીરે, શક્તિ નવ શકે છળી. ॥ મેરમ ॥ ૩
હમ તુમ નહી કોઈ જગતને જંતુ, ભેખ ટેક નહી ભાગ
રવીરામ કહે અપાર અદ્વૈત, મહા તેજ અંબાર
ખલખલ જાવુંરે મુરતી સુફળ ફળી ॥ મેરમ ॥ ૪

———:—:———

કોટી કલ્પનારે કર્મ મારા દુર થયા
સદગુરુ શબ્દે રે ચરણ તમારા ગ્રહ્યા ॥ ટેક ॥
પીયુ મારા પીયુ મારા પ્રેમે પધાર્યાં, મુજપર કીધી મહેર
લાલચ હતી મુને લાલ મળ્યાની, થઈ છે લીલા લહેર
અખંડ બીરાજોરે હવે જુગદીશ ઇહાં ॥ કોટી ॥ ૧
પલક ન છોડું પ્રીતમ તમનેરે, રાખું રૂદીયા માંહી
શું કરશે શોકલડી ધુતારી, જેની બુદ્ધીએ બળનવ હોઈ
મેરમ મેણારે તમ સારૂ સબળ સહ્યાં ॥ કોટી ॥ ૨
ઉઠતા બેસતા હસતાને રમતાં, દીન દીન અધીક સ્નેહ
ત્રીવીધી તાપ સમ્યો આતનમાં, અમૃત વરસ્યા મેહ
હવે નહી જાઇએરે મેહેને પુર વહ્યાં ॥ કોટી ॥ ૩
સકળ ભુવનમાં તુજવીણુ વહાલા અવરન દુજો કોય
રવીદાસ રસ બસ હરી રંગમાં, આવા ગમન નવ હોઇ
અંતર ભાગ્યોરે, સુખ નવ જાય કહ્યાં ॥ કોટી ॥ ૪

———:—:———

ઓરા હરી આવોરે આગળ નજર તણી
નીશદીન નીરખું રે શોભા સરસ બની ॥ ટેક ॥
મારા સમ મારા સમ મારા સમ વહાલા, અમથી અળગા મ જાવો
તમ વીના રંગીલા રસીક વર, લીજે કોણુસે લાવ
વીઠલ અમનેરે મેહની લાગણી ॥ ઓરા ॥ ૧
અબલા ઉપર આનંદ આણી ભેટયા ત્રુધર આય
આ તક છે ઉરપર લીધાની, ક્ષણુ ભંગુર છે કાય
ધુર્ત વિદ્યા મેલોરે, સુંદર વર શામ ધણી ॥ ઓરા ॥ ૨
કામ ધામ પ્રભુજી અમને ગમતુ નથી લગાર
મેહવારી વાર નહીં લાગે, નીંદા કરે નરનાર
આંખ કલંદનીરે, ખટકે કુબુદ્ધી કણી ॥ ઓરા ॥ ૩
દીયર જેઠ સસરો નણુદોઇ, ઘરવર છેલ બટાઉ
પાંચ મલીને પીડે મુને, કજીઓ કરે નીત કાઉ
છુટયા નહી છુટોરે તુમસે આઈ બની ॥ ઓરા ॥ ૪
સામુ જુવો સામુ જુવો સનમુખ થઇને, જાવા નહી દઉં જરૂર
રવીદાસ હરી રીઝયા રસમાં, હરખી મળ્યારે હજુર
પ્રીત પ્રગટ થઇરે, સઘળે વાત સુણી ॥ ઓરા ॥ ૫

———:—:———

ભક્ત વત્સલ છોરે ભક્ત આધીન હરી
તારા પદ પરસેરે જગતમાં નાવે કરી ॥ ટેક ॥
તારા સ્વરૂપની શોભા શી વખાણું, નિગમ રહે ઉચરી
ત્રીગુણાતીત તુજને નવજાણે, માંહી તારો અંસધરી
તે પણ ભૂલ્યારે બળ અહંકાર કરી ॥ ભક્ત ॥ ૧
મુકુટ સુંદર કમલ દલ લોચન, અમૃતના ભંડાર
રામચંદ્ર કર કમળ શોભીત, ધનુશ બાણુ હથીઆર
ભક્તને પાલનરે અસુર સંહારણુ હરી ॥ ભક્ત ॥ ૨
રામ લક્ષ્મણુ ગુરૂ સાથે આવ્યા, સ્વયંવર રચીયો જહાં
સીતાજીએ રઘુનાથને નીરખ્યા, આનંદ ઉર ન સમાય
વચન પ્રભુ પાલ્યારે, એમ કહે સીતા સુંદરી ॥ ભક્ત ॥ ૩

જનક સ્વયંવર રાજા સૌ મલીઆ ધનુષ ન ભાંગે કોય
રાવણ સરખા કંઈ કચરાણા, બળ રહિત સૌ હોય
રામ રામ સમરેરે, સીતાને મન ચીંતા ખરી ॥ ભક્ત ॥ ૪
બાળ રૂપ સુકોમળ કાયા, કરમાં ગ્રહ્યોરે કોદંડ
દાનવ દેવના દેખતાં ભાંગ્યું, તેનો કડાકો ગયો બ્રહ્માંડ
જાન તેડાવેરે જનકની તનયા વરી ॥ ભક્ત ॥ ૫
પરશુંરામ ખુંખારી ઉઠયા, મનમા શોચ ધરી
સનમુખ ભેટયા રામ દસરથ તન, બળ લીધુ બાણે હરી
હુ બ્રાહ્મણ છુ રે, અખીલ રામ સચારાચરી ॥ ભક્ત ॥ ૬
અનેક સંત તમે આગે ઓધાર્યાં પતીત પાવન રામ
અનેક પતીત તણો હું રાજા, નિજ રવીદાસ કરે પ્રણામ
નીજ નામ ગ્રહ્યુ રે એક ટેક ચીક ઠરી ॥ ભક્ત ॥ ૭

———·— ———

શ્રી કૃષ્ણ કરતારે કારણ મહા કારણ તણા
ગોકુળમાં આવીરે રાધાને રસ પાયા ઘણા ॥ ટેક ॥
દેવકીના સુત કહેવાણા, વેદે નેતી નેતી ભણ્યા,
ગોપ ગોપીને બહુ સુખ આપ્યા, નંદ ઘેર આવી ભણ્યા
ઘેર ઘેર ગોરસરે, પીતા નવ રાખી મણા ॥ શ્રી કૃષ્ણ ॥ ૧
બાળપણામાં ચોરી બહુ કીધી, કંસના દુત હણ્યા
બકીએ ચુસી પાર પમાડી, એવા નારાયણ બણ્યા
શેષનાગ સમરે રે, જેને સહસ્ત્ર ફણા ॥ શ્રી કૃષ્ણ ॥ ૨
ગોવર્ધન તોળ્યો વ્રજ બુડતા રાખ્યુ, ગીરીનું વધાર્યું માન
પોતાનું ધામ દેખાડયું વ્રજ જનને, નહી કોઈ પ્રભુ સમાન
અજ ઇંદ્ર નમીઆરે, તીરખીને બહુ જણા ॥ શ્રી કૃષ્ણ ॥ ૩
કાલી નાગ નાથ્યો કંસ પછાડયો, કુબજાની પાળી પ્રીત
અક્રુર ઉધ્ધવ વીદુર વીદુર વધુ, રાખી પ્રીતની રીત
પાંડવ પાળ્યારે, જાણીને પોતા તણા ॥ શ્રી કૃષ્ણ ॥ ૪
રવીદાસ કહે ચરીત્ર હરી તણા, ગણતા ન જાયે ગણ્યા
સદગુરૂ શબ્દ ગ્રહી ગુણ ગાયા, તે દીલ્પે દર્શાયા
તેણાથી નથી ન્યારારે, પુનરપી જનમ હણ્યા ॥ શ્રી કૃષ્ણ ॥ ૫

———:—:———

આજુગમાંહીરે દેહી અભીમાન ઘણું
તેણે કરી ભોગવેરે આત્મા હેત પણું ॥ ટેક ॥
તન અભીમાને મન અભીમાને વચન અભીમાને કહે
જુઠું બોલે જુઠું ચાલે, પછે લક્ષ ચોરાશી વહે
ભજન હરીનુંરે બેસી નવ કરે ક્ષણું ॥ આ ॥ ૧
સાચે મને સદગુરૂજીને સાથે હદે ન આણે હેત
સંતને ન નમીયો હરીને ન ગમીયો, અવતારી થયો ફજેત
સુખ દુખ વ્યાપેરે, આણંદ નાહી અણું ॥ આજી ॥ ૨
આ મારૂં આ મારૂં મનમાં આણી, જાણી જતન કરે
સુપન સમાન નજાણે સુખ મુરખ, અંતે અરથ ન સરે
કાંઈક્ષે નથી લેતોરે, કારજ કુબુધ્ધી તણું ॥ આજી ॥ ૩
જય વિજય અહંકારે પડીઆ, જેહતા પોલ દરબાર
તું પામર પ્રગટ પ્રલાનો નામ વિના નિરધાર
જઈશ ઉડીરે તુરલ જેમ આક તણું ॥ આજી ॥ ૪
સત શાસ્ત્ર સંત સદગુરૂ થકી, ઉપજે શુધ્ધ વિચાર
આપુ ટળે અભીમાન ગળે એમ કહે રવિદાસ પોકાર
થઇ સરૂપેરે, રતી એક ન રહે અણું ॥ આજી ॥ ૫

———:—:———

કરતાનો પંથ કરડોરે, ઉલટ અર પર આંટી
શીર સાટે સોદાગે, ઓઘટ ઘાટ ઘાડી ઘોટી ॥ ટેક ॥
હાંસી ખેલ કામ નહી હીમત વીણુ, સુરા તણો સંગ્રામ
સુરત નુરતને ધરત ભલાજ્ઞાની, નથી કાયરનું કામ
અગમ પંથ એવોરે, અલક્ષમાં લક્ષ ઓટી ॥ કર્તાનો ॥ ૧
દેખા દેખી જોગ આરાધે તનથી ન મળે તાળ
કઠણ દુધ સીંહણ કેરૂં પીએ સીંહણના બાળ
બીજા પીવા ઇચ્છેરે, મીથ્યા સર્વે વાત ખોટી ॥ કર્તા ॥ ૨
કાચના મંદીરમાં શ્વાન પેહુ, દેખે પોતાનો દેદાર
પ્રતીબીંબ દેખીને ભસવા લાગ્યું, ભસ્યાં શ્વાનહજાર
આભાસે અકળાયોરે, મુવો શીર કુટી કુટી ॥ કર્તા ॥ ૩

મન બુદ્ધી વાણીમા નાવે, ગુરૂગમ જડે એવુ જ્ઞાન
અજર અમર અખંડ અવીનાશી, ત ઠરવાનુ ઠામ
રવી સુખ સીંધુરે, રહ્યુ ઘટ ઘટ ગોઠી ॥ ડતા ॥ ૪

———— — ————

સન સાચીરે, સાક્ષી મહા બળીયા
જોઈ ઓર અપનીરે, ગોવી દમા થાશો ગળીયા ॥ ટેક ॥
અસંગ જુગ પહેલો અંસ તમારા સ્વામી ચીત ધરીરો
સતજુગ ત્રેતા દ્વાપર માહી કલજુગ અવતરીયો
કૃપા બહુ કીધીરે, સદગુરૂજી મનીયા ॥ સન ॥ ૧
રાજ પુત્ર જેમ રહ્યો એકલો પડીઓ નીચે ઠાર
જોનારે જોઈ કાઢયો ઓળખી, પામ્યો રાજ અધીકાર
રાજ તેજ પ્રગટયુ રે, સીધાત રવે મનીઆ ॥ સન ॥ ૨
જાતી શરમ જેમ હોય જાતને પોતા તણુ પરમાણુ
બીજા જીવ કઇ ભરમે ભુલ્યા, ચુકી ગયા એંધાણ
યથા કરમ વશરે, ચીત થકી ચલીયા ॥ સન ॥ ૩
અખંડ અવીચળ સદા તમે સ્વામી, મે શીખ શરીર ધયુ
અંકુ ઓછુ એમ ન જાણ્યુ, જેમ જળનુ હીમ ઠયુ
રવી અર્ણવ ઉદયરે, સીંધુમા ભલીઉ ॥ સન ॥ ૪

———— — ————

નીરગુણ ચીરગુણરૂપ મે તો હરદે ધયુ
સંગુરૂ શબ્દેરે રામનુ સુમરણ કયુ ॥ ટેક ॥
તેહના સાક્ષી બહુ નીશ્ચેકરી વેદ વચન પ્રમાણ
હરી ગુરૂ ચરણ પ્રતાપેરે જેવુ રામનુ બાણ
ઉતર દશા માહીરે દૈતનો નાશ કર ॥ નીરગુણ ॥ ૧
સત જુગ મે અજામીન સાખી, મીન રૂપ ધર્યું મહારાજ
વારાહ રૂપ ધરી વીશ્વ રાખ્યુ, કીધુ પ્રેહનાદનુ કાજ
નિભામા રાખ્યારે માજારીએ સુમરણ કયુ ॥ નીરગુણ ॥ ૨
ત્રેતા જુગમા રામ અવતર્યા, દૈત હણવાને કાજ
પરશુરામે વીવાદજ કીધો, અવીચળ જનકનુ રાજ
લોમશ મુનીએરે હરીનુ ધ્યાન ધયુ ॥ નીરગુણ ॥ ૩

દ્વાપરમે દ્રુપતા ભાખી, પાંડવના પ્રતીપાળ
વામન રૂપ ધર્યું વીઠલજી, વેદ વીગે પ્રાખી વાવ
ભાગવતમાંરે પ્રાણ રૂપ મટી કર્યું ॥ નીરગુણ ॥ ૪
કળીજુગમાં કબીરજી ભાખી, સુરદાસ મીરાબાઇ
ચાર સ પ્રદ ચોવીસ રૂપમાં, મહેતે રગીક વાણી ગાઇ
ભાણુ પ્રતાપે, રવીદાસે નગંભ કર્યું ॥ નીરગુણ ॥ ૫

———:———

માનીલે વચન મારૂં મુરખ, ઓળખ આતમ ગમરે ભાઇ
કુડું કુટુંબ ફારગી માયા, સુપનનુ ઓદામરે ભાઈ ॥ ટેક ॥
તું તારૂં તપાસને તલબ, તારૂ નથી કોઇરે ભાઇ
ઇંદ્ર ધનુષ વ્યોમ દીસે, નિશ્ચેતે નિશ્ચળ ને નહોઇ ॥ ૧ ॥
હું ને મારૂ કરતો મરીશ, વિશમ જળ સસારે ભાઈ
અંત વેળાએ જાઇશ આડો, ગધ્ધાનો અવતારરે ॥ ૨ ॥
વાંઝનો પુત્ર બાળ ખેલાવે, પરણી પામ્યો રાજરે ભાઇ
આણુ ફીરાવી સર્વની માંહી, સાચા નહી એ સાજરે ॥ ૩ ॥
કર્મ ધર્મ ભ્રમથી ન્યારી, ભક્તિ પ્રેમ વરે ભાઇરે
રવીદાસ કહે ગુરૂગાનમો, સમજજો વાચે ખેમર ॥ ૪ ॥

———:—:———

જગત ફંદા જાલમાટી, નારીએ તુંને નાખીયો
સદગુરૂનો શબ્દ ન માન્યો, શંખણીનો બોલ સાંખીયો મુરખ ॥ ટેક ॥
પરણ્યા પછી પ્રીતજ કીધી, હેતે હીંચે મનરે ભાઈ
ઉતલી લાજે અબલા દેખે, મુઢ કરે જતનરે મુરખ ॥ ૧ ॥
સુંદર સેજડી નવલ નારી, કરે વીશે વીહારરે ભાઈ
કપોતને જેમ કપોતની સંગે, અંતે થયા ખુવારરે ॥ ૨ ॥
વણજ વીસ્તાર વાધ્યો, છોકરા થયાં દસ બારરે ભાઈ
મુંડી માથે ઢુંબલા મારે, લંપટ કીધો વશરે મુરખ ॥ ૩ ॥
છોકરા મલી પાણી મારે, શ્રી પ્રેમદા પ્રીત લગાઇરે ભાઈ
રવીદાસ કહે રામ ભજ્યા વીના, જમના હાથે વેચાયરે ॥ ૪ ॥

———:—:———

સાભળને એક સાધન સાચુ, કાચુ નહી લગારરે ભાઈ
અષ્ટાંગ જોગનીજુગતી પુરણ, સાધે સાધક સારરે ભાઇ ॥ ટેક ॥
શમ કરી દ્રઢ બેસીએ આસન, ધરીએ ઉત્તમ ધ્યાનરે
પ્રણાયામ પ્રાતયાહાર પુરણ, રાખીએ દ્રષ્ટ સમાનરે ॥ ૧ ॥
દ્વાદશી છે જેમના સાધન, દ્વાદશ નેમરે ભાઇ
મનને વશ કર્યાંનુ કારણ, ધ્યાનજ ઉપજે એમરે ભાઈ ॥ ૨ ॥
ધીરજ આણી રાખીએ ધારણ, ઉડી જાય ઉપાધરે ભાઇ
સકળ અવેવ સમે દેહનો, થાયછે ગાઢી સમાધરે ભાઈ ॥ ૩ ॥
અષ્ટાગે કરી રહીએ એકાતે, જીતીએ ચ ચળ મનરે
રવીદાસ કહે પદ પામવા પુરણ, પ્રથમ એ સાધનરે ભાઇ ॥ ૪ ॥

——— — ———

સગુણ નીરગુણ કેરા સાખી, નામ નિશ્ચે નીરધારરે ભાઇ
રામ અનાદી નામ નિરજન, અનેક પોચ્યા પારરે ભાઈ ॥ ટેક ॥
ગુણમે હદ બે હદ નિર્ગુણ, શક્તિ સુન મોઝારરે
દ્વેત ખમે નિર્વંખ નિરતર, નામ નિશ્ચે નિરધારરે ભાઈ ॥ ૧ ॥
પૃથ્વિ અ બુ તેજ મારૂત, આકાશ ચ દને સુર
એકતા મળ્યો આતમ માંહી, રામ રહ્યા ભરપુરરે ભાઈ ॥ ૨ ॥
કરણીને મુક્તિ વ ચ્છે, તે છે તારા દાસરે ભાઈ
કરીઆ કરતવ જોગ સમાધી, તે તારો આભાસરે ભાઈ ॥ ૩ ॥
વેદ નહી અનહદની વાણી, જ્ઞાની નહી ગયા ત્યાયરે
ભક્તિ સ્વરૂપે લીન રવી કહે, ગુરગમે સમાયરે ભાઈ ॥ ૪ ॥

———:—:———

સાધન સાધે કાઈ ન સીજે, લહો સદગુરની સાનરે ભાઈ
રેણી કરણી કેર છોડો, મન ગાળીને માનરે ભાઈ ॥ ટેક ॥
અન ત ઘટમા ભરીઆ અ બુ, અરક ઉગ્યો એકરે ભાઈ
. જગત બુદ્ધિ એ જુજવુ દેખે, ઘટ ફુટે એકરે ભાઈ ॥ ૧ ॥
જેનું તુ સાધન સાધવા ઇચ્છે, તું વદે તે થાયરે ભાઈ
તારી છાંયા દેખી તુ ફુલ્યો, તુ દેખે દેખાયરે ભાઈ ॥ ૨ ॥
તેથી ન્યારો તુજ વસ્તુ, તુ વ તાપણ હારરે ભાઈ
મધ ઉપાધી છોડદે મનથી, તું તે સરજનહારરે ભાઇ ॥ ૩ ॥

હું તેનું નેતું તેહું, રવે રામ સમ્યા રામ માંહીરે ભાઇ
હેમની પુતલી હેમ રવીદાસા, દેખત રૂપ દેખાઇરે ભાઈ ॥ ૪ ॥

———:—:———

રામ નામનું સુમીરણ સાચું, કાચુ નહી લગારરે ભાઇ
સહસ્ત્ર ફણે શેષ નાગ જપે છે, રસના એ રરંકારરે ભાઈ ॥ ટેક ॥
વિશ્વાસે વિશ્વંભર ભજીએ, તજીએ લોકની લાજરે ભાઈ
અ ભુ ઉપર અર્ધ અક્ષરે, પથર બાંધી પાજરે ભાઈ ॥ ૧ ॥
અજામેલ ગજ ગુણીકા, ગોવી દે તારી કાઢયા તીરરે ભાઈ
દ્રુપતિજીના પલમેં પુર્યા, નવસે નવાણુ ચીરરે ભાઈ ॥ ૨ ॥
ઉઠતા રામ કહે બેઠતા રામ કહે, ચાલતા રામ સંભારરે ભાઇ
સોવત રામ જાગત રામ કહે, સદ્દગુરૂ શબ્દ વીચારરે ભાઈ ॥ ૩ ॥
સતજુગ ત્રેતાજુગ જન, દ્વાપારમેં આચારરે ભાઈ
કલીજુગમે રવીદાસ કહે, હાવે નામ થકી નીરતારરે ભાઇ ॥ ૪ ॥

———:—:———

સંસારનું શું કામ છે તારે, તુ તારં ઘર શોધરે ભાઈ
આપું રાખી ઓળખ પછી, બીજાને પરમોદરે ભાઇ ॥ ટેક ॥
વલખામારે છુટવા કેરાં, માથે માયા ભારરે ભાઈ
આકર્યું આકરવું હવે, એમન પામે પારરે ભાઈ ॥ ૧ ॥
દાન હાથે કરવા વર હાથે, સંતની સંગત ઝાલરે ભાઈ
ગ્રેહમાં રહેતો કરને વહેલી, વીઠલ સાથે વહાલરે ભાઈ ॥ ૨ ॥
માત પીતા સુત ભગીની ભાઈ, પુત્રને પરીવારરે ભાઇ
તારં નથી કોઈ અંતની વેળા, સમર સરજનહારરે ભાઈ ॥ ૩ ॥
સદ્દગુરૂની સનંદ પકડ, જકડ હૈયે રાખરે ભાઇ
આવન જાવન મીટે ફેરા, આપુ કાઢી નાખરે ભાઇ ॥ ૪ ॥
રવી કહે રાખ નાખીયે તુરત, સુરતી સાધ્ય ત્રીકુટરે ભાઈ
આવા ગમન મીટે, પીઓ, રામ રસાયન ઘુંટરે ભાઈ ॥ ૫ ॥

———:—:———

મનસે જ્ઞાન શિકાવે મનમુખી, ગળા સવાદે ગાવેરે ॥ ટેક ॥
સનીલ ઉચે સ્વર હોઈ ગાવે, કામની કેરા મન લુબધાવે
દુષ્ટિ દીધમા વળગ્યા હાવે, જરૂર જમ લઈ જાવેરે ॥ ૧ ॥
સોનર નરકનકે અધીકારી, જાકુ મીઠી લગીહે નારી
સદગુરૂ સેવા નાહી પ્યારી, અસખ જુગ અથડાવેરે ॥ ૨ ॥
સાનન આવી સદગુરૂ કેરી, મન માયાયે લીના ઘેરી
મોહ અજ્ઞાન એમ અ ઘેરી, દેખત ડુબકા ખાવેરે ॥ ૩ ॥
આઠે પહોર અવીદ્યા ભારી, લક્ષ ચોરાશી લીની ધારી
હુ પણુ કાઢી બેઠો ન હારી, અહ મુખ અથડાવેરે ॥ ૪ ॥
ખર કુકરકી કાયા હોઈ, મનુશ જનમ ન પાવે કોઈ
કહે રવીરામ સમજ મન તોહી, સદગુરૂ સાચ્ય બતાવેરે ॥ ૫ ॥

——— — ———

નામ અનાદી સબ કોઈ કહેવે, ભરમે ભાસત નાહીરે ॥ ટેક ॥
ભરમેભુલ પડીરે સબકુ, અંધા ચેત કહતમે અબકુ
જમઝારે ઝાવેગા તુમકુ, અંત રહે અકુલાઈરે ॥ ૧ ॥
કહેત હે એક બ્રહ્મકી બાતા, જુગત હોય ત્યા શોધે જાતા
બીના ખોજ પાવેગા લાતા, છોડ સમે ચતુરાઈરે ॥ ૨ ॥
સમજ્યા તબ કયુ રહેવે સાસા, સાહેબ હે સબહીકે પાર
ઘટ ઘટ માહી પરમ પ્રકાશા મીટ પત ગા માહીરે ॥ ૩ ॥
ખબર લહે તબ હોય ખુમારી, દુગ્ધા સબહી લેજારા
નિરભે વસ્તુ નિરખ નિરધારી, બંધા કહે તબ જાઈરે ॥ ૪ ॥
સહજ નિવેડા સુન બતાયા, શબ્દ ગ્રહા સો ફીર નહી આયા
રવિરામ ગુરૂ ગમસે ગાયા, તારે તાર મિલાયારે ॥ ૫ ॥

——— — ———

મુગ ગ્રહા સોઈ માલમી પુરા, બીન મુગ અથડાયારે ॥ ટેક ॥
કોન રૂપસે ગરભ ઉપજાયા, કોન રૂપકી બની હે કાયા
કોન રૂપ ચૈતન દર્શાયા, કોન નાદ કહેવાયા રે ॥ ૧ ॥
માત તાત મીલી ગર્ભ ઉપજાયા, રક્ત રેતકા ઉપજી કાયા
સુન ધાગી ચેતન દર્શાયા, અનહદ નામ ધરાયારે ॥ ૨ ॥

રક્ત રેત જલ પરસે દેહી, અંતર ગત હરિ ચેતન એહી
પરંજોતી સુન સેહજ સનેહી તહાં રહી લે લાયારે ॥ ૩ ॥
પુરણ ધામ પરંપદ પાયા, નિદ્રામે સુપના નહી આયા
દેખત ડોલ સો દુર પડાયા, મરજીવા હોઈ જાયારે ॥ ૪ ॥
ગર્ભ ધાન જાશે નહી આપા, આપ અલેખ જ્યાં પુન નહી પાપા
કહે રવિરામ મીટા સંતાપા, સહેજે સહેજ સમાયારે ॥ ૫ ॥

———:—:———

અક્ષરાતીત અલખ અવીનાશી, ગુરૂ ગમમે ઓળખયારે ॥ ટેક ॥
ઓળખાયા સદગુરૂકે શબ્દુ, શબ્દ વિના શુગ ફુ ન વદુ
તન મન ખોજ ખોજ નહી અબ્દુ, સો મેરે મન ભાયારે ॥ ૧ ॥
નકી મેજે અખંડ ઉજાસા, પુરણ બ્રહ્મ પરમ પ્રકાશા
સબસે ન્યારા સબકે પાસા, રરંકાર રહે રાયારે ॥ ૨ ॥
ગોં પેખે ગોગી અવધુતા, પ્રેમ રૂપ સિધ્ધાંતકા ભક્તા
જીવન મુક્તા લહે કોઈ મુક્તા, સો રવિ રામે પાયારે ॥ ૩ ॥

———:—:———

મેં નવ જાણું દુબલ તેરા, રામ રામ અનમાનારે ॥ ટેક ॥
કયા અનુમાન કરું મેં સ્વામી, નહી તું ધ્યાન નહી તું ધ્યાની
નહીં તું માત પીતાલો કામી, નહી વૃદ્ધ જોબન જાના રે ॥ ૧ ॥
નહીં તુ દેવી નહીં તું દેવા, નહીં તું ભીન્ન નહીં તું ભેવા
નહીં તું મેર મંડળમેં રમેવા, નહી તું ચંદર ભાણુરે ॥ ૨ ॥
નહીં તું ભવર ગુફામે ભાસન, નહીં તું ત્રોકુટી નહી તુ આસન
નહીં ઇંગલા પીંગલા સુખમણા, સુન વચ નહી પ્રાણુરે ॥ ૩ ॥
આદ અનાદી રામ અખંડા, નહીં તું પીંડ બ્રહ્માન્ડા રે
નહી રવીદાસ શબ્દ નહીં છંદા, અહો સદ ગુરૂકા સાનારે ॥ ૪ ॥

———:—:———

સંતો કરડા જ્ઞાન હમારા, કહે સુને કછુ કામ ન આવે
અહે સોજીતરે પારાસંતા ॥ ટેક ॥
કથની કથે ને કરે ચતુરાઈ, અંતર કરે ન વિચારા
ભેખ ધર્યો પણ બ્રહ્મ ન ચીન્યા, દીન દીન બઢયા અહંકારા ॥ ૧ ॥

માલ તીલક લઈ કરમે સુમરણી, અંતર ધ્યાન ન લાયા
હું હું કરત હડટાયા કુત્તા, કહે ભાઈ તેં કયા સાગ્યા ॥ ૨ ॥
જગત કરે સો તું'હી કરત હે, એક કીની અધીકાઈ
માળા તીલક છાપ સુમરણી, જગત ખાયા ફુસલાઇ ॥ ૩ ॥
બળ દીખલાઈ લજાયા બાના, કપટ કલેજા માંહી
રોમ રોમકી ગમ જાનત હે, બાહેર કરત બડાઈ ॥ ૪ ॥
પાખંડ ભક્તિમે પ્રભુ નહી રીઝે, ગુરૂ કાચા મત જાણો
રવિદાસ રમતા રામ પીછાન્યા, સદ્ગુરૂ મલીઆ ભાણો ॥ ૫ ॥

———:—:———

સંતો ગુરૂ ગમ લહે સો જ્ઞાની, અંતર પ્રેમ ઊજાગર અનભે
જાકી નિશ્ચલબાની ॥ સંતો ॥ ટેક
ચંચલ મારી નિશ્ચળ હોઈ બેઠા, નિરમળ હોઈ સમાધી
શીલ સંતોષ રહે સમધારણ, વસ્તુ અગોચર લાધી ॥ ૧ ॥
નાભી બેઠ ગગન ઘર જાવે, આઠ પહોર આનંદા
ચલે પાધરે પશ્ચિમ મારગ, મીલાવે સુરજ ચંદા ॥ ૨ ॥
શશી સુરમે સુર શશીમે, અણુ સારે ઊલટાવે
નિરખે પલપલ નુર નિરંતર, અનહદ નાદ બજાવે ॥ ૩ ॥
રહે અડોલા બોલે અબોલા, જાણુ પણા જલ જાઈ
કહે રવિ રામ વિરલા સંસારા, ઊલટા કાળકું ખાઈ ॥ ૪ ॥

———.—:———

સંતો માયા મુજે નાહી, વિના વિચાર સકલ જગ ભૂલ્યા
જ્ઞાન વિના ગુચવાઇ ॥ સંતો ॥ ટેક
માયા માયા સીધ સાધ પુકારે, અચરજ એજ કહાવે
ભોરીંગ જેસા સી ધરા ભોંયપર, દેખો એ કીસવીધ ખાઈ ॥ ૧ ॥
માટી કેરા બના માળીઆ, ચીતર્યો વાઘ ચીતારે
એમોં ભ્રમ દેખી જીવ ભટકયા, વાઘ એ કીસ વીધ મારે ॥ ૨ ॥
ખેતર બડા બીના રખવાલા, ઓડા ઊભા કીના
અકલ બીના ઓડા નહિ ઓળખ્યા, દેખત હરણા બીના ॥ ૩ ॥

માયા નિંદ સ્વપ્નકી જંસિ, બીન ગુરૂ ગમ અંધીઆરા
કહે રવિ રામ ચેતન જબ જાગ્યા, ભયા બ્રહ્મ ઉજીઆરા ॥ ૪ ॥

———:—:———

સંતો રમતા રામ હમારા, જીહાં ઠેરાવું ત્યાં હરી નાહી
ઐસા અપરંપારા ॥ સંતો ॥ ટેક
કોઇ કહત હે નાભી નીરંજન, કોઇ કહે હૃદય પ્રકાશ
કોઈ કહે નાશકી અગ્રે, કોઈ કહે ભ્રકુટી વાસા ॥ સંતો ॥ ૧
કોઈ કહેત હે દશમે દ્વારે, દ્વાદશમે દરશાવે
કોઈ કહે નેન ઝરખે, અકલ કલ્યા કશુ જાવે ॥ સંતો ॥ ૨
અનભે કથે અપને અનુમાન, સુન ભડકામે ભૂલ્યા
કર્તવ્ય જોગ માંહી ગુંચવાયા, પાયા નહિ નીજ મુલા ॥ સંતો ॥ ૩
રોમ રોમમેં અનંત બ્રહ્માંડા, રગ રગમાં રહી બોલે
આપા ખોયા તબ આપ પારસમણુ, ખબર બીના દુર ખોજે ॥ સંતો ॥ ૪
નિરાધાર નિર્લેપ નિરંજન, લેખા વિના અલેખા
રવિદાસ સાન અહી ગુરૂકી, જ્યુંકા ત્યું હરિ પેખા ॥ સંતો ॥ ૫

———:—:———

મનરે રામ ભક્તિ કર સાચી, સદ ગુરૂ સંત ઓર રામ ભજન વિન
તબ લગ મતી સબ કાચી ॥ મનરે ॥ ટેક
જોગી જંગમ સેવડા થાકે, જીવ જીવ કરી રહ્યા હારી
સન્યાસી દરવેશ હી હારે, વાકો ન ચડી પ્રેમ ખુમારી ॥ મનરે ॥ ૧
જ્ઞાન કથંતા જ્ઞાની અલસાયે, પ્રકૃતિએ પછાર્યા
ધ્યાન ધરતા ધ્યાની અલસાયે, લીના સીર પર ભારા ॥ મનરે ॥ ૨
બ્રહ્મ કથંતા બ્રહ્મ જ્ઞાની થકીઆ, બાંધ્યા જુદા અખારા
એક કહે પણ દ્વેતન છુટે, વર્તમાન માંહી હાર્યા ॥ મનરે ॥ ૩
કાજી મુલ્લા ઓલીઆ અલસાયે, પંડીત પઢતે પુરાના
કાવ્ય કવીત કહી કવી અલસાયે, દાતા થકયા અભીમાના ॥ મનરે ॥ ૪
જહાં અદ્વૈત તહાં દ્વૈતન ભાસે, સો સંત કહીએ શુરા
કહે રવિદાસ દ્રષ્ટ સમાન, રમતા રામ ભર પુરા ॥ મનરે ॥ ૫

———:—:———

સ તો સબહીમે રહે સુથા, વાંકા ચુકા મટીઆ વીચેથી
કયાંહી ન દેખ્યા દુથા ॥ સંતો ॥ ટેક ॥
શહેર જીહાં ચોરંકા વાસા, પલ પલ ખાતર પાડે
નહિ શહેર ત્યાં ચોર ન હુ કે, દેકાએ ધોળે દહાડે ॥ ૧ ॥
ધોળે દહાડે વીચે વોહ ઊંડા, વિના સુરતહી ચાલે
આગળ જાતાં તે અંતરાયે, ખાડા બે ચોર ખાલે ॥ ૨ ॥
જ્ઞાન ખાડો જ્ઞાનસે બુરે, અનભે ટાળ આંટા
સમ દ્રષ્ટીસે કરે બરોબર, ન રહે ચોર નરાટા ॥ ૩ ॥
બે ફીકરાઇ રહે સુરત નિરંતર, એસા કોઈ સંતા
કહે રવિદાસ સો સકળ ગુરૂ જ્ઞાની, જાકી કલા અનંતા ॥ ૪ ॥

———:—:———

સંતો ધોખા બડા ધુતારા, ધોખા આયા તબ ધીરપ નાહી
ઊઠા તબ અંહકારા ॥ સંતો ॥ ટેક ॥
દુબ્ધા આઈ દીલમાં દઝાડે, ઈર્ખા આખ્યું કાઢે
કુમતિ આઈ કરે કફરાના, કાળ લે હાથ પછાડે ॥ ૧ ॥
શોક આય કરસે હરકુ ઘેરે, હરખ કરાવે હાસી
મોહ આયકર કરે મલીના, કુબુધ્ધી પાડે ચોરાશી ॥ ૨ ॥
અવગુણ વચે અંતગય કરીયા, પ્રકૃતે વાળ્યા વાડા
સવળા સામા અવળા બોલે, હરિ ભક્તસે આડા ॥ ૩ ॥
ધોખો ને સાસો દોનુ બેઊ બંધુ, દેખે સરખે સરખા
ભુંડી ભોમે જઇને ભડ બેઠા, કરે નરનકા ભરખા ॥ ૪ ॥
સદ ગુરૂ શબ્દે ધ્યાન લગાવે, ઊલટા ધોખાકું ધુતા
કહે રવિદાસ આતમ એક દર્શે, સો સદગુરૂકા સપુતા ॥ ૫ ॥

———:—:———

સંતો આછયા જ્ઞાન અર્થાઈ, દયા વિના અચેત અભાગી
પ્રતિત વિના પ્રલે જાઇ ॥ સંતો ॥ ટેક ॥
રામ રામ હિંદુ પોકારે, મુસલમાન રહેમાના
દોનુંકુરે દયા દીલ નાહી, સાહેબ નહી મહેરબાના ॥ ૧ ॥

મચ્છી જીવ બહોતેગ મારે, મુખમે કહેવે રામા
હણ્યા મોઈ હણેગા તોકું નરક વિના નહિ ઠામા ॥ ૨ ॥
રામ કહ્યા તો કહા ભયો ભાઈ, એનો કુલકી રીતા
રામ રામ સમર્યાં અવતર્યાં જમરા, હદે નહિ પરતીતા ॥ ૩ ॥
દેખત જીવ કોટી સંહારે, કસાઈ કરત હે કરમા
પંચ મુરગી કરી લે ઝબે, તો સાચા હે કલમા ॥ ૪ ॥
કર્મ ભર્મ ઔર દેવી દેવતા, છાંડે કુલ વહેવારા
બોલન હારા મો પરમાતમ, પકડે તો ઉતરે પારા ॥ ૫ ॥
અપને આતમ જેસા સબકુ જાને, દયા ભાવ સુખ શાતી
કહે રવિદાસ મો પુરણ બ્રહ્મ સ્વામી, નવનીત જેરન છાતી ॥ ૬ ॥

———:—:———

સંતો પંડ ખોજ્યા વિના પાખંડા, ભરમ કરમ માંહી જીવ ભૂલ્યા
ભટકત ફીરે બ્રહ્માંડા પંડ ॥ ટેક ॥
કોઈ શાલીગ્રામકું સેવે, શીલ મુર્તિ ચીત લાવે
સાર દાલ ધરે લે આગે, પાખંડ ફીમ વાધ ખાવે ॥ ૧ ॥
પાખાણુ માંહિથી પરમાતમ પ્રગટે, જો પરતીત આણી પુજે
આન આસરા અંતઃ કરણમેં, અંધે કું કયાહી ન સુઝે ॥ ૨ ॥
જંત્ર મંત્ર કરે કામણુ દુમણુ, વલી શાલીગ્રામકું સેવે
ચૌદશકે દીન બાકલા બાકું, ભુતોંકા મુખમેં દેવે ॥ ૩ ॥
એસે ભક્તિ ન હોઈ અભાગી, મલીન વિદ્યા મન માંહી
માળા તીલક ધરી ભેખ લજાયા, અંતે નરકે જાઈ ॥ ૪ ॥
ટીકા ધરી સીતારામ કહત હે, કાલ ભેરવસે પ્રીતી
મુર્તી માંડીને ઘંટા બજાવે પ્રભુસે નહિ પરતીતી ॥ ૫ ॥
જલ બલ ભેદ છોડદે ભાઈ, છોડો ભૂત બલાઈ
કહે રવિ રામ એક રામ નામ ગ્રહો, ઔર થોથા દેહા જલાઈ ॥ ૬ ॥

———:—:———

સંતો નામ શબ્દ નામ રાજા, મુખસે કહુ તો કોઇ ન માને
સબહી નામકા સાજા ॥ સંતો ॥ ટેક ॥
દશ અવતાર લિના સબ નામે, કારણુ ભક્તિ કાજા
એક પલક મેં સબહી હુવા, જબ ઊઠયા મુળ અવાજા ॥ ૧ ॥

નામ કુ પડક તો પાર પહોચ હૈ, એસા નામકા આજા
હલન ચલન સબહે નામકા, રામ સમુદ્રનાઝા ॥ ૨ ॥
રહે માઝામે નિરાળા ખેલે, •તીન લોક પર હે અવાજા
કરડી કમાન ચડી હે નામકી, ભરમ કરમ બે ભાજા ॥ ૪ ॥
અટલ છત્ર સિંહાસન નામકા, બાજે અનહદ બાજા
નામ પુતળા અખ ડ નુર હે, અનંત રવી ચ દ લાજા ॥ ૫ ॥
આવુ ન જાવુ ન કરૂં વહેવારા, રામ રાજા રામ પ્રજા
રવિદાસ રમતા રામ કબીરા, નહિ મુવા નહિ સરજા ॥ ૬ ॥

———:—:———

સંતો હમ ભેદીકે ભેદી, જુઠા જ્ઞાન કથત હે વેદી ॥ સ તો ॥ ટેક ॥
ખટ શાસ્ત્રકા મતાહે જુદા, બોલે ન્યારા ન્યારા
સુંગવા જ્ઞાનમે ગુણી છુ ચાપા, અંતર રહ્યો ઊંધારા ॥ ૧ ॥
કોઈ સ સ્કૃત કોઈ પ્રાકૃત વખાણે, વચને વાડા વાળે
સમજ્યા વિના કરે સ વાદા, સબહી ઘેર્યા કાલે ॥ ૨ ॥
સરગુણ કહે શ્રી કૃષ્ણ પુરણ હે, નિર્ગુણ કહે નિર્વાણા
એહી સ સારમે સબ જુગ ભૂલ્યા, ડુબ મુવા અભિમાના ॥ ૩ ॥
સરગુણ સરૂપી સેવા વખાણે, નિરગુણી સુન ઠેરાવે
નિર તર રમતા રામ જાણ્યા વિન, દોનુ રીતા જાવે ॥ ૪ ॥
સરગુણ નિરગુણ ઘર હે ન્યારા, મો અસ્થીર ઘર હમારા
કહે રવિદાસ આપકું બુઝે, સો સદગુરૂકા પ્યારા ॥ ૫ ॥

———:—:———

અબ મોહે લાગી અખંડ ઘર તાળી, મેહુજહી લીન ભયા એકીન
દેખ્યા નિરંતર ભારી, અબ મોહે ॥ ટેક ॥
ધરન આકાશા કછુબી નાહી, સુનકોરમે રખી મેળા
ચંદ્ર સુરજકી કોન બમાની, એસા નિરાળા ખેલા ॥ ૧ ॥
અન ત કરોડ અપને અનુંમાના, આંટીમાં જઈ અટકયા
સુનકી ઊપર શહેર ન સુન્યા, આવે જાવે મારે ભટકા ॥ ૨ ॥

નાની બી સટકયા ધ્યાની બી અટકયા, અટકયા અધ્યાત્મ જોગી
ગુરૂબી અટકયા ચેલાબી અટકયા, અટકયા વૈકુંઠ ભોગી ॥ ૩ ॥
બડે બડે પાખરીયા અટકે, અટકે સામત સરદારા
રવીદાસ રમતા રામ કબીરા, સોહં નીરાલંબ ન્યારા ॥ ૪ ॥

———:—:———

મનરે હરિમે સંત જન મોટા, દરસન કરે અનેક પ્રાણિ
ચરના પરશે તિરથ કોટા ॥ ટેક ॥
હરિકું ચાર ભૂજા સબ કહેવે, કહે વેદ પુરાણ વખાના
સાધુ આવાગમન મીટાવે, ઊનકા નહી ઊન માના ॥ ૧ ॥
ગોવીંદ પરસન હોવે જબહી, દેવે સાયુજ મુક્તિ
સાધુ મીલે જબ સબ દુખ મેટે, આપે અખંડ ભક્તિ ॥ ૨ ॥
પુરૂશોતમ પ્રસન્ન હોઈ જબહી, વૈકુંઠ લોક હે વસના
અનંત વૈકુંઠકી ઊપર હે પરમ પદ, પામે સતકે દર્શના ॥ ૩ ॥
સંત હમારે સદ ગુરૂ સ્વામી, હમ સંતનકે દાસા
નારદ પ્રત્યે કહે નારાયણ, શ્રીમુખ વચન પ્રકાશા ॥ ૪ ॥
ગુર પ્રસાદ સતકી સંગતે, લખ લીયા રમતા રામા
રવિદાસ હરિ જન દાસકા દાસા, સંત મેરા સત નામા ॥ ૫ ॥

———:—:———

સંતો નિરગુણકી ગત ન્યારી, સમસ્યાહે સતગુરૂકી એસી
સમજે તો સુખ કારી ॥ સંતો ॥ ટેક ॥
અડસઠ તીરથ ફરી ઘેર આવે, એહી ઊતુંકુ પ્યારી
પ્રીત વીના પાલવ તજી બેસે, મળે નહિ મુરારી ॥ ૧ ॥
જોગી જતી તપસી સંન્યાસી, રહ્યા ધ્યાનમાં ધારી
ફળ મીઠા કેને હાથ ન આવે, ગયા હૈયામાં હારી ॥ ૨ ॥
સપ્ત પાતાળ એકીસ બ્રહ્માંડા, રહ્યા સો રામ પુકારી
સદ ગુરૂ નામ પ્રતાપ વિના ભાઈ, ભેદ સમજવો ભારી ॥ ૩ ॥
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે, સુઈ રહ્યા સંસારી
જાગ્યા સોનર જગમાં જીસા, પ્રેમ પીયુ ગત પ્યારી ॥ ૪ ॥

———:—:———

સંતો મુનીવર મન સમઝાયા, સમજી ચાલ્યા શબ્દ સદગુરૂકા
પરિ બ્રહ્મકું પાયા ॥ સંતો ॥ ટેક ॥
પાચકુ માર પચીસકું પકડા, કામરી ક્રોધ હઠાયા
હદ બેહદ અનહદ ગતિ આવી, કરમ વિનાની કાયા ॥ ૧ ॥
કરમ ભરમકી ભ્રમણા ભાગી, લાલનસે લેહ લાયા
અવળા હે સો સવળા કીંના, લખીયા ફીર લખાયા ॥ ૨ ॥
સુરતા સાધી ચલ્યા અકાશી, અનહદ નાદ બજાયા
આદી હતા સો અંતહી પાયા, રૂપમે રૂપ સમાયા ॥ ૩ ॥
સુક્ષમ વેદમે સુરતા પહોંચી, બાવન બાર બુઝાયા
કહે રવિરામ ભાણ પ્રતાપે, જનમ મરણ મે નાયા ॥ ૪ ॥

———:—:———

સંતો બુઝે બાવન બારા, જાકે હદે ગુરૂ ગમ પ્રગટે
સો ખેલે ચોધાગ ॥ સંતો ॥ ટેક ॥
પાંચ પચીસ પરિબ્રહ્મમે ઊપજે, સ્યાના સમજી જાવે
મોઈ દીસે સોઈ રમે એકલા, આપે નાવ ચલાવે ॥ ૧ ॥
નયન કમળસે નિરખ્યા નટવર, ખોલ્યા કર્મ કપાટા
દીલમે દર્શા દેવ નિરંતર, નકરા હુવા નિગટા ॥ ૨ ॥
અકળ કળા કલવામે નાવે, અનુભવી એને બુઝે
ઓહં સોહં શબ્દ ઓળખો, ચૌદ લોક તો સુઝે ॥ ૩ ॥
ઝલકત જ્યોતી નુર અપારા, મનવા તીહાં મીલાયા
કહે રવિરામ ભાણ પ્રતાપે, અજર અમર પદ પાયા ॥ ૪ ॥

———:—:———

સંતો ખોજી હદ બેહદકા, બેહદ આગે ચલના
નામહી રૂપ બીસાર કે, બ્રહ્મ સાગરમે મીલના ॥ ટેક ॥
હદમે રામ ન પાઇએ, બે હદ લક્ષ લાગી
દોઊ તજી એક વીચારીઆ, મોઈ સંત વેરાગી ॥ ૧ ॥
હદ મરજાદ વેદકી, બેહદ જોગ પસારા
હદ બેહદકી ગમ લહે, કોઈ સંત પીયારા

ચાર વેદ તે થક્ા કથ્યા, શીવે જોગ-ચલાયા
તપ તીરથ વિષ્ણુ ક્રીયા, ગ્રંથ સાથે પુરાયા ॥ ૩ ॥
વેદ થકે વાણી થકી અને થકયા ગોગ પ્રસારા
જપ તપ તિરથ સંજમ થકયા, થકીઆ ઓર આચારા ॥ ૪ ॥
મે મેરી મમતા થકી, થકીઆ વાદ વીવાદા
હર્ષ શોક તૃષ્ણા થકી, પાયા ગુરૂ પરસાદા ॥ ૫ ॥
મુખ થકયા જીવ્હા થકી, થકયા સકળ શરીરા
માળા ગીર પડી હાથમે, જ્યો લોહુડી નીરા ॥ ૬ ॥
જબ ઘરમે જીવ આવીઆ, મો ઘર મેજે પાયા
ઉલટ સમાયા આપમે, અનહદ લક્ષ લાયા ॥ ૭ ॥
જાગ્રત સુપન સુસુપતી, તુર્યાસે ન્યારા
સંકલાતીત સબમેં વસે, સોઇ સદગુરૂ હમારા ॥ ૮ ॥
સોં ઘર લીજે પહિચાનકે, જમકુ દંડન ભરના
જુગ સુખ હે દીન ચારકા કાયકું પચી મરના ॥ ૯ ॥
સત સંગે આપા મીટા, મીટા ભારણ ભારી
રવિદાસ ચરણે ભાણ કે, નિજ વસ્તુ વિચારી ॥ ૧૦ ॥

———:—:———

તન માંહી નિજ તત્વ હે, દેખો કોઇ પુરા
તાથેઇ તાથેઈ હોઈ રહ્યા, બાજે અનહદ તુરા ॥ ટેક ॥
મુળ મંત્ર આરાધીએ, શીવ શક્તિકા મેળા
જીવ બ્રહ્મ ન્યારા નહિ, મન પવન હુવા ભેળા ॥ ૧ ॥
મન પવન ભેળા હુવા, બ્રહ્મ સાગરકે માંહી
બાજા બાજે ગેબકા, પણ દીસત નાહી ॥ ૨ ॥
એમ દોર કોઈ ચઢ ચલે, ગુરૂ શબ્દ નિશાણી
રૂપ રેખ ઉન ઘર નહિ, નહિ વેદ અરૂ વાણી ॥ ૩ ॥
જપ તપ તીરથ ત્યાં નહિ, નહિ સેવાને પુજા
એક અકેલા રામ હે, અવર દેવન દુજા ॥ ૪ ॥
ચંદ નાહી સુરજ નહિ, નહિ ધુપ નહિ છાંયા
પવન નહિ પાણી નહી, નહિ કાયા ને માયા ॥ ૫ ॥
ઘર નહિ આકાશ નહિ, નહિં દીવસ ને રાતી
અલખ પુરૂષ પરકાશીયા, નહિ દીવો ને બાતી ॥ ૬ ॥

એસા કૌન જોગેશ્વરા, વાકા રૂપ લખાવે ।  ।।
બાજા બાજે ગેબકા, ત્યા જઈ સુરત લગાવે ॥ ૭॥
અકથ કહાણી રામકી, કથનીસે ન્યારી ।  ।
આપે આપ ઊપજયા આપમે, એસી જુગત સમારી ॥ ૮ ॥
માપ થાપ કછુએ નહિ, એસા તોલ અતોલા ।
રવિદાસ ભાણુ પ્રસાદે, વસ્તુ પરગટ બોલા ॥ ૯ ॥

——— — ———

અસમાનમે મન લાગ્યો, ઊડી અસમાન સે ॥ ટેક ॥
ભમરા હોકે ભગુ ભણુ કીયા, કમળ કીયા ગુંજાર
આદ અંત નહિ જાણ્યા તો, વાસ લીયા રણુંકાર ॥ ૧ ॥
નુરત સુરત અટ કાઇ લે, બાજે અનહદ તુર
ઝણુણુ ઝણુણુ માહી હુવા ઝણુકારા, વરસે નિરમલ નુરા ॥ ૨ ॥
અમ મન બ્રહ્મજળ હોઇ રહ્યા, સેજે ભયા લવલીન
અબ બીછડા વીછડે નહિ, જેમે જલમે મીન ॥ ૩ ॥
સદ ગુરૂ ભાણુ પ્રસાદસે, ભયા પરમ પ્રકાશ
દાતીયા કોઈ દીસે નહિ, ઘટો ઘટ બ્રહ્મ રવિદાસ ॥ ૪ ॥

——— — ———

કાયા કોટ લીયા ગઢ બંકારે, કાયા કોટ ॥ ટેક ॥
જ્ઞાન વેરાગકી ફોજા ચડીયા, સદ ગુરૂ શબ્દ સુનાયા
નેજા રાપ્યા નામકા તો, ચૌદીશ ડેરા લઈ દીયા ॥ ૧ ॥
નુરત સુરતની નાળો નુધી, પ્રેમ પનીતા કીયા
ગોળા છુટયા જ્ઞાનકા તો, શહેર સુંસર વાગીઆ ॥ ૨ ॥
પંચ ચોર માહી વચીસ પ્રકૃતિ, ઊનકુ પકડી મંગાયા
પકડયા નગરકા રાજીઆ તો, વાકુ નેવળમે દીયા ॥ ૩ ॥
પાચ ઊમરાવ મારીયા, શહેર ફુંજી રીયા
રવિદાસ જમકા ભે મીટયા, શહેર સાયાકુ દીયા ॥ ૪ ॥

——— — ———

ભીતર ખોજો રામકુ, બાહેર કાં ધાવો
બાહેર ખોજે નહિ મીલે, ભીતર હરી પાવે ॥ ટેક ॥
પ્રથમ ગુરૂ સેવા કરો, સદ મંત્ર આચરણા
વચન કહે સો કીજીએ, સત્ય સાચ ઊચરના ॥ ૧ ॥
સંગત કીજે સંતકી, જીન મરમ લખાવે
દીલ અંદર અવીનાશકા, પરદા ખોલ દીખાવે ॥ ૨ ॥
દેવળમેં ગુરૂ દેવતા, એકાંતે બેઠા
ખોલ કમાડી ઓરડી, પાયા હરિકા નેઠા ॥ ૩ ॥
સેજ બીછાય સુંદરી, દેખી અનંત લગાઈ
કોઇક નાર સુલક્ષણી, નીત ઝુલન જાઇ ॥ ૪ ॥
દેખન હારો આંખીઆ, કેસારૂપ બતાવે
નેના બેના અગોચરી, રસનાએ ન આવે ॥ ૫ ॥
મીઠા કેરી પુતલી પાણીમાંહી પેઠી
બાહેર કીસ વીધ નીકસે, નિકસે તો જુઠી ॥ ૬ ॥
એસા અલખ વિચાર હે, સદગુરૂજી લખાવે
રવિદાસ સાચી કહે, બહોરી જનમ ન આવે ॥ ૭ ॥

———:—:———

લાગી ચોટ શબ્દકી ઘાયલ કયું જીવે
પ્રેમ ભલકા મારીયા, અનહદ રસ પીવે ॥ ટેક ॥
અંગ ઉઘાડે લાગીયા, ભણકા ઉર માંહી
ઘાવ કલેજે સાલીયા, બાહેર દીસત નાહી ॥ ૧ ॥
ભીતર સુરા સુર હે, મન મુસ્તક છેદ્યા
પાંચુ મારે જ્ઞાનસે, અંતર સબ ભેદ્યા ॥ ૨ ॥
સદગુરૂ મેરા સુરમા, ઘાઓ નેજે ઘાલે
સનમુખ ઝીલે ગુરૂમુખી, નખ શીખલું સાલે ॥ ૩ ॥
વૈદ નહિ ઓખદ નહી, નહિં ટેભા લાગે
પ્રીત બંધાણી રામસે, ઘાવ નીશદીન વાગે ॥ ૪ ॥
સબ તન હુવાં જર્જરા, ઘાઓ ભડભડ બોલે
દરદ દીવાના દરદકા, બહાવરા શા ડોલે ॥ ૫ ॥
અવીનાશી સદગુરૂ મીલા, મારણ હારા પાયા
ભાણુ ચરણ રવિદાસ કહે, મોઈ માંહી સમાયા ॥ ૬ ॥

———:—:———

મે બાળક સદગુરૂકા સેવક સ તનકા ॥ સતનકારે ॥ ટેક ॥
સદગુરૂ સકળ કલપના જારી, હરીજનહે હરીકે અધીકારી
દોનુ મીલ એક ટરત નહી ટારી, પારખ રતનકા ॥ રતનકારે ॥ ૧ ॥
સદગુરૂ હે પુરશોતમ પુરા, બુઝણુ સંત સીપાઈ શુરા
જાઈ લીયા વ કા ગઢ નુરા, ખોજી અ તનકા ॥ અ તનકારે ॥ ૨ ॥
સતગુરૂ પરમ જ્યોત પ્રકાશી, સ તે વસ્તુ લીની તપાસી
અડગમતા ખેલે આશ નિરાશી, દેખન ત તનકા ॥ ત તનકા ॥ ૩ ॥
સદગુરૂ સ ત મુસ્તક કર દીના, તાહી પ્રતાપે આતમ ચીન્યા
કહે રૂવિરામ ભાણુ ગુરૂગીણા, સાર વેદાતનકા ॥ વેદાતનકારે ॥ ૪ ॥

---

ડર બ દગી સદગુરૂકી નીરખે હોઇજાના ॥ હોઇજાના ॥ ટેક ॥
કુડી આ ઢલજુગકી માયા, કોઈ ઉપાયે રહે નહિ કાયા
ઉપન્યા સોઈ હે અનપાયા, ગુરૂ ગમ જો જ્ઞાના ॥ જો જ્ઞાનારે ॥ ૧ ॥
જુઠા માત પીતા સ ગાથા, આખર વખત ચલે નહિ સાથા
સ ત સેવી ભજ નિરગુણ નાથા છોડીદે અભીમાના ॥ અભીમાનાર ॥ ૨ ॥
મનુપ દેહ સુફળ તે પાઈ, ફરીલે સાહેબમે ઓળખાઈ
તુળશી ટીલક ક ઠ ધર ભાઈ, જખ મારે જમ રાના ॥ જમ રાના ॥ ૩ ॥
સુન સમાધ ટાલી લાગે. આવા ગમનકા ભે સબ ભાગે
અવિનાશી ચૈતન બ્રહ્મ જાગે, નિર જન નિર્વાણા ॥ નિર્વાણા ॥ ૪ ॥
મેજ સમાધી મેજ સરૂપા, સકળ નિર તર વસ્તુ અનુપા
રવિરામ ત્યા છાયા ન ધુપા, મોગ ગુરૂ હે ભાણા ॥ હે ભાણારે ॥ ૫ ॥

---

ઝીલા લીયા આતનકા, નિર જન નિરગુણકા ॥ નિરગુણકારે ॥ ટેક ॥
ઉ ચા અનખ ગઢ પ્રેમ અટારી, સો પહોચે સાહેબકી પ્યારી
ઘે ઘે નોબત બાજે ભારી, બાજા અનહદકા ॥ અનહદકારે ॥ ૧ ॥
ગઢ પર નાળ જ જાગા છુટે, તાતે કાયરકા દનખુટે
સ ત ઝવેરી પારસ સુઝે, પરચા ગુરૂવાકા ॥ ગુરૂવાકા ॥ ૨ ॥
શુરે સનમુખ બાણુ ચલાયા, કાયર કબહુ કામ ન આયા
ર ગ મ ડળપર ધુમ મચાયા, મૃદ ગ રણુ ઝણુકા ॥ રેણુઝણુકા ॥ ૩ ॥

પાંચ પચીસસુકા દલ ભારી, કરડા મન રાજા અહંકારી
તાસે રહી જગત સબ હારી, ડંકા સદગુરૂકા ॥ ગુરૂકા ॥ ૪ ॥
નવ દરવાજા નિરખે જો કીના, દસમા ઉપર ડેરા દીના
પાંચ પચીસસુ જોર કર લીના, કીલા સુરતકા ॥ સુરતકા ॥ ૫ ॥
કહે રવિદાસ અજરાયલ જાણ્યા, પુરણ બ્રહ્મ મે પ્રગટ પહીચાના
ભાણ દેવ ગુરૂ સાખી કર માણ્યા, સાહેબ પરમ સુનકા ॥ સુનકા ॥ ૬ ॥

———:—:———

ખુબ ખબર કર ખોજી કાયા, ગુરૂ ગમસે ॥ ગમસે ॥ ટેક ॥
ઔઘટ ઘાટી ફીરકર આયા, મોહુ સી ગીનાદ બજાયા
ત્રીવેણી પર ધ્યાન લગાયા, ચડીઆ અગમસે ॥ અગમમે ॥ ૧ ॥
ભ્રમર ગુફામેં બ્રહ્મ નિશાની, બંકનાળ મેજે વશ આણી
ચંદ સુરજ દો ઉલટ સમાણી, ઉજાસ હરદમકા ॥ હરદમકા ॥ ૨ ॥
ખેચરી ભુચરી ચાંચરી માંહી, વાસન પુતલી રહે છુપાઈ
જાગ્રત જ્યોતે જ્યોત જગાઈ, ગુરૂકા ઈલમમે ॥ ઈલમમે ॥ ૩ ॥
અગોચરહી અનહદ ધુન ગાજે, ઉન્મુની પુરવ અખંડ બીગાજે
અનંત કોટી આદીત લાજે, સુખમણ સંગમે ॥ સંગસે ॥ ૪ ॥
નાદ બુંદ એક પર આણી, મન વસ કરી પુરણ બ્રહ્મ માણી
કહે રવિદાસ મટીઆ ખાણી, ભાણકે કદમસે ॥ કદમમે ॥ ૫ ॥

———:—:———

હરિજન જુગમે ન્યારા, સુનબે સંસારી ॥ સંસારી ॥ ટેક ॥
સતગુરૂમે સત શબ્દે વળગ્યા, અહંતા મળ છેદન કીયા અળગા
દો સ્વર સંધ ઉલટ દીયા સલંગા, અંતર નહી કારી ॥ નહી કારી ॥ ૧ ॥
ખાય પીએ સુવે ઓર જાગે, વૃતિ લગી અખંડ બ્રહ્મ ધાગે
અરૂપ સરખા હે અનુરાગે, દીસત દેહુધારી ॥ દેહ ધારી ॥ ૨ ॥
અંતર ગતસે લયા નિરંતર, પ્રગટે સુઝયા રામ સ્વતંતર
હાટક હારકા મીટયા પટંતર, સુખ દુખ સંધારી ॥ સધારી ॥ ૩ ॥
ઉનમુની મુદ્રાસે ચીત ચોંટયા, કલ્પીત સાધન સબકી છુટયા
અનહદ નાદ બજાયા ઘંટા, બ્રહ્મ જ્યોત ઉજીઆરી ॥ ૪ ॥

મેજ઼ે સકલ કરત હે ધંધા, દેહ ભાવસે કબહુન બ ધા
જૈસે મીન રહે જલ મધા, લાગત નહિ ભારી ॥ ભારી ॥ ૫ ॥
એસે સ ત ફીરે મરજીવા, દઈ પ્રમોદ અન ત કીયા દીવા
જો તુમ ચાહો રામ રસ પીવા, સ ત ચરણ દ્રઢ ધારી ॥ ધારી ॥ ૬ ॥
અનેક સ ત પહોચ્યા સત સેને, થાપ ઉથાપ કરે નહી કેને
કહે રવિદાસ ફરી નહી તેને, પુનરપી અવતારી ॥ અવતારી ॥ ૭ ॥

——— — ———

ક્યા કીસીસે કામ અપના દીલ સમઝાના ॥ ટેક ॥
ક્યા લઈ આયા ક્યા લઈ જાયગા જપો નિર તર જાપ ॥ અપના ॥ ૧ ॥
સદગુરૂ સાહેબ કહત પુકારી, હજુ ના ખુલ્યો તેરો કાન ॥ ૨ ॥
ત્રીવેણી સ ગમ તાર મીલાયા, અનહદ ગુડયા નિશાન ॥ ૩ ॥
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે, ભીતર પ્રગટયા ભાન ॥ ૪ ॥

——— — ———

હ સા માન સરોવરા, નિશદીન વાસો કરના
અણ વી ધ્યા મોતી ચારો ચુગે, વિ ધ્યા ચાચન ધરના ॥ ટેક ॥
લાન રહે દરીઆવમે શીર સાટે લેણા
કાનજ લાગ્યા ક પને એસા મારગ ઝીણા ॥ ૧ ॥
માન સરોવર પ્રેમ હે, માહી હરિજળ ભરિઆ
કોઈ કોઈ સાધુ હ સ હે, જાકી ઉત્તમ કરીઆ ॥ ૨ ॥
બગલા ધ્યાન લગાય કે, ધીરે પાવ ઉઠાવે
મન મેલા તન ઉજળા, મ છલીઆ ગટકાવે ॥ ૩ ॥
છીલર દેખીરે રાચહી એ બગનનકી જાતી
હ સા બગા નહિ એક હે, વાકી જુજવી ભાતી ॥ ૪ ॥
હ સાકા ટોળા નહિ, કોગીનમે કોઈ —
બગલા ઠોર ઠોર રહે, ઉજવળ વર્ણ વિગોઈ ॥ ૫ ॥
હ સ પડે મર લ ધના મોતી વીન ચાચન ખોલે
માન સરોવર ઘર કરે, કુવા વાવન ડોલે ॥ ૬ ॥

મન હંસા મોતી ચુગે, બગ મચ્છીકા ચારા
હંસ બગા કયું એક હે, લાજે બીરદ હમારા ॥ ૭ ॥
સાકુટ બગલા બાપડા, જાકુ હરિ કથા ન ભાવે
હરિજન હંસદશા રહે, હરિ હીરા પાવે ॥ ૮ ॥
સુરત ધરો વા દેશમેં, જ્યાં હંસકા વાસા
રવીદાસ ભાણુ પ્રસાદસે, હીલ મીલ કરો વીલાસા ॥ ૯ ॥

———:—:———

એક વરખડી ભાળી નહી પાન ને ડાળી, વેલો મુળ વિના અધર ભયો
આકાશથી આધેરં ચાલતાં, ફુલ વિના એક ફળ થયો ॥ ટેક ॥
ફળ નામ અમર ટળે તમર, દેખતામેં દીલ ઠરે
સદગુરૂ મળેને સત પાળે, ભવસાગર સેજે તરે ॥ ૧ ॥
શીવે પારવતી પાળી ફળ ન શકયા ગાળી, બ્રહ્મ બ્રહ્માણીને ભુલીયા
વિષ્ણુ થઈ લક્ષ્મી વર્યાં, ફળ અધરના અધર રહ્યાં ॥ ૨ ॥
ફળ કબીરે ગ્રહ્યાં સુખદેવે લહ્યાં, જેના જસ માતમ જુગમે રહ્યા
ગુરૂ ભાણુદેવે ભેદ બતાયા, રવિદાસ અમર થઈ રહ્યા ॥ ૩ ॥

———:—:———

સલંગ સુતર સેલડો, એમાંજ જે કોઇ આવીને ભલ્યા
અકળ પુરૂષ તેજ કહાવે, કોઇના નવજાએ કળ્યા ॥ ટેક ॥
તેણે મન પ્રમોદ્યો ધંડ સોધ્યો, તાળ લાગી ત્રીકુટીમાં
તેને જોત જાગીને છોત ભાગી, તે સાધુ નહ્રે સંકટમા ॥ ૧ ॥
જેને મડીયા ફેલા સમીયા ઝેલા, ભેદ પાયા ગુરૂતણા
સમ દ્રષ્ટી ગુરૂ શબ્દે આવી, મુળ રહી ન રહી મણા ॥ ૨ ॥
જેને અનભે તખત નીશાન ગડીયા, સુરતાબંડ ફોડ ચલી
રવિદાસ રમતા રામ માંહી, માલમ થઇને માંહી મળી ॥ ૩ ॥

———:—:———

સમજાય રહિ બોલ્યુ ત્રણ ભુવન પહોળુ એવુ
પંખ વીના પંખી ભમે, બે બચ્ચા તેની ગોદમાં લઈ અધરનું અધર રમે

થાન વિના જેને દુધ ઝરે, મુખ વિના બચ્ચા પીએ ॥
જે ઝીણા તેની જુગત જાણે, મોટા દેખીને બીએ ॥ ૧ ॥
એવા ગુગા બચ્ચા દુધે રચ્યા, ગાયસુ વળુંવીયા
ચૌદ ભુવનમાંહી વાસ કરીને, કોઇક ઠારલે શોધીયા ॥ ૨ ॥
એવી ગોરી ગાય રૂપ વર્ણી ગગનમા ગુપ્ત રહે
જાણસે તે માણસે, રવિદાસ ગુરૂ શબ્દે લહે ॥ ૩ ॥

——— — ———

હાલા શોથા ખાય ગોથા મન વિના મેરમ જપે
દલ વચે દુગધા નાડી સુગધા, કાળ માહી નીશ દીન ખપે ॥ ટેક ॥
પછી કરે ટીલા લીલા પીલા, છાપ લઇને અગ છપે
પુસ્તક સહીત ગાય ગીતા, સત દેખીને લપે ॥ ૧ ॥
ગુરૂ શબ્દ લોપીત અધમ ઓપીત, કામ ઇંદ્રી સંગતપે
મહા નદીમે ખાય ઝકોળા, માયા દેખીને ધપે ॥ ૨ ॥
એવા બાહેર નીરા ભીતર મીરા, સસારને ચલવે તપે
રવિદાસ કહે એવા સબીલ અધા, જુગે જુગ નરકે પડે ॥ ૩ ॥

——— — ———

હુમ પરદેશી પછી સાધુ આરે દેશકે નાહી
આરે દેશકે જીવ અભાગી, પલ પલમે પરલાહી ॥ ટેક ॥
પાવ વિના ચલના ચાચ વિના ચુગના, પખ વીના ઊડ જાઈ
બીના સુરતકી નુરત હમારી, અનત ન પહોચે સાંઈ ॥ ૧ ॥
આઠો પહોર અધર રહે આસન, કબહુ ન ઊતરે આની
જ્ઞાની ધ્યાની વીજ્ઞાની થક ગયે, એસી અકથ કહાની ॥ ૨ ॥
છાયે બેસુ તો અગની બ્યાપે, ધુપે બહુત સીતલાઈ
છાયા ધુપસે સદ ગુરૂ ન્યારા, હમ હે સદ ગુરૂ માહી ॥ ૩ ॥
નિરગુણ રૂપ હમારા સાંઈ, સીરગુણ નામ ધરાઈ
કહે રવિરામ નિરતર વાસા, સબ ઘટ ઝનકે જાઈ ॥ ૪ ॥

——— —.———

ગાને માટે શ્રમ કરો છો, લ્યો ને હરિગુણ ગાઇ
અનભે શબ્દ સત ગુરૂ કેરા, ઓર સબે બકવાઈ ॥ ટેક ॥
કુટુંબ કબીલો જુઠા પસારો, માત પિતા સુત ભાઈ
ઓકડી બુંદ ઉસકા પાણી, એસી જગત સગાઇ ॥ १ ॥
આરે સંસાર સમુદ્ર ખારો, દેખત ડુબકી ખાઈ
નામ સ્વરૂપી નાવ ગુરૂકો, વામે બેઠો જાઇ ॥ २ ॥
ખેવણુ હારા સત ખેવઈઆ, મલી એસી સનમાઈ
એક પલકમે પાર પહુચાવે, કર્મ બંધન છોડાઈ ॥ ३ ॥
આરે કાયા જાણો કાચનો કુપો, વણસત વેર ન લાઈ
કહે રવિરામ ભજન કર રામનુ, એક તાર ચીત લાઈ ॥ ४ ॥

---

માયા છે આ મહા પ્રભુની હરિ ગુરૂ સંતને સુપોરે
સંત સેવતા કારજ સીધે, રમતા રામે ચીત રોપોરે ॥ ટેક ॥
કબીરે સંતને સેવ્યા ચીત લાઇ, શાહ સીકંદર કોપ્યારે
જળે ન ડુબ્યા અગ્નીએ ન બાળ્યા, વેદ શાસ્ત્ર મત લોપ્યોરે ॥ १ ॥
ધના જાટે લીધી સંત સેવા, પીપે ઘટ ઘટ પુજ્યારે
હરિ ગુરૂ સંત એક કરી જાણ્યા, આતમ ન જાણ્યા દુજારે ॥ २ ॥
રોકીદાસે સદગુરૂ સેવ્યા, બ્રાહ્મણે શાલીગ્રામારે
રાજ દ્વારે રામ ભજતા, સન્મુખ આવ્યા પ્રભુ સામારે ॥ ३ ॥
રામ ચંદ્રે સદગુરૂ સંત સેવ્યા, લીયા આતમ નીજ ભેવારે
શીવ બ્રહ્મા ઇંદ્રાદીક સરખા, કૃષ્ણે ગુરૂ સંત સેવ્યારે ॥ ४ ॥
મન બુદ્ધી ચિત અહંકાર તજી, અહો સદગુરૂ સંતકા ચરણારે
રવીદાસ મન મતાપદ સમ્યા, જેના મટી ગયા આવાગમનારે ॥ ५ ॥

---

મન માન્યા હરે મન માન્યા, આનંદ કારી સંતસે મન માન્યા ॥ ટેક ॥
પ્રેમ સનેહી સંત ભેગીઆરે, તન મન દીના વીહાય
જનમ જનમ કા અંતર ભેગીઆ, પનમે કીયા દેદાર રે ॥ १ ॥
પનંગ બીછાયા પ્રેમકા, તાપર આપ બેઠાયે
નેણા ભરી ભરી નીરખીયા, હૈડે હરખ ન માયરે ॥ २ ॥

નિરગુણીયા મન ઉન્મુનિ, જગસે રહા ઘીરતેગે
ગલીત વચન ગરવા ગ ભીરા, આવરણ રહીત અચ તરે ॥ ૩ ॥
મહેર કરી મોહે મોજ દીયા, નીશ્ચળ બતાયા નામ
સદગુરૂ સ તકી સન દ ગ્રહી, રવીવાસ પહોચે નીજ ધામાગે ॥ ૪ ॥

——— —.———

હારે ગઢવ કા હારે ગઢવુ કા કાયા કોટડીયા ગઢ વ કા
જ્ઞાન વેરાગકી ફોજા ચડીયા, સદગુરૂ શબ્દ અસ્વાર કીયા
તેજા પકડયા નામકા, ચોદશ ડેરા દીયા ॥ ૧ ॥
નુરત સુરત કીલા માડયા, પ્રેમ પલીતા પાયા
ગોળા કે કયા ગોળકા, સુંસરા સેર કર દીયા ॥ ૨ ॥
પાચ પ્રધાન પચિસ પ્રકૃતિ, વાકુ પકડ લીયા
રાજા પકડયા શહેરકા, વાકુ કેદ લઇ કીયા ॥ ૩ ॥
તીનુ ઊમરાવ માર લીયા, શહેર સબ ડ પ રહ્યા
કહે રવિદાસ સત ભાણુ પ્રતાપે, શીશ લઈ શામકુ દીયા ॥ ૪ ॥

———.— ———

સત સ ગ કરજોરે સુધ ભાઈ ॥ ટેક ॥
સતગુરૂ શબ્દ પીચાર દેખદીલ ભીતર માહી
ભક્તિ પદારથ સાર, અવર ચિત ધરીઆ નાહી
સાધન સાધી દેખીએરે, પુરૂષ અ ગુષ્ટ પ્રમાણુ
ભક્તિ વિના ભાસે નહી, જોગ વેરાગ ને જ્ઞાન ॥ સત સ ગ ॥ ૧ ॥
માયાકે આધીન જોગી વેરાગી જ્ઞાની
દયા દીનતા નાહી, બહોત અતી અભીમાની
દાસ તણુા દુર્લભ સદારે મર્મ ન લહે માનત
નામ નત મોટા મતારે, ધ ઢ્રી જીત કોઇ સ ત ॥ સત સ ગ ॥ ૨ ॥
માન બડાઇ ઘસી વસી કવી પ ડિત માહી
કથે પઢે અરથાય, બુદ્ધિ માયા લપટાહી
એતે માયા ભરમ માહી રે, દેવ મુની શીરધાર
તપ બળ અહ કૃત આચરે રે, લે લે શીરપર ભાર ॥ સત સ ગ ॥ ૩ ॥

મનખા જનમકો લાભ સેવા સંતનકી કીજે
અરપો તન મન પ્રાણ, શીશ ઊતારી દીજે
ઊષ્ણ શીત વ્યાપે નહીરે, હરખ શોક કા નાશ
ક્ષુધા પીપાસા મેજ મારે, હુવા અખંડ પ્રકાશ ॥ સત સંગ ॥ ૪ ॥
અટલ નામ અવિનાશીકો, અટલ નિજદાસ અભંગા
વેદ પુરાણે શાખ હરિ હરીજન એક અંગા
રવિદાસ સદગુરૂ અટલ, અનંત કોડકે પાર
દુર્લભસો સુલભ ભયારે, પાયા અટલ દેદાર ॥ સત સંગ ॥ ૫ ॥

——:—:——

ભગવદ ભજીએરે ભ્રમ છાડ ॥ ટેક ॥
ભ્રો સદગુરૂનો દસ્ત, હસ્ત મુસ્તકપર ધારી
ભજીએ સારંગ પાણ, જયમ ચકોર તમારી
પ્રેમ નેમ એમ પાળીએરે, દીપ પતંગ જલ મીન
વિશ્વંભર વસ દાસનેરે, ભક્ત તણે આધીન ॥ ભગવદ ॥ ૧ ॥
ગોપી નાથ ગોપાળ ત્રીગુણાતીત ગોવીંદ
મનાતીત મોરાર, મધુ મધ મદન મુકુંદ
પરમાનંદ પરમાતમારે, પુરણ પુરૂશોતમ
સંચીત અનેક જનમ નારે, નામે છુટે કરમ ॥ ભગવદ ॥ ૨ ॥
સરવ દેવના દેવ શીરોમણી દેવ દયાલ
દૈત્યાદિક દલ દલન, કાળ કેરા મહા કાલ
પ્રગટ હરિ પોકારતારે, વીકમની એ ટેક
અજામિલ ઓધારીઓરે, નામે તાર્યા અનેક ॥ ભગવદ ॥ ૩ ॥
શુક સનકાદીક શેષ, નામ ભક્તિ રંગ રાચ્યા
ધ્રુવ અંબરીશ પ્રેલાદ, પ્રાણ પ્રતિજ્ઞા સાચા
નારદ હરિ ગુણ ગાનમાંરે, મહા મસ્તાના સાધ
બ્રહ્મ પરાયણ પામીયારે, નામે અગાધ અગાધ ॥ ભગવત ॥ ૪ ॥
રામ કૃષ્ણ ગોવીંદ, મધુ હરિ મુકુંદ મોરારી
ગોપી નાથ ગોપાળ, પુરણ પુરૂશોતમ પયારા
શશી સુર દીપક ઇંદુ, ભક્તિ મણી નીજ ઠોર
રવીદાસ વા ચીનીયારે, નામ સત શીર મોર ॥ ભગવત ॥ ૫ ॥

——:—:——

રસ રમણુની રીતરે જાણે રસ મગના
દઢ કરી પકડેરે, સતગુરૂ સ ગના ॥ ૧ ॥
આપાને હોર આપરે, આપે નહી ખાલી
એ સરવે રસ રામ રે, શું કહુ કર ઝાલી ॥ ૨ ॥
ગીત ગાઇ ગોવીંદરે, દાખી સહેજ સમાધિ
વાસના થઈ બ્રહ્મ દગ્ધરે, સમી સકળ ઊપાધી ॥ ૩ ॥
સ ભવ ગયો શરીર નોરે, અગજળ ભ્રમ ભાશા
સરિતા સીંધુમેં મલી, રસ મહી રવીદાસા ॥ ૪ ॥

———·—·———

બ્રહ્મ રસની પેરેરે, મરજીવા પ્રીછે
જોગી જ ગમ શેવડા અંગે બળકરી ઇચ્છે ॥ ૧ ॥
સુપને નાવે શામરે કષ્ટે બહુ કાયા
પ્રત્યક્ષ પ્રેમને વસ, આપે વણુબોલાયા ॥ ૨ ॥
રમે થઇ રસ રૂપરે, તેજ પુ જ પ્રકાશા
નજર આગળ નાથરે, કહે બ્રહ્મ વીલાસા ॥ ૩ ॥
અરસ પરસ થયા એક, મહે વેદના વામી
ભાણુ ચરણ રવિદાસરે, પિયુ મેલે નામી ॥ ૪ ॥

———:—:———

જાણે જાણુણ હાર્ગ વીદેહની વાતુ
પુરણ થયો પ્રકાશરે, ભુલી ગઈ ભ્રાંતુ ॥ ૧ ॥
૬૬ લોકના ભોગરે, મટયા સદગુરૂ સાને
સ સાર કરા સુખર, તુચ્છ માતર માને ॥ ૨ ॥
સત ચીત આનંદ ઓધરે, પ્રગટયા નિજ પોતે
અંધાર ગયું અલપાઇ, પરમાતમ જોતે ॥ ૩ ॥
નામ રૂપનો નાશરે, અહુ તા મળ ટલીએ
સાકર કંકર રવીદાસરે, બ્રહ્મ સાગર ભરીએ ॥ ૪ ॥

———·—·———

શબ્દ સતગુરૂ રૂપરે, સદગુરૂ સોઈ વસ્તુ
ઓળખ્યા સત સ્વરૂપરે, જ્યાંઉદય નહિ અસ્તુ ॥ ૧ ॥
પૃથ્વિ અંબુ તોયરે, પવન નહિં પહોચે
આકાશથી ભિ ચેરેડા, અદકો નહિં ઓછો ॥ ૨ ॥
રામ ગીત નહિ છંદરે, મનવાણી થાકી
સર્વાતીત સર્વ રૂપેરે, સરવેનો શાખી ॥ ૩ ॥
દષ્ટા દષ્ટથી વેગળોરે, કેનાં ગાઉ ગીત
રૂપ અરૂપી રવિદાસરે, છે અખંડ અદ્વેત ॥ ૪ ॥

———:—:———

હરિ રસ વિનાનહિ ઠામરે, ઠાલો કાંઈ દીસે
નીજ જનને છે લખરે, જેને લક્ષણ છે બત્રીસે ॥ ૧ ॥
પોતે પોતા માહીરે, પોતા પણું ખોયુ
વસ્તુ વિશ્વ નહી ભીન્નરે, બ્રહ્મ લક્ષે જોયું ॥ ૨ ॥
સરવે પુતળી રસ રૂપરે, રમણ રસ માહી
આદ અંત મધ આપરે, સંશય નહિ સર્વથાઈ ॥ ૩ ॥
રસના ઘટ રસે ભર્યા, રસ સાગર ભરીયો
રવિ રામ રસ બ્રહ્મરે, બાહેર ભીંતર ભરીયો ॥ ૪ ॥

———:—:———

અંતર ગતમાં એમરે, એવી ચીત થીર થયા
દીપક રહે અડોળરે, કયારે ન ડોળાય ॥ ૧ ॥
સમીયા દ્વૈતા દ્વૈતરે, ભાસ્યો બ્રહ્મ સીંધુ
અવિગત તેજ અંબારરે, જ્યાં નહિ અરક ઇંદુ ॥ ૨ ॥
તત્વ દર્શતાં તિમીર મટયો, થયો અર્ક ઉદ્યોત.
સાધન સર્વે સમી ગયાં, પ્રગટી બ્રહ્મ જ્યોત ॥ ૩ ॥
ગેબ થયા ગગન મધે, છુપે સમરસ તુપા
રવિદાસ રામ માહી ભેલે, થઇ એક રસ રૂપા ॥ ૪ ॥

———.—.———

મન રહો નામ નિશાને, નહિતો ડાપણમાં ડોલાશો
નાના કહું છું નથી તમારું, ફાંસમાં ફેસાસો ॥ ટેક ॥
શાષ શાખા સંસારી સરવે, વહાલ પણામાં વિટે
સ્વારથ સુધી જાણ સગાઇ, તેમેં નિરખ્યાં ભીંટે ॥ ૧ ॥

જોયુ જુગતે ભાવે ભુગતે, ભેળા બેઠા સુતા
તન મન અરપ્યુ, સહ.સમરપ્યુ, તે નિરડયા થઈ ભૂતા ॥ ૨ ॥
સગપણ સાચું ત્રણ ન આડું, જે કહેતા તે સહેતા
વર્તમાનમા ફેરજ પડીઓ, ભાવજ ભાયા લેતા ॥ ૩ ॥
પેલે ચડતુ પાછળ પડતુ, શરીર સગપણ એવું
ડાહ્યા ડગીઆ જણજણ વગીઆ, સત રવીગુરૂ સગે રહેવું ॥ ૪ ॥

——— — ———

મન રહો સદ્‌ગુરૂ સગે, નામમે હોય સકલ નિસ્તારા
સંશય કાજે ઝીઝી ખાધા, વણ સમજ્યા સસારા ॥ ટેક ॥
શીવ બ્રહ્મા ઈંદ્રાદિક નારદ, તેને ઠળકો લાગ્યો
એવુ જાણી સમજ પ્રાણી, તૃષ્ણા મમતા ત્યાગો ॥ ૧ ॥
બહુ દીન પીત્યા થયો ભય ભીતા, ચિંતા ઉપની ચીતમે
કોને વળગતુ કોઈન અવગુ, આશા નારી વીતમે ॥ ૨ ॥
દષ્ટ પદારથ સરવે ખોટુ, સાચી સત સગાઈ
ગામ રસમે રચીઆ મચીઆ, રગે રહ્યા રગાઈ ॥ ૩ ॥
ભવ સાગરમા નામ જહાજ છે, સદગુરૂ ખેવટ તારે
રવિદાસ તરી પાર ઊતરીયા, જે વળગ્યા તે વારે ॥ ૪ ॥

——— — ———

માયા મહા ઠગની છે રે, દાની ગોતી ગોતી ગળીઆ
જોગી જતી તપસી સન્યાસી, વણચેત સહુ છળીઆ ॥ ટેક ॥
મુરખ માન વડાઇ તાકે, ઢાળીઆ જાણી દળીયા
આખ દેખાડી આળ પાડયા, દાણે દાણે દળીયા ॥ ૧ ॥
સમજ્યા વિના સર્વ ગી થાએ, હુ પદ આણી હશીયા
મોહ માયાનો મર્મ ન જાણ્યો, ખપરમા જઈ ખશીયા ॥ ૨ ॥
કાજી મુલા.પીર ઓલીયા, તાતે તેલે તલીયા
મોહ નિદ્રામા જાઈ તણાણા, સૌ ભક્ષમા ભળીયા ॥ ૩ ॥
મંછા નારી તેણે મારી જે, સદગુરૂ શબ્દે પળીયા
કહે રવિદાસ તે કદીન ચુકે, મેરમને જઇ મળીયા ॥ ૪ ॥

——— —:———

મારા મનવા ભાઈરે, ચેતન થઇને ચાલો
ગુરૂ પ્રતાપે સંતની સંગતે, મુક્ત થઇને માલો ॥ ટેક ॥
ઘર ઘર ગાઈ થઈ ગીતારા, કોટે ઝાઝી કંઠી
સદગુરૂ કેરી સમજણ નાવી, માંહી બુદ્ધી વંઠી ॥ ૧ ॥
કરે સ્વારથ પેટજ અરથે, દેશ દેશાંતર લાધે
સાંજ પડે ત્યારે થાયજ સાધુ, ભક્તતણું ઘર ગોધે ॥ ૨ ॥
જ્ઞાન કથે માને બોલે, બીજાને કહે કુડા
તારા થઈને જાય તારવા, પોતે ભવમા બુડયા ॥ ૩ ॥
વીશ્વાસુને વહાલ દેખાડી, બહોત આરડે બોધા
મીઠું બોલી મન હરી લેવે, અંતર અઘના ઓધા ॥ ૪ ॥
સાચ જુઠ તણો જે વેરો, ધરમ તણે ઘરે થાશે
રાવદાસ કહે કરી કમાણી, ત્રાજુડે તોલાશે ॥ ૫ ॥

———:—:———

ભટકત કાયકુ ફીર, મુરખ મન ॥ ભટકત ॥ ટેક ॥
પુન કરે જાકું પાવનકી આશા, ફરી ફરી જન્મ ધરે ॥ ૧ ॥
ઇંદ્ર બ્રહ્માદીક શેષ સરીખા, અંતે વાકા સ્થુલ ન રહે ॥ ૨ ॥
અનહદ નાદ નિરંતર બાજે, ઝલ મલ જ્યોત જળે ॥ ૩ ॥
સત ગુરૂ શબ્દે શ્રવણ રસ રહયો, જીવન મુક્ત કરે ॥ ૪ ॥
કહે રવિદાસ હરી ગુરૂ સંત સેવો, પુનરપી વાસ ટળે ॥ ૫ ॥

———:—:———

કયા કરત મેરી મન મુરખ, કયા કરત મેરી મેરી ॥ ટેક ॥
કર જલદી સારો જનમ ગુમાયો, અવસર હોત અવેરી ॥ ૧ ॥
આવેગા તગ દાર પકડ ચલેગા, હોવેગી જ ગલમે ઢેરી ॥ ૨ ॥
કાલ દદામા તેરે ગુડત હે શીરપર, ચલતા સાંજ સવેરી ॥ ૩ ॥
ધન દોલત તેરાકુટુંબ કબીલો, સંગન ચલે ત્રીયા તેરી ॥ ૪ ॥
કહે રવિદાસ હરિ ગુરૂ સંત સેવો, મનખા જનમ ન ફેરી ॥ ૫ ॥

———:—.———

આ જુગ જુઠા બાવરા, વાસે પ્રીત ન કીજે ॥ ટેક ॥
પ્રેમ પ્રથમહી દાખવે, રંગમાં બહુ રીઝે
હીણી બુદ્ધી અવગુણ ધરે, જે સરવસ દીજે ॥ ૧ ॥
પડમાહી પરપંચ ભર્યા, બાહેર બહુ રીઝે
ગરવ હોઈ નીજગુણ કથે, વાકું નાહી પતીજે ॥ ૨ ॥
નીચા હોકર છળ પડે, મન વળગ્યું છે બીજે
લાખ મણ લાકડા જાળીએ, એ કોરડુ નવ સીજે ॥ ૩ ॥
મનમા મોહ મીઠા ઘણા, ખરું બોલે ખીજે
રવિદાસ ભાણ પ્રસાદસે, વાસેં ન્યારા રહિ જે ॥ ૪ ॥

---

કલ જુગ કપટી કારમો, દુષ્ટિ નર દેખ્યા ॥ ટેક ॥
સ્વારથ શીશ નમાવહી, સેવા કરત વીશેષા
સ્વારથ અપના નાસરે, તબ ધરત દ્રેશા ॥ ૧ ॥
માહો માહી લઢે વઢે, હરિ ભજન ન રેખા
મરજાદા નહિ નીજ ધરમની, વણસાડગો વેષા ॥ ૨ ॥
ગુરૂ લબાડ ચેલા લાલચી, લુખા કરતહે લેખા
ખુણે બેસી ખોટી વિદ્યા, આપે જઈ ઉપદેશા ॥ ૩ ॥
પરપંચ પંથ ચલાવહી, વચ્ચે પડે કલેશા
રવિદાસ ભાણ પ્રસાદસે, એક લહ્યા અલેખા ॥ ૪ ॥

---

આવ્યો તો અરથ સારવા, સામો ગરથ ગુમાવ્યો ॥ ટેક ॥
સદગુરનો શબ્દ માન્યો નહિ, ભીલમાં થયો ડાહ્યો
અંત સમે હુવો આધળો, ફેર ચોર્યાશી પાયો ॥ ૧ ॥
ભરમ કરમ માંહી ભુલીગો, ધીરજ વીના ઘાયો
કલ ન જડી કીરતારની, સત નામ નસાયો ॥ ૨ ॥
રાગ રંગ માંહી રીઝીગો, ગુરૂગમ વિના ગાયો
ઉંઘ આળસમાં અંજાઈ ગયો, કાળજ સર્પે ખાયો ॥ ૩ ॥
સુરત નિશાને ન રાખીયો, નામ લેતા કાયો
કહે રવિદાસ તે નર ચુકીયા, વારે વારે વહેવાયો ॥ ૪ ॥

---

સદગુર સાથે પ્રીતડી, બીજાસે નહીં બોલું ॥ ટેક ॥
જ્યાં મારા પીયુ પ્રગટ વસે, ત્યાં અંતર ખોલું
જ્યારે વાદળ વિસર્‌યું, કબહુ નહિ ડોલું ॥ ૧ ॥
તખત ત્રિવેણી બેઠકે, સબ વિશ્વકું તોલું
હું નહિ ત્યાં હરખ શું. સરવે રસ ઘોળું ॥ ૨ ॥
ચતુર ચંદનનુ લાકડું, શબ્દ વાંસલે છોલ્યું
ઘડતાં ઘડતાં ભાંગી પડે, મન જાણીયે મોળું ॥ ૩ ॥
સાંસો સરવે સમી ગયો, વીશ્વાસે વરોલું
રવિદાસ બ્રહ્મ અગાધમેં, કરે ઝાકમ ઝોલું ॥ ૪ ॥

———.—:———

સહીયરસે સત બોલીયે, એહી રીત હમારી ॥ ટેક ॥
બેહદ કીજે વીરહણી, દેહું ગુંજ હયારી
હદ હરકત કરતી ફીરે, વ્યભીચારણી નારી ॥ ૧ ॥
સુરતી સમાવે શબ્દમેં, નિરંતર નિરધારી
મેં તેં મેટી પીયુકું મીલી, વાસુ રંગકી થારી ॥ ૨ ॥
પ્રગટ પ્રત્યક્ષ પરખીયે, નિરખ્યા નજરે નિહાળી
બોધણુ લાલસો લાલકી, ઓર બગડ બીલારી ॥ ૩ ॥
સુપન સમ્યો આનંદ ભયો, સંશય દીયો વીડારી
રવિદાસ સુરતી પીયું મે મીલી, પીયુજીકી પ્યારી ॥ ૪ ॥

———:—:———

વાલ પણાની વાતડી, કહીએ જઇ કયાંહી ॥ ટેક ॥
ગુંગા કેરી ગોઠડી, સમી રહે મન માંહી
માતે પણ ગાળે ગણી, પનીયામે નાહી ॥ ૧ ॥
જેમ મલીઆગર રૂંખડો, આપુ રહે છુપાઈ
ગતે જ્ઞાની નહી રહે, સુગંધ સીતલ તાઈ ॥ ૨ ॥
પારો મેલે અગ્નીમાં, સાબુત રહાઈ
કોટ કલા કંકપ કરે, જો ઉલટ સુલટાઇ ॥ ૩ ॥
એચી તા પીયુજી પકડીયા, તેનુ માંહી નચાઈ
રવિદાસ જીતી સુંદરી, પીયુ અલગા ન જાઇ ॥ ૪ ॥

———:—:———

જોગીઆ સોઈરે ગગનમે વાસા, સહજ સુનમે કીન પ્રકાશા ॥ ટેક ॥
આસન અધર જુગત રહે બેરી, પંચહી રંગકી જલેહે અંગીરી ॥ ૧ ॥
તત્તા પીવે તપત સુઝાવે, અનીલે નાવે શીતળ પાવે ॥ ૨ ॥
આવે ન જાવે ન સોવે ન જાગે, તીન લોક જોગી ભીક્ષા માગે ॥ ૩ ॥
લીન અલીન ભેળા નહી ન્યારા, જોગીયાકી ગતી અપ્રપારા ॥ ૪ ॥
આપ અકર્તા કરાવન હારા, રવિરામજોગી સચરાચરા ॥ ૫ ॥

——— — ———

જોગીયા સોઇર નિરંતર બોલે, નવરા ન રવે થકે નહિ ડોલે ॥ ટેક ॥
જેસા જાગ્રત તેસા સુપના, આપે આપ લખ્યા સબ અપના ॥ ૧ ॥
પાચ પચીસ ઔકો નહી દયાવે, ઉઠત શબ્દ સો ઊલટ સમાવે ॥ ૨ ॥
મહેર મેખલા સ્વાતી ટોપી, શેલ સહેજ રહી અંગ ઓપી ॥ ૩ ॥
હુકમ ડળ પ્રેમ ભર્યા પાની, રહે મતવાળા પીયે રસ છાની ॥ ૪ ॥
અદ્વૈતદંડ અનોપમ રાચે બીન પુસ્તક બીન અક્ષર વાચે ॥ ૫ ॥
બીનહી ધ્યાન લગાવે તાળી, બીના નેન દેખે ઊજીઆરી ॥ ૬ ॥
રવિરામ ભાણુ નિરાલંબ જોગી, રમે નિરંતર સબ ઘટ ભોગી ॥ ૭ ॥

——— — ———

જોગીયા સોઇર જંગલમે રેવે, બકે નમુખસે મુન નસેવે ॥ ટેક ॥
ધુણી મસાણુ તપે મતવારા, આસન પદમ પવન કરે સારા ॥ ૧ ॥
પીવત કલ્પ અલ્પ નહિ નિદ્રા, ચલતહી ઊલટ ગલત બ્રહ્મ રંધ્રા ॥ ૨ ॥
અનહદ શિંગી અખંડ બજાવે, ઝરત અમ્રૃત કમલબી કસાવે ॥ ૩ ॥
ધુન સુન છોડી ઊલટહી આયા, રવીરામ રવીમાહી સમાયા ॥ ૪ ॥

——— — ———

જોગીઆ સોઈ રહેવે અકેલા, સદગુરૂ ભાણુ જ્ઞાનકા ચેરા ॥ ટેક ॥
સદગુરૂકુ આગે કરી લીના સદગુરૂ બીન મન ચવન ન દીના ॥ ૧ ॥
રદે જ્ઞાન ગુરૂ પ્રગટાના, હમહી મીટે હમ રહે નિદાના ॥ ૨ ॥
હુમ નહિ સ્થાવર જંગમ કરમા, હમ નહિ જાત વર્ણ આશ્રમા ॥ ૩ ॥

હત નહિ નવ પંદર કોઈ તત્વા, હમ નહિ કર્તા શ્રષ્ટી ન સત્વા ॥ ૪ ॥
હમ નહિ વેદ અવસ્થા વાણી, ચાર દેહ નહિ પરમાણી ॥ ૫ ॥
હય નહિ જ્ઞાન ધ્યાન તપ કરણી, નારદ શેષ સકે નહિ વરણી ॥ ૬ ॥
હે નાડી મધ્ય ઊગ્રસ્વરૂપા, રવિરામ સા છાય ન ધૂપા ॥ ૭ ॥

———·—:———

શલીલ જીવકા સ ગન કીજે, અચેત મન અભીમાન કર ॥ ટેક ॥
દીલ કપટ કરમીષ્ટ અભાગી, દુબધા કરતા નાહી ડર
અડગ ચોર અન્યાય અહ મખ, સ ત વચન ચિત નાહી ધર ॥ ૧ ॥
ગુરૂ આજ્ઞા વિન આડા ચલહી, બીના ધીરજ ધારે પાવ ધરે
સાસો નગાડે સીંઘડ માડે, અહં કારી અવટાઈ મરે ॥ ૨ ॥
વિશ્વાસીકું શબ્દ સુણાવે, સ ત હોઈ સબ પાત પડે
ખાય માલ મસ્તાના મનમુખી, પાખ ડ પગ્ધન હરે ॥ ૩ ॥
નિ દા નિર્ગુણ સંતકી કરહી, સ સારીમાં થાય સરે
ગણી મંગાની વીષય રસ માણે, કામીની દેખી કામ ખરે ॥ ૪ ॥
શલીલ પુરૂશ ઔર શલીલ સ્ત્રી, સદગુરૂ શબ્દે નાહી ઠરે
કહે રવિદાસ એદો જુગડુબ્યા, આદ અંત મધ્ય નાહિ તર ॥ ૫ ॥

——— — ———

જુગત દેખકર ચલના જીવન, ડગણે દીલ ધોખા ભારી ॥ ટેક ॥
આ સંસાર સરપહી જેસા, મુખમીઠા દીલમાંહી ખારી
વાકા કહેના ચીતન ધરના, ભજન કરના બેટારી ॥ ૧ ॥
સહેજ સમાધી સુરતે ખેલે, તાર મીલાયો એક તારી
ખડ્ગ ધાર પર ભેલા હોના, મોહે મમતા મનકુ મારી ॥ ૨ ॥
ચ ચલ મન નિશ્ચલ કરી રખના, પલકમા હોવે પારી
દ્વૈત ભાવ દીલમાસુ નિકાસ્યા, કબહુન લાગે કારી ॥ ૩ ॥
પત ગ પ્રીત કર દીપકસે, ડુગડુખી મનકા સબ મારી
શરીર અપના ન હી સ ભાળે, જ્યુ કે જીવ દીના ટારી ॥ ૪ ॥
ઐસી પ્રીત પરિ બ્રહ્મ કીરે, ચુકે હોવે બ્યભી ચારી
કહે રવિદાસ મનકુ વસ રખના, સમજે સ ન સુરત ધારી ॥ ૫ ॥

સુરત મહેલે સુરતી પુરા, એ સુરતે સાધન કાચા ॥ ટેક ॥
ક્યા ભયા દુનીયા રીઝાયે, શોર કરત દુખત ડાચા
ર દે દેખ રંગ રાગ મીલાવે, રૂપ દેખ રંગમાં રાચા ॥ ૧ ॥
ત્રિગુણ તાર તાન મીલાવે, નારી દેખ નટ્ટ નાચા
ખુણે બેઠ કરે ખણ ખોદા, તુર્ત લાગે તમાચા ॥ ૨ ॥
લેકર તીર પતાલકું સાધે, ચડે અસમાન સાંઈ સાચા
સદગુરૂસે અરસ પરસ રહે, શબ્દ કહે તે સત વાચા ॥ ૩ ॥
પાખંડ ખબોચીયાં તુરતકી ખુટે, સાયર કયું જાવે લાંચા
કહે રવિદાસ સત શબ્દ પકડયા; એક નીરંતર બ્રહ્મ સાચા ॥ ૪ ॥

———:—:———

દેખો અભીમાની અરથ નસુઝે, જ્ઞાન બતાવે ગુરૂ ગમકા ॥ ટેક ॥
કદર લહ્યા બીન કરે પરોગા, તાન ત્રીકુટી સંગમકા
આપે ડુબ્યા કરમ કીયમેં, અનુભવ કહેવે અગમકા ॥ ૧ ॥
ભગત હોઇ ત્યાં જુગત ઠેરાવે, જગતમે ચલે સર્વંગ સમકા
વિના વિવેક ભ્રષ્ટમે ભુલ્યો, મતા ન આયા હુદમકા ॥ ૨ ॥
સત.શબ્દ નાસત કર ડારે, કુદરત કે નાહિ કમકા
સદગુરૂકા શબ્દ ન માને, ખાવે માર મુરખ જમકા ॥ ૩ ॥
એક બ્રહ્મ હોઈ કરે ઇર્ષા, ચેતન છાનારહ્યા ઉનકા
કહ્યા પરગટ પણ પરખ ન આઇ, ગુરમે હોઇ કરે ધમકા ॥ ૪ ॥
જુગત જગતમે ભગતમે ભુક્તા, એહી મરમ પરમાતમકા
કહે રવિદાસ સત શબ્દ પકડો, સબ જલજાય અંકુર કર્મકા ॥ ૫ ॥

———:—:———

સાચા સદગુરૂ જેને વરીયા, આન દશા નર કયું જોવે ॥ ટેક ॥
ધણી અગન જો સોધે ન રેડી, શબ્દ તાપ સદગુરૂ તાવે
સહુ શબ્દ ગ્રહી ટેક ન છોડે, સો સદગુરૂકે મન ભાવે ॥ ૧ ॥
સદગુરૂકુ સાહેબ કરી જાણે, ભેદા ભેદ મન નહિ આવે
સો શીષ સહી સીધાંતમે સમઝે, પરમ પદ સહેજે પાવે ॥ ૨ ॥

શબ્દ સુકે સદગુરૂ કેરા, ગાફલ બહુ ગોથાં ખાવે
સો વરસકી કમાણી પરલે, પડે નર કયુ ગીતા ગાવે ॥ ૩ ॥
નરનારી મીલ સદગુરૂ સેવો, આજુગકો ફેરા ફાવે
ભાણુ સદગુરૂ નેજાધારી, ઉનકા બાળક રવીદાસ કહાવે ॥ ૪ ॥

———:—.———

નિરાધાર નિરગુણુ નિરવાણી, નિરાલંબ સદગુરૂ મેરા ॥ ટેક ॥
ઉષ્ણુશીત વ્યાપે નહિ જાકુ, કન્તાહે સબહી કેરા
સમ દ્રષ્ટી શીતલતા સબસે, પ્રીત ન કરહી નહી નેરા ॥ ૧ ॥
ઇંગલા પીંગલા સુખમના ઘરમે, ઘટ દેખત હુવા નેરા
અણુલીંગી અખંડ અવિનાશી, નિરખત તે નર હે ફેરા ॥ ૨ ॥
ગગન ગાજે અનહદ વાજે, સુનતાહે સુરતી ચેરા
બીના આકાશ બાદલ બીન વરસે, હીરા માણેક મોતી ઢેરા ॥ ૩ ।
સપ્ત પુરીકે પાર પરમ તત, હરિજન વિરલે હેરા
કહે ગવરદાસ વસ્તુ સબમાહી, સમજે ઘટ સગલે મેરા ॥ ૪ ॥

———:—:———

સુરતા સખી જેની ચઢી અસમાને, આપ વાત સદગુરૂ જાને ॥ ટેક ॥
ગરધર કેર નહિ પ્રયોજન, કયા વાસુ પરગટ પાને
મનહી માહી મન સમઝાના, સો મુજરા મેરામ માને ॥ ૧ ॥
ગુપ્ત સુમરણ ગુપ્ત ગોટકા, કરીયે કોઇ ન સુણે કાને
બાહેર ગાવે ભીતર અંધેરા, લહે કયુ આવે બીન ધ્યાને ॥ ૨ ॥
સુક્ષમ ખાના સુક્ષમ સોના, સુક્ષમ બાત કરે શાણે
અખંડ બ્રહ્મ અદ્વૈત અવિનાશી, તારે તાર મળે તાને ॥ ૩ ॥
એસા અદભુત ખેલ ગુરૂકા, મુરખ કે મન નહિ માને
કહે ગવિદાસ શુરા સંત સમજે, હું પદને સહેજે હાણે ॥ ૪ ॥

———:—:———

અજબ દેશ સદગુરૂકા સાધો, અજબ રહેશ રહેણી લાયા ॥ ટેક ॥
અજબ શબ્દ અજબ ગુરૂ વાયક, અજબ પ્રેમસે પરચાયા

અજબહી ધ્યાન, અગાધ સમાદિ, અજબ જ્ઞાન અનભે આયા ॥ ૧ ॥
અજબ અનહદ ગરજીયા, અજબ અમૃત જલ વર્સાયા
અજબહી વીજ કરહી ચમકારા, અજબ બ્રહ્મ જ્યોત દર્શાયા ॥ ૨ ॥
અજબ તુરંગ તોય મીલ તેજા, અજબ પવન વ્યોમ અલપાયા
અજબ આકાશ નીલ મહાકોશા, શબ્દાતીતકા પડછાયા ॥ ૩ ॥
શુદ્ધ વિચાર વીકસે સોધ્યા, રવિદાસ કીતહું નહિ પાયા
બાહેર ભીતર ભીતર બાહેર, સદગુરૂ શબ્દમે સમાયા ॥ ૪ ॥

———:—:———

અસલ ફકીર મેં આદ દરવેશા, જુગ જુગહી અમર કાયા ॥ ટેક ॥
અધર તખત પર આસન મેરા, જ્યોની સંકટ નહિ આયા
રમું નિરંતર રહું અકેલા, સત સાહેબસે લેહલાયા ॥ ૧ ॥
લેને ન જાઉં વસ્તુ વખારે, દેનેકું કછુ નહિ ધાયા
લેના દેના સબહી મેટકે, સત શબ્દ મેંજે સાયા ॥ ૨ ॥
અસ્થુલ રહિત સુક્ષમસે ન્યારા, અક્ષરાતીત અખંડ રાયા
રવિદાસકા નામ મીટગયા, સતગુરૂસે સતગુર પાયા ॥ ૩ ॥

———:—:———

અખંડ બ્રહ્મકુ કર્મ ન બેસે, દેખો જ્ઞાનદીલમેં ભાઇ ॥ ટેક ॥
મહી મણીકું મેલ ન ભાસે, સકલ છોડદે ચતુરાઈ
અગ્નિ કે અંગ રોગન વ્યાપે, માંહી પડત સબહી પરલાઈ ॥ ૧ ॥
અંબુમાંહી પાવક નહી પ્રગટે, કંચનકુ નલગે કાઈ
ચંદન ઝાડ ભુજંગ વીંટાયા, મીટત નાહી સીતલતાઇ ॥ ૨ ॥
શુધ તલવાર લોહ ગજવેલી, મહા સુખ મ્યાન બ ધાઇ
કાલ મુલ સબહીકુ કાટે, તેગે પાપ રતિ એક નાહી ॥ ૩ ॥
મહાજ્ઞાની મન નિજઘર પહોંચ્યા, સુરત સેહજ સુન સમાઈ
કહે રવિદાસ કુસંગ કહા કરહી, નાકા દીલ બ્રહ્મ દરીઆઈ ॥ ૪ ॥

———:—:———

ઉગ્ર જ્ઞાન સદગુરૂ ઓળખાયા, ખાલક વીના ખાલી નાહી ॥ ટેક ॥
આઈ સમતા રામડી રમતા, દીવ્ય દ્રષ્ટીએ દર્શાઈ
હે બ્રહ્મ સારા ભીતર બહારા, જન લહેરી મગી જલમાહી ॥ ૧ ॥
પૃથ્વિ બ્રહ્મ તોય બ્રહ્મ તેજા, પવન વ્યોમ બ્રહ્મ મોલતાહી
હુ બ્રહ્મ તુ બ્રહ્મ તે બ્રહ્મ મો બ્રહ્મ, અખંડાકાર વૃતિ વરતાઇ ॥ ૨ ॥
હદ બેહદ બ્રહ્મ અનહદ અનભે, મહાજન મીક ઠેરાયા ત્યાંહી
નહિ રવિદાસ ભીતર બ્રહ્મ ભરીયા, વ્યતરીક પદ સમ્યા લેષ વાઈ ॥ ૩ ॥

---

શીવ સમાધિ લાગી અખડીત, જહા આતમકા નિસ્થાના ॥ ટેક ॥
જટા વિભુતી જોગેન્દર નિરગુણ, સમ્યા મોહ મગીયા માના
વીકટ રૂપ કન દર જોગી, કબહુ બુઢા કબહુ નાના ॥ ૧ ॥
ગવરી સગ અસગી અનભે, ભોગી બ્રહ્મ જોગી જાના
અનત કલ્પ જાકી અલ્પ સમાધિ, કથી કથી થકીયા વેદ બ્યાના ॥ ૨ ॥
સુક્ષમ અહાગ્રહે ત્રીપુરારી, સુખ દુખ હોત નહિ વ્રુદ્ધ હાના
નિનક ઠ નિર્મલ ત્રીનેત્ર, રૂ ઢ માલ બીરાજત બાના ॥ ૩ ॥
એસા નિજ્જદાસ પ્રેમ પીયાસા, કાલ ડરાયા ન ડરીઆ
કહે રવિદાસ શીવ ત્રીગુણ રહીતા, સહેજ સુનપર બ્રહ્મ ભાના ॥ ૪ ॥

---

દેખો ભરથરી ભયા ફકીર, છોડયા શેહર ગઢ ઉજ્જેણી
બાણુંલાખ માળવાનો રાજા, માયા સબ ત્યાગન કીની ॥ ટેક ॥
મીટયા માન મન ભયા નિર્મળા, ગોરખકી દીક્ષા લીની
આશા તૃષ્ણા એકે નહિ ઉરમા, સદગુરૂ ચરણે વૃતિ દીની ॥ ૧ ॥
નાથ નિવાજા દીયા નિજભેદા, લગ્યા ધ્યાન ધુન ત્રિવેણી
બાજા નાદ ઘોર ગગનમે, શ્રવણે સુણી મોરલી ઝીની ॥ ૨ ॥
છુટયા આપા જપે અજપા, વર્ણાવર્ણ નહિ ભીના ભીની
અમર અતીતા સબજુગ જીતા, સચરાચર વસ્તુ ચીની ॥ ૩ ॥
રામહી રામ રામ રગ રાતા, મતા અગાધ અનત રહેણી
રવિદાસ સોઈ અલખ પુરૂસ હે, સમ્યા સુપના મીટ ગઈ ઘેની ॥ ૪ ॥

---

ગોડ બંગાલેકા મહારાજા હે, ગુરૂ જ્ઞાની ગોપીચંદા ॥ ટેક ॥
મેનાવતી સુત શોભીત સુંદર, અંગ ઓપીત જૈસા ચંદા
છબી દેખી માતાએ શીશ ડોલાવીયા, તન જલકા બુદ બુદાગે ॥ ૧ ॥
માતા વચન સુણી ચીત ચેત્યા, ચરણ જાલંધરકા વંદા
છોડયા રાજ કાજ છત્ર સીંહાસત, તોડ દીયા માયાકા ફંદા ॥ ૨ ॥
રૂખે વરખે આસન અનભે, સમ્યા ખટ ઉરમી કામદારે
સુકા ટુકા રૂખા ભુખા, મુળસે માગન લે બંદારે ॥ ૩ ॥
પવન ભખીંત અમૃત વરખીત, દરખત ઉનમુની આનંદારે
કહે રવિદાસ અજરાયલ અબધુ, બેઠે નિરંતર પ્રેમ પદા ॥ ૪ ॥

———:—:———

દેખો હરિચંદ્ર ચાલ્યા બજારે, સનવાદી સતને સાટેગે
રાજા ચકા રૂખી ઘેરે વેચાણા, બાના તણા બરદને માટે ॥ ટેક ॥
નાસત કહું તો મારો નાથજી લાજે, વચન દઈ વળીયા વાટે
રાણી તારા રોહીદાસ વેચાણા, ભક્તિ ભવાની શીર સાટે ॥ ૧ ॥
કુંવર રોહીદાસને સરપે ડસીયો, વાત વંચાણી કાસીને ઘાટે
કાઢી ખડગને સ્ત્રી પર ચાલ્યો, મનથી ન બીના મુવાને માટે ॥ ૨ ॥
ધ્રુજે રાણીને કંપે કૈલાશા, વાલમ રૂપ ધર્યું વીરાટે
નીમ ધારી તો નીમ ન મેલ્યાં, સનમુખ ચાલી ચરણા માટે ॥ ૩ ॥
પાછા પગલા નવ હો પુરાના, વહી નીકલ્યા વસમી વાટે
કહે રવિદાસ ગુરૂ ભાણુ પ્રતાપે, જઈ પુજાણા ધણીને પાટે ॥ ૪ ॥

———:—:———

બલખ બુખારેકા સર સુબા, સમશેરે બહાદુર સુલતાની
પટા લખાયા સાહેબ હજુરી, ક્યું રોકેગા દરવાજા ॥ ટેક ॥
દલ વાદલ તુરી લક્ષ અઢારા, એક સહસ્ત્ર છસે રાની
સો સબ ફીકા લગ્યા પલકમેં, કોઇ કીસીકી ન રખી કહાની ॥ ૧ ॥
કરણા મહેર કરી કબીર ચેતાયા, વેર તીસરે શીખ માની
દાસીકા રૂપ લીયા હે દયાવંત, તોડી જાલ દયા આની ॥ ૨ ॥
મનસે લડીયા સુનપર ચઢીયા, ગોદડીઆ નિજ જન જ્ઞાની
અમૃત પીયા ઉનમુની રીયા, જુગો જુગ જીયા જુગત જાની ॥ ૩ ॥

એમે સદગુરૂ મીટા ફરફર, બેઠે તખત અધર ઠાની
રવિદાસ મો કલા ભગતાગની, નીજ ઙરતામા સમાણો ॥ ૪ ॥

---

ફકીર ભયા જબ મલખ બુખારેકા, શીરપર ટોપ હજાર દા
જતના છોડકર લીની ફકીરી, ધન ધન અકલ વખાણું દા ॥ ટેક ॥
જીનકી આગે ફોજા ચલતી, તરી લક્ષ અઢાર દા
સોઈ નર જંગલ પીરને લાગ્યા, પયદન પાવ ઉઘાડ દા ॥ ૧ ॥
બત્રીસ ભાતકા ભોજન જમતા, મેવા દ્રાખ મીઠાયુ દા
સોઈ નર ટુકડા ચાવન લાગ્યા, વાસી નાજ સવાર દા ॥ ૨ ॥
ફુલા હુંદી સેજ બીછાવતા, ઙનીગે કલીનુ નાર દા
સોઈ જમીપર લોટન લાગ્યા, કંકર કોણ બુહાર દા ॥ ૩ ॥
સવા ટાકભર જામા પહેરતા, દરપનમેં મુખ ન્યાર દા
સોઈ નર ગોદડી ઓઢન લાગ્યા, અધમણ ભાર ઙયાય દા ॥ ૪ ॥
કરી બંદગી સાચા સાહેબકી મોલા પ્રેમ પીઠાનુ દા
કહે રવિદાસ ગુરૂ ભાણ પ્રતાપે, મનીયા પીર અખાડુ દા ॥ ૫ ॥

---

અન્ન દેવ સબકા અધિકારી, શીર નમાવે સુર તેતીસા ॥ ટેક ॥
અષ્ટ પાતાલ નાગ લોક સબહી, કરત આરાધ અનકા શેષા
સ્વર્ગ લોક ગાંધર્વ ગુણ ગાએ, ઇંદ્ર સહીત બ્રહ્માંડ એકવીસા ॥ ૧ ॥
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સરખા, કરતા સેવ અનકી એસા
નવનાથ ઋષિ સહસ્ત્ર અઠાશી, ઘડી સોળમે પાડત ચીસા ॥ ૨ ॥
હરિજન ભક્ત દેવ દેવનકા, સદા સોહેને જુગદીશા
રવિદાસ નમત કરજોડી આવો પધારો અન્ન ઈશા ॥ ૩ ॥

---

તપસી કાહેકું તપ આદરે, તપસે નિજ તંત હે ન્યારા ॥ ટેક ॥
પંચ મુખે અગ્ની પરજાળે, ઉંધે મસ્તક ખાયે ઝુલારા
બહોત કષ્ટ દેવે કાયાકું, કબહુ ન રીઝે કીરતારા ॥ ૧ ॥
એક અંગુષ્ટે શરીરકું તોલે, મુન ગ્રહી બંધહી બાર
ઉંચ હસ્ત નખ બેંત બરાબર, પરમત નહિ પરિબ્રહ્મ પ્યારા ॥ ૨ ॥
જડ બુધ્ધીયે રીસ્ત જગતમેં, ભગવા કર લીના ભારા
નહિ નિજજ્ઞાન ચઢી ગયા માના, અંતે નર્ક માંહી નીરધારા ॥ ૩ ॥
ખેંચાતાણે જોર પરાણે, ઉળટે પવન ચઢે સુન દ્વારા
કહે રવિદાસ રરંકાર ભક્તિ વિન, નહિ છુટે ભાઈ જમ મારા ॥ ૪ ॥

———:—:———

જોગીયા કાયકુ જોગ કમાવે, કાયકું કષ્ટતહે કાયા ॥ ટેક ॥
જયાં જયાં જાયહે ત્યાં ત્યાં થાપહે, ધ્યાન ધરતહી ત્યાં માયા
સુન મંડળમેં શક્તિકા વાસા તીન પુત્ર જનુની જાયા ॥ ૧ ॥
ઈંગલા પીંગલા સુખમણા સાધી, નેન બીદુ તેજ ઝલકાયા
સોતો પરમાતમ નિજ નાહી, સબત તત્વકા સોભાયા ॥ ૨ ॥
શ્યામસોગગના નિલ સો પવના, અરણ અગનકા રૂપ લાયા
શ્વેત અનીલ પીતસો પૃથ્વિ, વસ્તુકું નહી ધૂપ છાંયા ॥ ૩ ॥
જાગ્રત સુપ્ત સુસુપ્તિ તુર્યા, અંતઃકરણમાં લે લાયા
મન બુધ્ધિચિત અહંકાર સુ ખેલે, મહા ભૂતકા અંશ લગાયા ॥ ૪ ॥
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધા, પંચ ઇદ્રિકા સબ વસાયા
ઓ અક્ષર અવાચુ વરસે, દેખાદેખ ફસ બંધાયા ॥ ૫ ॥
જાદીન પંચ પ્રપંચહી નોતા, તાદીન અદ્વૈત અનાયા
નામ રૂપ રહિત રવિદાસા, સોડી નીરંતર ગીતા ગાયા ॥ ૬ ॥

———:—:———

એસા પદ હમ પાયા સાધુ, નિગમ નેતી નેતી ઊચાર્યા ॥ ટેક ॥
ન રાખું જ્ઞાન ન ચલહુ અજ્ઞાના, રહું પંડ બ્રહ્માંડમે ન્યારા
પાંચ પચીસકુ ડોર લગાવું, ઝીલું અગમ ઘર ઝણકારા ॥ ૧ ॥
નવબી સોહં દસબી સોહં, સોહં સહસ્ત્ર અઠાસી સારા
સોહં તેત્રીસ ક્રોડમે વ્યાપક, સોહં નિજ વીરલે નિરધારા ॥ ૨ ॥

જહા પદ સકલમેં શોભીત, સદગુરૂસે પાવે પાગ
જીવન મુક્ત હોઈ સો રહહી, આવે ન જાવે વારંવારા ॥ ૩ ॥
સુક્ષમ પદ કોઈ વિરલા પાવે, સહેજ સમાવે સ્વે સુત્ર ધારા
લક્ષ જાઈ અલક્ષમે સમાઈ, નહિ મુની નહિ ગીતારા ॥ ૪ ॥
રામ કૃષ્ણ કપીલ અવતારા, સમજ સમે નિજ પદ ઠારા
પ્રકૃતિ પુરૂષ કે પાર મો ખેલે, નિગમ આગમસે નિરાળા ॥ ૫ ॥
નિજ પદમેં કોઈ સંત સમાયા, લેખ ઊપાધ નહિ વેવાર
રવિદાસ જોગી ભોગી નાહી, નિરખ્યા હમહી હમારા ॥ ૬ ॥

———:—:———

આતમ બોધ કરં ગુરૂ જ્ઞાની, જેથી પીંડ માંહી પ્રકાશા ॥ ટેક ॥
કહું નીવેડો અરથ જુજવા, શીવ શક્તિ કેરા વાસા
તીન શક્તિ એક નામ અનાદિ, તીનુકા જુદારે ભાસા ॥ ૧ ॥
એક જાંગ દુજી મુલદ્વારા, ત્રીજી નાભ વિષ્ણુ વાસા
ઊનકે ઉપર આદ નિરંજન, તીન ઠીકાને એક લાસા ॥ ૨ ॥
હીરદે કમળમેં અંતર આતમા, બાજે નાદ અખંડ વાસા
કંઠ સ્થાન જીવ સોહં બ્રહ્મ આતમા, જહા દેખા ખાલક ખાસા ॥ ૩ ॥
ભ્રકુટી કમલ પર જોત સરૂપી, ઊન ઊપર પદ નિરાશા
નિગમ શાસ્ત્ર અનુભવી વીચારો ભાન ચરણ કહે રવિદાસા ॥ ૪ ॥

———:—:———

પંડ ખોજ વિના પાર ન પાવે, કયા પઢતા પુસ્તક માંહી ॥ ટેક ॥
નીરજે પઢકા નહી નિવેડા, પાખંડ કર પરલે જાઈ
દમડી કારણ દે પરમોદા, પેટ ભર્યાંકી પંડીતાઇ ॥ ૧ ॥
ખટ શાસ્ત્ર ઓર પુરાણ અઢારા, ભાગવત ગીતા ગાઈ
કહે અકૈતા કર્મ કરેંન ચિંતા, સો નર નરક પડે જાઈ ॥ ૨ ॥
લીગે લોભકે લોક સુનાવે, દેત દોટ બીન ધીર ભાઇ
બીન વિશ્વાસ સ્વાંગ ધર ભુલે, અંતકાળ જમ પુર જાઈ ॥ ૩ ॥
જેસે મસાલચી મસ્ત તેલ ભર, પ્રગટી મસાલ ઉભા આઇ
આપ ઓરનકું કરે અજવાળા આપ અંધેરે અંતરાઈ ॥ ૪ ॥

કાજી કુરાન કીતેબ વખાણે, નિવાજ પંચ વખત જાઈ
સાંજ પડે તબ છુરી ચલાવે, ગુરૂગમ વિન હે ગુમરાઈ ॥ ૫ ॥
કાયા કમાયા બીન કથની કથતહે, મુરખ મનમા મગરાઇ
કહે રવિદાસ સત નામ ચીન્યા વીના, અધા આડા અકુલાઈ ॥ ૬ ॥

———:—:———

સુન પરદેશી વચન હમારા, જુગમે પ્રીત કછુ નહી કરના ॥ ટેક ॥
જુગસે પ્રીત કીયે બહોત પરતાવા, હરિ ભજન હરદે ધરના
કર લે બંદગી સબ છલ છાંડી, ગુરૂ શબ્દ હીરદે ધરના ॥ ૧ ॥
રામ હે તેરા તુહી રામકા, રમતા રામ તારણ તરના
સદગુરૂ શબ્દે લગે સમાંધી, પદમાસન કુભક કરના ॥ ૨ ॥
હો અરવારા ઉતર ભવ પારા, નુરતે નિરખ ગુરૂ પદ રચના
પુરવકી ગગા પશ્ચીમ ઉલટાઇ, બી જત પૃથ્વી ગગન ઝરના ॥ ૩ ॥
શુભ પ્રકાશ સબ ઘટ વાસા, ત્રિગુણ ઢાલકા નહિ ઉરના
રવિદાસ પહોચે ઉન દેશા, પાચે સત પુરૂપકા ચરના ॥ ૪ ॥

———:—:———

ઘરઘર પ્રીતસે હોવે ખુવારી, કરસાચા સદગુરૂ સજના ॥ ટેક ॥
રાગ રંગ સબ હરિવીન જુઠા, તાણાતાણી સબહી તજના
લે સરણા સતગુરૂ સતકા, દીયે ભેદ ગગનુ ગરજના ॥ ૧ ॥
યે તેરા મન કર ગુરૂ અરપન, અમૃત વચન સતકુ ભજના
કુલ મરજાદા છોડ પસારા, દુષ્ટ લોકસે નહિ લજના ॥ ૨ ॥
હંસ ઉબારન ધરાવે ધારન, શબ્દ સિંધુસે મનકુ મંજના
જાય મેલ સબ ઓળખ રામ રબ, નિરખ ભાઈ નિરભે ત્રજના ॥ ૩ ॥
હદકા કરતા બેહદવાસી, ગમનાહી માયા ત્રજના
નહિ રવિદાસ બેહદ છોડયા, મીલ્યા પુરૂષ અબ કયા ભજના ॥ ૪ ॥

———:—:———

લગી પ્રીત સદગુરૂ સાહેબસે, સો કયું અટકે અલ જ્ઞાની ॥ ટેક ॥
સુરત શબ્દકી સીડી પકડી. ચઢી સેહેજ પર અસમાની
હુવા પ્રકાશા પર સુખ પાયા, મુખ બોલ્યા અમૃત વાણી ॥ ૧ ॥

જરીયા પારા ઝલકયા તારા, અંતર ભાગ્યો ઉભરાની
મીટ ગયા ડોલા ભીતર ખોલા, નિકસી હુર હીરા ખાની ॥ ૨ ॥
ત્રુટા ઘાટા હુવા નીરાટા, ફુટયા પાટ ફૂલ્યા પાની
ઉલટા સીંધુ સુભર ભરાના, એક દરીઆ એસી આની ॥ ૩ ॥
દીના ડંકા કબહુ ન શંકા, રાજા રંકકા નહિકાની
કરી પરખીયા હરિ નરખીયા, ઉનુ વાત મેરી માની ॥ ૪ ॥
ડરૂં ન અબમેં ખેલું સબમેં, રમતા રબમેં જઈ ઠાની
કહે રવિદાસ મેદાન ન આપ્યુ, હુઈ પાદશાહી પરવાની ॥ ૫ ॥

——:—:——

મેં સીપાઈ સદગુર સાહેબકા, લડું તોપ બખતર પેરી ॥ ટેક ॥
શીલ સંતોષકા બખતર પેહરૂં, લઉં શમસેર સદગુરૂ કેરી
સાત સાહેરકા ઘુંટ ભરાઉં, મારૂં કાળ દુસ્મન વેરી ॥ ૧ ॥
સિંઘ બકરી ભેળા ચરાવું, રાજા રંકકી એક શેરી
પાંચ પચીસ કોઈ જાન ન પાવે, અજ્ઞ મોહોલમેં જોઉં હેરી ॥ ૨ ॥
સત શબ્દકી લગી ખુમારી, સુન શીખર સુરતા મેરી
પરિ બ્રહ્મકે પરચે ખેલું, કરૂં ટેલ સત સબુરી ॥ ૩ ॥
આદુ માજને આદુ દુહાઈ, હોઇ છાપ પાદશાહી કેરી
કહે રવિદાસ સદગુરૂકે આગે, માગું મોજ ચાકરી મેરી ॥ ૪ ॥

——:—:——

લગ્યા કલેજે છેદ ગુરાંકા, વેદન જાણે એ વાતુ ॥ ટેક ॥
પતિવ્રતા હોય નાર પદમણી, સો જાણે પીયુકી ખાંતુ
વ્યભીચારીણી હીંડે વલખતી, અણુલેખે ખાવેલાતુ ॥ ૧ ॥
ફુટપડે ભલે ધરણી આકાશા, સુક જાઈ સમુદર સાતું
તો વિછવા હોઈ ન પિયાસે, નિરભે નેહ તણું નાતુ ॥ ૨ ॥
પલ પલ મેરા પિયુજીકું નિરખું, ખંડત નહિ દીવસ રાતું
તીન ભુવનકા અજવાળા, અહોનિશ વરસતે સ્વાંતુ ॥ ૩ ॥

પ્રેમ ગલીમેં મેરા પિયાજીકું પામી, અનેક સુર તણી શાંતું
પાપ પુન્ય મટી ગયા સખી મેરા, ભુલ ગઈ સરવે ભ્રાંતુ ॥ ૪ ॥
તાલી લાગી ભ્રમણા ભાગી, તારે તાર મીલ્યા તાંતુ
કહે રવિદાસ સખી સદગુરૂકી, મન ન ઘોડે અબ ધાતુ ॥ ૫ ॥
મુખ કહું તો મહાસુખ હોવે, જ્યાંથી ઉપજી મન વાણી ॥ ટેક ॥
પ્રથમ આદ ગુરૂ અવિગત એકલા, નહિ સખી મન મંડાણી
પ્રકૃતિ પ્રાણ પીંડ નહી વાણી, ન ઉપજે પવન ને પાણી ॥ ૧ ॥
સહેજ સુનથી હુંસ પ્રગટીઆ, પ્રાણ થકી મન ને વાણી
વાણી મનમે મન પ્રાણમે, પ્રાણ અલખમે અલપાની ॥ ૨ ॥
જહાંકા ઊપના તહાં સમાયા, જેણે સાન સદગુરૂકી જાણી
ગોકી જાત જણાય જુજવી, દુધ દેખો એક દર્શાની ॥ ૩ ॥
જ્યારે રવી શશી ઘર આયા, એ પહોએ તે પરવાની
પવન ગગનમે રહ્યા સમાઈ, ઊનમુનીએ ડેરાની ॥ ૪ ॥
નિરખ્યા નિગ્ગુણ નાથ નિરાલંબ, વસ્તુ પુરાતન કુમાણી
સદગુરૂ કહે રવિદાસ સમજ લે, વીન સમજે ફીર હે ધાણી ॥ ૫ ॥

———:—:———

મતકર નિંદ્રા જીવ અભાગી, થોડા જીવે સાર કયા સોવે ॥ ટેક ॥
મનખા જનમહે રતન પદારથ, એહી જુગત ફીર નહિ હોવે
હરિ ભજ્યા વિના ધીક હે જીવના, કયા મનખા એળે ખોવે ॥ ૧ ॥
સાહેબ સુમરન સાબુ છોડકે, કાદવ કપડા કયું ધોવે
હરિ સાગરકું દઈ પાગથી, ખાબોચીયામાં કયું ડોવે ॥ ૨ ॥
મુક્તા ફળકા ખેત છોડકે, જવાસ તરણ કયું રોવે
અંબ સરીખા અમૃત પરહરી, થડ થોવરકા કયું બોવે ॥ ૩ ॥
અનભે સરખા આનંદ છોડકે, કરમ કીયામે કયા રોવે
આછા નીર ગંગાજળ કેરા, મુતેં મુખડા કયા ધોવે ॥ ૪ ॥
એહી શીખામણ સમજુ જનકું મુરખ મનમે નહિ ગોવે
કહે રવિદાસ ભાણ પ્રતાપે, કરમ કાળ ધોખા ધોવે ॥ ૫ ॥

———:—:———

સત ભજનસે કરલે ગુજારા, મેરામ, સદગુર માહી બોલે
માંહીલા શહેરમાં રતન અમુલખ, વસ્તુ છે માંહી અણતોલે ॥ ટેક ॥

દીલ દરીઆમાં અખંડ દીવો, દીઠા વીનાના દીલ ડોલે
ભ્રાંતીના ભરીયા ભવોભવ ભૂલ્યા ગુરૂ વિના તાળા કોણ ખોલે ॥ ૧ ॥
ગગન મંડળમાં ગુપત ગેબી, બાવન બાહેર સોહી બોલે
તુરત તખત પર નામ નિરંતર, તુરતે સુરતે નટ ખેલે ॥ ૨ ॥
આદ અનાદની જેને ઓળખાણો, મુળ ભજન તે નહિ મેલે
લાગી પ્રીત સદ્‌ગુરૂ સાહેબસે, ફળ લાગ્યા જેમ બહુ વેલે ॥ ૩ ॥
આ મારગડે આવતા ને જાતાં, આનંદ ભયો હવે મન મેરે
આ સંસારમા ચેતો મારા ભાઈલા, સંત પોકારે અવસર છેલે ॥ ૪ ॥
પટા લખાયા સરકાર હજુરી, અવર દીલ હવે નહિ ડોલે
કહે રવિરામ ગુરૂ ભાણુ પ્રતાપે, અમર પિયાલા અહોનિશ પીલે ॥ ૫ ॥

———:—:———

હર દરીયામાં હમેશ નાતા, મન મેલા તેરા ક્યુ રેતા ॥ ટેક ॥
શ્રાધ સરાવતા બહોત જુગ વહી ગયા, મુવા પીછે મુખ નહી જોતા
આયા પુરૂખકું આદર નહિ દેતા, મુવા બાપકુ ક્યું રોતા ॥ ૧ ॥
ઉગે ત્યાં તો કબહુ ન વાવે, છંગારે બીજ જઈ બોતા
ખાય પીયે ને મારે ખાસડે, ખરા માલ મુરખ ખોતા ॥ ૨ ॥
આંબા વૃક્ષકી છાંયા છોડકર, આકા આસન ક્યું સોતા
હંસ સભામે કબુ ન બેઠા, બગ સાથે ખાવે ગોથા ॥ ૩ ॥
પર સ્ત્રીયા સાથે પ્રીત કરતા, કુડી નજરે ક્યું જોતા
પતિવૃતા ઘેર નાર પદમણી, ગુણકાસે મન ક્યું મોતા ॥ ૪ ॥
કર લે બંદગી સાચા સાહેબકી, અમર રહે તેરા તોતા
કહે રવિ રામ ગુરૂ ભાણુ પ્રતાપે, એ અવસર ફીર નહિ હોતા ॥ ૫ ॥

———:—:———

દેખો કુદરત ખેલ ગેબકા, બન્યા હે ન્યારા ન્યારા ॥ ટેક ॥
એકકું મેડી છજા અટારી, એક સુવે બજારા
એક હાથીરે હોદે બેઠે, એક ઉઠાવે બહુ ભારા ॥ ૧ ॥
એક વણુજ વેપાર કરતહે, એકે કાયા પસારા
એકે સીરપર ટોપી ડારી, એક ભયા હે વણજારા ॥ ૨ ॥

માત પીતા ભાઈ બેન ભાણેજા, એક બની હે ઘર દારા
એક જતુની જનમ જનાયા, એસા જુગ નિરધારા ॥ ૩ ॥
સ્થાવર જ ગમ કીટ પત ગા, જતનકા સબ લારા
કહે રવિદાસ એ મનકી ભાજી, તાપર પદ અપરંપારા ॥ ૪ ॥

———:—:———

દેખો માયા બહુ બળવ તી, પંડીત પરગટ કર જોડે ॥ ટેક ॥
ગજા રંક ફકીર જોગી, માયા દેખી સબ કોઈ દોડે
જ્ઞાની ધ્યાની સબહી માહી, સબહી લીયા ચડતે ઘોડે ॥ ૧ ॥
અબોલ મુની આસન બેઠા, દેખી મહોર મુખહી મોડે
ધન આપા જબ ધીરજ નાહી, એસા તાન માયા તોડે ॥ ૨ ॥
સરૂપ નારી શોભાવંતી, હરિકુને મારે હોડે
કઇ નરપતી નજરૂમે લુંટયા, લઇ ખપર માયાં લોઢે ॥ ૩ ॥
સદગુરૂના બાળક આગળ, માયા કામ કરે કોડે
કહે રવિદાસ સોઈ સંત સીરોમણી, માયાકા બ ધન છોડે ॥ ૪ ॥

———:—:———

ચરણુ ગ્રહ્યાં જેણે સદગુરૂ સાહેબનાં, ત્યાંથી જમડા રહ્યા હારી ॥ ટેક ॥
કરણીનો કોટવાળ બેઠો કાયામાં, નામની નોબત વાગી ભારી
ઉલટી ફોજ એક ચડી ગગનમા, જઈ બેઠી દશમી બારી ॥ ૧ ॥
નવ દરવાજે નાગળ નાંખ્યા, વસકીની વસ્તી સારી
ઉસ નગરીકો શબ્દ પકડયો, તુરત સુરતસે ઘર નિહાળી ॥ ૨ ॥
શીલ સંતોષ આઇ બેઠા કાયા મેં, દોડુ દીયો ત્યા દયા નાહી
સુખમણા નારી સેજ બીછાવે, ત્યાં નહિ લાગે લોભની લેરી ॥ ૩ ॥
રવિ ઉપરે રહ્યા અજવાળા, ત્યાં ન ચલે ઓરની કારી
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે, સોઈ સ તનકું બલીહારી ॥ ૪ ॥

———:—:———

જાગો મન તમે ચેતો આતમ રામ, દેખો નજર પાછી ફેરી
ઘડી ઘડીના ઘડીયાળા વાગે, કાયાનો ઘટ તારો લેશે ઘેરી ॥ ટેક ॥
માતા પીતા તારા કુટુંબ કબીલો, બેની બંધવ સુતની ઘેરી
તેમાંથી કોઈ સંગ નહિ ચાલે, નહિ ચાલે ઘરની નારી ॥ ૧ ॥
દશ દરવાજા બંધ કરી લેશે, ચોપદાર ઉભો તારો ચોક ઘેરી
પુન વિના કોઇ પાસ નહિ આવે, કોણ કરે વીશા તેરી ॥ ૨ ॥
એક દીન જમડા શેહરમે ઊલટસે, ધમસાણ ચડસે એની અસ્વારી
આ કાયામાં ધંધુકાર લાગી રેહેશે, આવ્યો અશાડે જેમ ઘન ઘેરી ॥ ૩ ॥
મનમાં વીચારી તનમાં તપાસી, મનખા જનમ નાવે વેરી વેરી
કહે રવિ રામ ગુરૂ ભાણ પ્રતાપે, એક અલખ આશા તેરી ॥ ૪ ॥

———:—:———

સુણ બે સુંદરી તેં સબ જુગ ધુતા, મેં સદગુરૂકા અડગ પુતા ॥ ટેક ॥
તેરા માન મોહ નહિ મોપે, સહેજ સુન ઘર જાઈ સુતા
તીન ભુવનમાં તું મારે તરફોડા, મેં સત શબ્દે રહું રતા ॥ ૧ ॥
તેરા માન ત્યાં તેરા પસારા, કરે ચતુરાઇ નાતા ઘોતાં
આઠો ચોકાને મન મલીના, તા ઘર જઈતું દે દોટા ॥ ૨ ॥
ફોગટ ફુલ્યા ને ભ્રમણાએ ભૂલ્યા, જમ કીંકરસે જાઈ જુતા
અદ્વૈત બ્રહ્મકી ખબર પડયા વીન, ખરી વસ્તુમાં જઇ ખુતા ॥ ૩ ॥
જાણ બુઝકે તુજમે વળગ્યા, વીણ કીયા અપે જ્યું કુતા
આ કાળામેં ભોગ કરીને, જઈ સરજે ભંગડ ભૂતા ॥ ૪ ॥
ભાણ સદગુરૂએ ભેદ બતાયા, મલીયા અવીનાશી અવધુતા
કહે રવિરામ પુરા ગુરૂ પાયા, સબઘટ દેખું એક તુ હી તુહી તા ॥ ૫ ॥

———:—:———

દેખો કુલ ફકીર વેરાગી, કેસા ખેલ મચાયા હે ॥ ટેક ॥
મુળ કમળકું દ્રઢ કરી મંધ્યા, પવન ગગન પર છાયાં હે
નાભી કમળ બીચ કીયા નીવાસા, સોહંતાર મીલાયા હે ॥ ૧ ॥
સુખમણા સાસ અજંપા દોરી, બીન બાદલ બરસાયા હે
ચમકે બીજ મોતી ઝડ લાગી, દીલ દરવેશ દરશાયા હે ॥ ૨ ॥
ઈંગલા પીંગલા સુખમણા સાધી, ગંગ જમન બીચ આયા હે
ત્રીકુટી સંગમ તાર મીલાયા, નિર્મલ નિરે નાયા હે ॥ ૩ ॥

જળ હળજ્યોતી અખંડીત ઝળકે, અનહદ નાદ બજાયા હે
બ્રહ્માંડ ફોડકે આયા મેદાના, ત્રકીયા એક ટેકાયા હે ॥ ૪ ॥
નુર નુર જ્યાં કછુ એ નાહી, મહાપદ મન બ ધાયા હે
કહે રવિરામ સદગુરૂ જેસા, નામ અનાદિ પાયા હે ॥ ૫ ॥

———:—:———

નિરંતર દેશ નિરંતર વાસા, નિરંતર નામ હે અખંડ નુરા ॥ ટેક ॥
અબ મેરી સુરતા લગી નિરંતર, સોહે પુરૂષ હે ભરપુરા
નુરત સુરત થકી અસ્થીર ઘરમે, પાય પદનિજ પ્રેમપુરા ॥ ૧ ॥
થકયા અજંપા માહી થકી ત્રિવેણી, થકી સુખમણા તુરીયા થાકી
જબ રૂલમલ પુતના સુત લાહુત, આયુ તપ રહે હરી હજુરા ॥ ૨ ॥
અસ્થુલને સુક્ષમ સબસે ન્યારા, પવન પાણી નહિ ચંદ સુરા
ધરણ ગગન કછુ નહિ નિશાની, સદા સ્વતંત્ર ગુરૂ હે પુરા ॥ ૩ ॥
પૂરવી ગંગા પચ્છમ જાય ઊલટી, વાકા પ્રકાશ હે અંબુરા
કહે રવિરામ નિરંતર વાસા, નહિ ઘરભીતર નહિ દુરા ॥ ૪ ॥

———:—:———

વાદ વીવાદ મત કરો ભાઈ, અંતર થી આપું ટાળો
પુરણાનંદ પરિબ્રહ્મ પુરૂશોતમ, બાહેર ભીતર એક બ્રહ્મ ભાળો ॥ ટેક ॥
બ્રાતી ભેદ અને ભીતર ભ્રમણા, છોડી દીયો ચીતનો ચાળો
મોટા પુરૂષના વચન વિચારો, જ્ઞાન હિમાળે મન ગાળો ॥ ૧ ॥
લીલોને પીલો લાલ સફેદો, ચૈતનથી વર્ણે કાળો
પાંચ તત્વને પડદે બોલે, વાદળ ઓથે જેમ વરસાળો ॥ ૨ ॥
ઊંચ ને નીચમાં એક છે આતમ, વૃધ્ધ જોબન ને નહિ બાળો
હિંદુ તુરકનું એક છે આશ્રમ, જેમ ધાતુનો ઢાળેલ ઢાળો ॥ ૩ ॥
નિજ ઘરમમાં તમે જુવો નિહાળી, પ્રેમ ભક્તિના વરવટ વાળો
કહે રવિરામ તમે કાંથી આવ્યા, મુળ શબ્દને સંભાળો ॥ ૪ ॥

———:—:———

દેખા દેખી તમે મનકરો ભાઈ, સાન ગુરાંકી ગત હે ન્યારી
વાકા મતા હે અગમ અપારા, કયા જાને દુનીયા સારી ॥ ટેક ॥
વીના સુરત નટ ખેલ કરત હે, ડોર દુગતે ભૂપર ડારી
મોજન પામે જાએ એના જીવથી, એક પલકમા જુગ ગયો હારી ॥ ૧ ॥
કોઈ કહે શ્રી કૃષ્ણ બાળ બ્રહ્મચારી, સોળસે ગોપીની મેહે હારી
એસા દેખી કોઈ આપ દોડાવે, નરકે જાવે નરને નારી ॥ ૨ ॥
દુરવાસાને અસન આવ્યાં, થાળ ભરી મજવાસી
ભોજન હતાં તે જમી ગયા વાલો, કહેવાણા સદા અપવાસી ॥ ૩ ॥
જનક વિદેહીએ આતમ ચીન્યો, રાજ કરીને દુગ્ધા ટારી
એક હાથ સ્ત્રીના ઊપર, દુજે હાથ અગ્નિ ઝારી ॥ ૪ ॥
સમજયા વિના સબ મલી ખાવે, ઊદર ભર્યાના અધિકારી
જ્ઞાન ન જાણે વિષય રસમાણે, એક ખપરમાં એકા કારી ॥ ૫ ॥
સમજ્યા સોઈ સમ દૃષ્ટી રહેવે, મોઈરિ સતનકુ જાઉં બલીહારી
કહે રવિરામ આ જગતમેં ધૂતા, ખેળ કરત હે ખુવારી ॥ ૬ ॥

———:—:———

આંટીલા આંટી નહી છોડે, ખેલકરે સબ દીલ ખોટે ॥ ટેક ॥
ઘી સકર કગવાકુ સુગાવે, ઊડી ચાંચે નરકે બોટે
મુક્તા ફળ બગકું સુગાવે, લે મજલી પગકી દોટે ॥ ૧ ॥
બીલીકુ મોદક ખવાવે, મુસા મુખમેં ગ્રહે ચોટે
ચર્ચીએ ગર્ધવકું ચંદન, ધુળમાં જઈને લોટે ॥ ૨ ॥
ભોરીંગકુ પય પાય પ્રીતકર, ઝેર અંગથી નવ છુટે
કુતાકુ સેજે સુવાવે, લઈ હાડ બેસે ઓટે ॥ ૩ ॥
મુરખ શુખ વાણી બોલે, દીલમાંહી વીખડા છુટે
સદગુરૂકા શબ્દ નહિ માને, મોહ જાળ કહો કેમ તુટે ॥ ૪ ॥
પરમાતમ પરગટ નહિ સુજે, જઇ મડદે માથો કુટે
કહે રવિદાસ સદગુરૂ કયા કરહી, કુબુધી મારગ એ લોટે ॥ ૫ ॥

———:—:———

જોગી અજરાયલ એનજો ગાની, હું ટાળી મોહ વરીયા ॥ ટેક ॥
નમણુ ખમણુ શીતળ શબ્દ મુખ, નરગુણ નર જીવત મરીયા
અસલી જાદા સદા ઉજાગર, નાવે નિત્ય નિરમલ દરીયા ॥ ૧ ॥
અંધકાર આથમીયો સરવે, હુવા અખંડ અજરા જરીયા
સાધન સરવે ગયા સમાઈ, પ્રગટી જ્યોત અમૃત ઝરીયા ॥ ૨ ॥
દ્વેષ દૃષ્ટિથી હુવા વેગળા, મારી મન ઊનમુનિ ઠરીયા
રાગ રંગ કવીતા છંદ કથની, છુટ ગઈ સબહી કરીયા ॥ ૩ ॥
આવરણ અંતર નહિં જા ઘટ, સો પદ ગ્રહે કારજ સરીયા
સરવ શાસ્ત્ર નહિ કામકા, હુવા સમદ્રષ્ટી સબે હરિયા ॥ ૪ ॥
મીટાયા વાદ વીવાદ વાણી વીચારા, થાપ ઊથાપ સબ તાપ ટળીયા
કહે રવિદાસ સત ભાણ પ્રતાપે, ભાજ્યા બ્રહ્મ સુભર ભરીયા ॥ ૫ ॥

———:—:———

મેં બંદા સદગુરૂ સાહેબકા, કુડ કપટસે રહું ન્યારા ॥ ટેક ॥
સંત સીપાઈ જુગસે જાણીયા, ઉનસે મેરા હે લારા
તષ્ણા તોફાન ચડે હે બીચમે, નિજતંતકે તેગે માયા ॥ ૧ ॥
તખ્ત બેઠ તંતકું તોડયા, નેહકા નજરે નિહાળ્યા
જગત જુઠી ખયા લોભે, બાંધ નરકમે લઈ ડારા ॥ ૨ ॥
ચલના બીકટ અગમ પંથ હે, ખેલના ખુબ ખાંડા ધારા
સુરા થાસો સન્મુખ આયા, હટયા કાયર સબહી હાર્યા ॥ ૩ ॥
હજુરી ચાકર હક હરદમકા, અરથે બતાયા અણસારા
કહે રવિદાસ મેં જુઠ ન બોલું, નહિ માને વા શીર ભારા ॥ ૪ ॥

———:—:———

ભક્તિ કરના સુમરણ કરના, દેખોજી ઊનકા કહું ટાળા ॥ ટેક ॥
સત સુભાગી રમતા રામા, ફરે જગતમે મતવાળા
કોઈ કીસીકી પરવા ન ધરહી, રહે અચેત નર ગુણ લાલા ॥ ૧ ॥
કામી પુરૂષ ઘર જાય કામની, પેટમાં નહિ પડત ફાળાં
મનમાં સંશય કછુન ઊપજે, જાકુ પ્રગટીયા જે ચાળા ॥ ૨ ॥
ચોર મહેલ ફોડ મધરાતે, તાંકે મુગટ રખ વાળા

મરણુ તણો જે રતિન ઊપજે, માથા સાટે કાઢે માળા ॥ ૩ ॥
નટડીકી રમત બહુ અધરી, પોરાયને ક્ષુન ખ્યાના
કહે રવિદાસ ભક્તિ મહાવ કી, સદ ગુરૂમેં ઊ ઘડયા તાના ॥ ૪ ॥

---

ચાલ ચ ડાલી વીપરીત વળગી, પડક સ્વાગ સબહી ખાયા ॥ ટેક ॥
ચાહે ગુરૂ શીષકુ પરમોદે, વીષય પ્રીતમે વીન માયા
ચાહે બ્રહ્મપાન મતવાળા, ચાહે કવિત્ત છ દ ગીત ગાયા ॥ ૧ ॥
ચાહે નાચત તાન મીલાવત, ચાહે ર ક સબહી રીઝાયા
શબ્દ મોલે અખાડ ડોલે, મન મેલે ધન કઢાયા ॥ ૨ ॥
ચાહે તીરથ વ્રતકી આશા, ચાહે ચારો ખુ ટ ધાયા
શત્રુ મિત્ર પુણ્ય પાપ પાખ ડા, ચાહે અન ત વીધી ઊપાયા ॥ ૩ ॥
ચાહે સાધત ચાહે બાધત, ચાહે ઘટત મન અબ ગાયા
જ્ઞાન ધ્યાન ચાહે માન અમાના, બ ધ મુક્ત માનત માયા ॥ ૪ ॥
ચાહે અચાહે મટયા જો જનકુ, અર્ક તેજ અ ગ ગ્રહાયા
રવિદાસ એક નામ અખ ડીત, નહિ કછુ ગયા નહિ આયા ॥ ૫ ॥

---

લગી પ્રેમકી ઝડી સખીરી, કહુ કર નીકસુ મે બ ગરા ॥ ટેક ॥
જ્ઞાન દીપક દીલ અ દર દીના, અખ ડ હુવા ઊજીયારા
ગુરૂ ગમ ગેબ જડયા ગુરૂ શબ્દે, મીટ ગયા સબ અ ધીયારા ॥ ૧ ॥
વૈરાગે ક્રોધ સમી ગયા સબહી, શીતળ અ ગ હુવા સારા
શશી ઊગ્યો શીરપર મેરે, પ ચ ચોર પકડ મારા ॥ ૨ ॥
જોગ કલા સી જુગલે સાધી, ત્રીકુટી પર ઊઘડયા તાળા
દઢ કર આસન વાળી બેઠે, ઊન્મુનીસે લાગ્યા લહારા ॥ ૩ ॥
ઊલટી સુખમન સાધી સુરતસે, પછમકી ખુલીયા બારા
શશી સુરકુ જઈ મીલાયા, તેજ હુવા અપર પારા ॥ ૪ ॥
શસી સુર છોડ ચલીયા, માધમ કીયા મે કરતારા
પરમાતમ પરગટહી પેખ્યા, સદગુરૂ કેરી અણુસારા ॥ ૫ ॥
લી ગ વાસના નવ તત્વકી, બ્રહ્મ અગનમે પરજાર
કહે રવિદાસ એસા પીયુ મેરા, બ્યાપક હુ સચરાચારા ॥ ૬ ॥

લહે સદ્ગુરૂકી વસ્ત અલોકીક, લોક વાદ સબહી જુઠા ॥ ટેક ॥
મોહ નિદ્રા મોહ્યો નર મુઢા, માત ઉદર આયે ગુઢા
ભાતે રસાયા નર ભોદડ, રોદડ કયું સાહેબ રૂઠા ॥ ૧ ॥
સત શબ્દસુ ભયા પરિપુરણ, મન બુદ્ધિ ચિત તોરંગ ઉઠયા
અહંકારે અથડાયા આત્મા, ઠગઠગી લગી ઠરીઆ હુંઠા ॥ ૨ ॥
કનક કામનીસે કબુલાયા, સરવસ લઈ ઉનકુ સોપા
બાજી બજાવે લોક રીઝાયા, ચીને વીન નહિ હરિ ત્રુઠા ॥ ૩ ॥
હરદમ હેર પરખલો પ્યારા, છીન્યા હાલત નહિ હોઠા
રવિદાસ સમ્યા સદ્ગુરૂમેં, વ્યતીરેક પદ નિજ વૈકુંઠા ॥ ૪ ॥

——:—:——

દેખો પરપંચ અંધક બંધક, જત મત શત સબહી ભાગા ॥ ટેક ॥
સદ્ગુરૂકી દ્દઢ ભક્તિ ચુકયા, મન આવિદ્યાયે જાઇ લાગ્યા
કંચન કેવળ નામ પરહરી, પાખંડ પીતળસે મન પાગ્યા ॥ ૧ ॥
દંભે આઈ દેરા દીના, અરડ મરડ કુબુદ્ધિકા કાગા
માન બડાઈ ઈરખા ઉભી, સત પુરૂપકા રોકા માગ્યા ॥ ૨ ॥
મતલબ માયામેં આશક્તિ, દુબધાકા ડંગા વાગ્યા
મહાનુભાવકા શબ્દ શુણીતહી, દેહા ભાવ તત્વ પાગ્યા ॥ ૩ ॥
અસ્ત્રીસે પ્રીત ભુત હોઈ ભમતા, ધનસે પ્રીત અવતરે નાગા
રવીદાસ સુપન સંગ છોડયા, ભાણુ પ્રસાદે અખંડ જાગ્યા ॥ ૪ ॥

——:—:——

સદ્ગુર એક અખંડ અવિનાશી, ખંડ ખંડ મૃગજળ ભાસે ॥ ટેક ॥
ઇંદ્ર ધનુપ બુદ બુદા વિજળી, જળ તુરંગ અભ્ર આશે
પાટ વીદ્યા બાજીગરકા અંબફુલ, મીથ્યા દોલત સુઢ મીતાસે ॥ ૧ ॥
મૃગજળ-રાજા રંક અરૂ જોગી, ભોગી રોગી ભલા બુરાસે
મૃગજળ ગુરૂ શીપ મિત્ર મિલાપી, માયા થાપ મૃગજળ સ્વાસે ॥ ૨ ॥
અંત:કરણ ઊભે સબ ઊભી, વીપય વીલાસ કરત તાસે
બિન ગુરૂગમ અંધ નહિ સુઝે, બાંધા જીવ આશા પાસે ॥ ૩ ॥
ધાગા લાગ્યા નામ નિરંતર, ત્રુટયા પિછી કોઈ સમાસે
ભરમ કરમ છુટયા રવિદાસા, અબ ન જાઉં ઉલટ દર્શા હે ॥ ૪ ॥

——:—:——

દેખો કુ બુધ્ધિ કે રદે વસત હે, હરખ શોક રોગ જાઈ બ્રાંતિ ॥ ટેક
ચંચળ ચપલ અરડ ચીત મેલા, દુખે દાઝત નાવત શાંતી
સદા કાળ વીકરાળ કુવચની, મહાપુરૂષસે કરત ક્રાંતી દેખો ॥ ૧
સુકર કુકર અલુક સમ દેકુ, ખલ વિદ્યાસે બહુ ખ્યાતી
કામી કુમતીયા અંધ કુહારી, પાપી શીરમે સોખત શ્રાતી ॥ ૨
કંચ દેખી મન અતી ફુલત, મોહ ઊપજાવે વખત ગાતી
સત શબ્દ સો વિખ સમ લાગત, રોશ ભરી અંખીયા માતી ॥ ૩
અપના આપા કરત બડાવા, ભાવ દેખાવત બહુ ભાતી
કહે રવિદાસ સો જમસે નહિ બચત હે, ગુરૂમે કપટ સંતસે કાતી ॥ ૪

———:—:———

જીવન મુક્ત સંત મરજીવા, સો રામ સેજે ગાવે ॥ ટેક ॥
કર મન ક્રોધ લોભ ન માયા, જન જ્ઞાની રહે નિરદાવે
નિરપેક્ષી નર દેખ નરત, સમદષ્ટી સબકુ ભાવે ॥ ૧ ॥
પક્ષ પાત નહી પર આપકી, ઘમંડ છોડ અગમકુ ધાવે
શીલ સંતોષ ક્ષમા દયાવંત, ઊગ્રજ્ઞાની ઊમત નાવે ॥ ૨ ॥
ભુમ ઉપર સજ્યા સાથરા, કબહુક પાંચ જમત પાવે
ખુશ ગુજરાન ચલાવે ચેનસે, હરિ ગુરૂસે મમ પાવે ॥ ૩ ॥
અદ્વૈત રૂપ જ્ઞાન કે સાગર, અસંગી ચીત અડગ કહાવે
કહે રાવદાસ સોઇ સંત સચ્ચીદાનંદ, ગર્ભવાસ બહોર નહિ આવે ॥ ૪ ॥

———:—:———

કહો ઓધવજી શુ કરે શ્રી કૃષ્ણ કુબજા, વાલાજીને વશ કર્યાં
અમે આહીરડાં એકલા ગોકુળ માંય, નિરગુણ નઠોર થઇને રહ્યારે ॥ ૧ ॥
હમે ભરવાડાં રંક હમારી જાત, આશા ભર્યા આંસુડા ખેરીયે
શુધ વિના શ્યામા સરવે રહી અકલાય, શોધતી ફર હરિને શેરીએરે ॥ ૨ ॥
એણે અમોને રંગ રમાડયા રાસ, વિહાર કીધો હેરી આવનમાંજી
છેલી વેળાનો કરી ગયો નિરાશ,: મેહેની બળતરાં ઊઠી તન માંહે ॥ ૩ ॥

એણે અમોને સુખ આપ્યા અપાર, મહારંગ થઈ રેતા આ રાનમે
પોતે વાતા મધુરી મુંરી વેણુ, સહુ વ્રજ નારી ગાતાં જ્ઞાનમે ॥ ૪ ॥
વ્રિહની વેધી બોલે મધુરા બોલ, ઓધવ સાંભળીને થયા ગળગળા
ભાણુ પ્રતાપે મગન થયા રવિદાસ, તે હરિ મુજ મુજમાંહીમળ્યા હે ॥ ૫ ॥

———:—:———

ઓધવજી કહે સહુ સાંભળો વ્રજનાર, ઉપદેશ કહું છું અધ્યાતમ તણો
મહા વાયક વેદાંતજ પુરે શાખ, ગીતા શ્રીકૃષ્ણ મુખે ભણ્યા ॥ ૧ ॥
રદા કમળમાં બેઠો આતમ રામ, મથુરામાં મોહનજી નથી ગયા
આભ વાદળે ઢાંકી લીધો સુર, ઓળખ્યા વિનાને અળતા એમ રીયા॥ ૨ ॥
મોહ અંધારે અટં રહ્યા અવપાછ, અજ્ઞાનમે મન લઈ આવશો રે
વિષયને વશ સરવે સંસાર, તારે નાથ રહ્યા તેથી પરારે ॥ ૩ ॥
ઘાટને ઘેલી સઘળીઓ વળગે કાંય, અઘાટ ઓળખોને શ્રી કૃષ્ણને
વ્યાપક વ્રહીને લેજો કરતા કાન, પ્રગટ બુઝી લેજો પ્રશ્નરે ॥ ૪ ॥
વિધિ કહું છું મન આણી આનંદ, સદગુર મળ્યા વીન ઘર નહિ જડેરે
જે નહિ પામે સદગુર સંતનો ભેદ, તે જીવ ચોર્યાશીમાં રડવડે ॥ ૫ ॥
કરીલીયો જોગ જુગત અભ્યાસ, પાંચ પચીસને માંહી વશ કરોરે
નેણુ નાસીકા મુખ મુદીને કાન, ત્રીવેણી માંહી ધ્યાન ધરોરે ॥ ૬ ॥
અખંડ બ્રહ્મ છે અદ્વૈત આતમ કૃષ્ણ, પ્રગટ થાશે સઘળી પંડમાંરે
રવિદાસ ઓધવજી ઉપદેશ, તુર્યાતીત નિરંત બ્રહ્માંડ રે ॥ ૭ ॥

———:—:———

ગોપીજન બોલ્યાં સર્વ મળીને સંગાથ, પ્રગટ છેરે અમારે પ્રીતડી
ગોવીંદજીને વળગી સહુ વ્રજનાર, કોઈક જાણે રસ રીતડીરે ॥ ૧ ॥
અમોને તેડી ગયા સુણુ ઓધવ તત વેદ, પરશોતમ પોતાનુ જ્યા ધામછે
પંચતત્વ જીહાં નહિ સુરજ ચંદ્ર, ઓળખી અમે વરીઆ આરામમેરે॥ ૨ ॥
ઓધવ ઊધારો જોગ સુપન સમાન જાંગ્યા પછે તે અવે ફોક છે
અમે તે વરીયાં સાક્ષી સુંદર શામ, રસનું રૂપ સરૂપ એ છેક છે ॥ ૩ ॥

અમે વ્રજનારી ન સમજું સાધન, બાધજ હોય તેહને દીજીએ
અમે અરોગી સદા સંજોગી અંગ, પ્રેમ રસ પાય અને પીજીએ ॥૪॥
સંકટાસુર બગ અઘ માર્યા અનેક, જમલાર્જુન શા ટાલીઆ
ગોવર્ધન કર ધરી રાખ્યા વ્રજપાલ, રંગભર રસતે અમોને રમાડીયા ॥૫॥
શુક સનકાદીક નારદ શેષ મહેશ, નિરંતર ધ્યાન હરિનું ધરે
મુનિજન કેરે સપને નાવે શામ, તે અમોમાં મરકલા કરે ॥૬॥
જેને એક રોમપર અનંત અનંત બ્રહ્માંડ, સાધન સાધે સિધ મુની વિશેક
રવિદાસ ઓધવ પ્રતિ કહે વ્રજનાર, શ્રીકૃષ્ણ સદા સદોદીત શાવ છે ॥૭॥

——:—:——

આવો મારા સુખના સાગર શામ, હાલો હરિજન મળીએ હેતશુ રે
શામને મળતા આવા ગમન મટી જાય, નિરખી નિરમળ થાઇએ નેત્રશુરે ॥૧॥
ઇંદુ થકી અધીક હરિઆળી દેહ, આદિત થકી અધીક પ્રકાશ છેરે
જેને રૂપે મનમથ કોટી લજાય, ચૌદ તબક પંદરમેં વાસ છેરે ॥૨॥
જે વહાલાનો નિગમ ન જાણે પાર, તે પ્રેમી જનને વશ થઇ રહ્યારે
જે જે કડવા વચન કહ્યા વ્રજનાર, તે મન હરખી સાભળી રહ્યારે ॥૩॥
સરવે સહીયર ઉભી રહી ચોપાસ, વચમાં વેણુ વજાવે વીઠલોરે
ચૌદ લોક એ ચીયા પોતા માંહી, વસ્તુએ વ્યાપક હું તો જેટલોરે ॥૪॥
જમનાજીના વહેતાં થંભ્યા નીર, ચંદો આકાશે સ્થીર થયોરે
સોળ સહસ્ત્ર સત અષ્ટમાં એક અખંડ, તે વ્રજનારીમા વ્યાપક થયારે ॥૫॥
અકળ અભેદ તે કેનો કહ્યો ન જાય, તે હરિજનના હદામાં રમેરે
ભાણુ પ્રસાદે મગન થયા રવિદાસ, તે સ્વામીને મળતા નહિ ભગેરે ॥૬॥

——:—:——

આવો આવો મારા મનના માન્યા સંત, તમને મળીએ પ્રેમ પ્રીતશું રે
વાલાજીને નિરખી થઇ છું ન્યાલ, હૃદય કમળ ટાઢા હેમસુરે ॥૧॥
મારા મનમાં અતિ વાધ્યો ઉમંગ, ચંદન કેરા ચોક પુરાવીઆરે
રતન જડીત બાજઠ ઢાળ્યા બહાર, સંતને પ્રેમ ધરી પધરાવીએરે ॥૨॥
વધાવીઆ હીરા માણેક મોતી સહીત, તન મન ધન કીધાં સહુ વારણેરે
હેતે હરખી ચરણે નામું શીશ, મનને ધીરજ રાખી ધારણેરે ॥૩॥

ચોમુખ દીવડો મેલ્યો થાળજ માંય, સખી સહુ મળી ઉતારે આરતીરે
મહારસ મચીયો મારા મંદીર માંય, પ્રેમ ગુલતાન થયાં એકતા ટાળીરે ॥૪॥
એ રસ દુર્લભ શીવ બ્રહ્માદિક ચહાય, ગોપીઓ અખંડાનંદ પ્રેમે રહેરે
ભાણુ પ્રસાદે મગન થયાં રવિદાસ, સંત ચરણ રજ લઈ મુખમાં ગ્રહેરે ॥૫॥

——:—:——

જાણુ જાણતું જીવ અભાગીયા તું જાણ, આવો મનખો નાવે ફરી ફરીરે ॥ટેક॥
આજતું તો સુનો મસાણોમાય, જમડા ખોળે તારા જીવને
કાયા માથે પડે કુહાડાના માર, ફટ ભુંડા અજ્ઞાની તું ભૂલતો ॥૧॥
ત્રુટયા સરોવર નીર તણાણા જાય, રશીયા પાળું બાંધો પુનનીરે
પંખી હતાં તે જેમ તેમ ભરતાં પેટ, ઝાડે ઝાડે માળા નાખતાંરે ॥૨॥
હરણ હતાં તે મુખડે ચરતાં ઘાસ, તડકા ટાઢું ઘણી વેઠતાંરે
નાવે નાવે લશ્કર કેરો પાર, હીંગલ પીંગળ ઘોડા પાઝખી ॥૩॥
જમ રખ દીવડો મેલ્યો થળીમાય, સાત સતી મલી ઉતારે હરિની આરતી
ગુરૂ પ્રતાપે મગન થયા રવિદાસ, પુરણ પદ પામ્યા પ્રેમગુરે ॥૪॥

——:—:——

સદગુરૂ બોલ્યારે મસ્તકે કરધરી, સેવક સાચી તમારી વાત
પ્રગટ રહુંછું તારા પંડમાંરે, દીલની તું દુબધા કાઢી નાખ ॥ટેક॥
આનંદ આણીરે અનુભવી ઓચર્યા, પ્રેમીજનની સાથે પાળો પ્રીત
જ્ઞાનને વેરાગેરે ભક્તિરસ ચાખીએ, અંતર નિર્મળ રાખો રીત ॥૧॥
શીળને સંતોશરે ખેમા બહુ રાખવી, સાચ દયા આધીનતા બહુ હેત
બાળકને સ્વભાવેરે રહેવું રેહેણી યે, વશ રાખો જીભ્યા ઇંદ્રી સમેટ ॥૨॥
ગળીત પણું અને ગંભીરાઈ અતી ઘણી, જેવા કોઈ ગંભીર છે દરીઆવ
લહેરી ઉઠેરે માંહે સમાવીએરે, મન ગાળી ટાળીએ દેહીના સ્વભાવ ॥૩॥
કઠોર ને કંગલાઇરે હઠ હરકત ઘણી, સુખના મીઠા ચીત કલપંત
હરિજન હસીરે તેથી ન્યારા રહે, અંતર અવગુણ ન ધરે સંત ॥૪॥
તત્વ દર્શીરે આગે સંત બહુ થયા, તેણે કાંઈ નવ ધર્યો કેનો દોશ
મને કમે વચનેરે કેને નવ દુભીયા, તે નર જીવત પામ્યા મોક્ષ ॥૫॥

દીઠીને અણુ દીઠીરે કરે કોઇ અનુભવી, સાંભળીને સમાવો કરે કોઇ સાધ
ત્રીવેણીના તીરેરે જઈ આસન કરે, અનહદ સાભળે અખંડીત નાદ ॥૬॥
હંસ રૂપે થયારે હંસ નિહાળતા, પુરણુ થયો ભક્તિ રસ પ્રકાશ
સંસે સરવે ભાંગ્યોરે સાધુની સંગતે, ભાણુ ચરણુ રજ કહે રવિદાસ ॥૭॥

———:—:———

સંગત કીજેરે મોટા સંતની, હાંરે ભાઈ મહાદેશી મદરહિત
ઉપાસના છેરે દ્રઢ સતગુરૂ તણી, હાંરે ભાઈ ચોખ્ખાં જેના ચીત ॥ટેક॥
કામને ક્રોધરે લોભ નીવારીયા, સંતને જાણીયે શ્રી જુગદીશ
અંતર માંહીથીરે હું તું ટાળીએ, સતને સોંપીએ નિજ મન શીશ ॥૧॥
હરિ રસ માહીરે રસરૂપ થઈ રહ્યા, હરિ ભાઇ સદગુરૂ સાચા શામ
પાંચ પચીસ નેરે પરપંચ પારછે, હાંરે એતો અખંડાનંદનું ધામ ॥૨॥
તેહને લાગેરે આતન વીસરે, હાંરે તારે હારદ આવે હાથ
આવરણુ સમાવીરે આદર દીજીયે, હાંરે તારે નેહ જણાવે નાથ ॥૩॥
ભક્તિનો ધરમ છે રે જેહ કર મતારે, હાંરે ભાઈ કરશે વીરલા કોઈ
શીશ ઊતારી રે સનમુખ થઈ લડે, એમ કહે પુરાણુ પુકારી મોથ ॥૪॥
દ્વેતા રહીતરે મહાજન માલમી, સતકરી કરીએ તેનો સંગ
અભય વાયક રે અનુભવી ઓચર્યા સતસત રવિદાસ પુરૂપ અસંગ ॥૫॥

———:—:———

શાસ્ત્ર કહે છેરે સત સંગ સાર છે, સતગુરૂ શબ્દે કરે વીચાર
અંતર વરતે રે અહંતા મળ ટળે, રસનાએ રટીએ રામ પોકાર ॥ટેક॥
સદગુરૂ સંતરે રામ પરમાત્મા, હાંરે ભાઇ એક સ્વરૂપ તું જાણુ
તન મન ધન સરવે અરપીએ, હાંરે ભાઈ મેલીએ મનની તાણુ ॥ ૧ ॥
સદગુરૂ ગરવારે સંત પરમારથી, સંતો નામ નાવ ભવપાર
ભક્તિ ભાવે રે સત સંગ બેસીએ, હારે ભાઈ હરિ ઉતારે પાર ॥ ૨ ॥
તેણે મારગેરે તત્વ પામીએ, હાંરે તેહમેં સરે વીહંગમ મીન
એક મન હોઇરે શબ્દ સંભાળીએ, હાંરે જેમાં વરતી હોઈ તલ્લીન ॥ ૩ ॥
પીડને અભાંડરે સ્વમુ સવંદા, હારે સતો જાગતા થાએ નાશ
અખંડ મંડળરે રસ મગ્ન હોઇ રમે, એમ કહે ભાણુ ચરાણુ રવિદાસ ॥ ૪ ॥

બ્રહ્મના અંશીરે બ્રહ્મ રસ તે પીએ, સંતો જેનો કોમળ બ્રહ્મ સ્વભાવ
તિમીર નહીં મુળરે તરણા માત્ર, હાંરે સદા નિરંતર સાદ ॥ ટેક ॥
સદા આનંદીરે રહે રામ રંગમાં, હાંરે જેના સમજી સમાયા વેગ
પરમ અવગુણરે સપને જુવે નહિ, એવા સંત પાળે સ્વતંત્રી નંગ ॥ ૧ ॥
કરૂણા દ્રષ્ટેરે પેખે સરવને, હાંરે જેનુચિત થયું ચિદ રૂપ
વાયુની પેરેરે વહે પણ નહિં અડે, હાંરે જેને દરસ્યાં તત્વ અનુપ ॥ ૨ ॥
કશાએ ન ચડે રે અનુભવ જ્ઞાનનો, જાણી સમજીને કર્યો સમાસ
થાપ ને ઉથાપરે તે કોના કરે, હાંરે સઉ પોતાનો પ્રકાશ ॥ ૩ ॥
વીધી નિશેધરે સુપને નવ સંભવે, એવા સંત રહે આશ નિરાશ
તત્વ દર્શીરે વિરલા વિશ્વમાં, સત કહે ભાણ ચરણ રવિદાસ ॥ ૪ ॥



જાગીને જોતાંરે સપનુ સમી ગયું. પ્રગટ્યો પરમાતમ પ્રકાશ
સદ્દગુરૂ દ્રષ્ટેરે હરિવિના અન્ય નથી દીસે છે મિથ્યા માયા ભાસ ॥ ટેક ॥
ઉલજણ ભાંગીરે સુલઝી સેહેજમાં, મટી ગયા વાયક જાળના રૂંદ
સૌ સનાતનરે સૌ ઘટ રમી રહ્યાં, વરત્યો અક્ષરાતીત આનંદ ॥ ૧ ॥
પહોચી ન શકેરે બુદ્ધી ત્યાં બાપડી,। મન વાણીથી વરજીત વસ્ત
સ્થુલ સુક્ષમથીરે પરે પરમાત્મા, નિરગુણ નિર્મોહી નિશ્ચલ તત્વ ॥॥ ૨ ॥
સુના તીતરે સુનમે સોહામણા, ઝલકે તેજપુંજ ભરપુર
બાહેરને ભીતરરે સમરસ રામમા, રવિદાસ ઝીલે બ્રહ્મ સિંધુનુર ॥ ૩ ॥



સદ્દગુરૂ સાક્ષીરે અનંત કલ્પ તણા, સદા સર્વદા સંગી અસંગ
ઉપજે ને ખપેરે વણસે ન વીઠલો, લલીત લાલ અમુલ અનંગ ॥ ટેક ॥
હીંડુતો હીંડેરે નેણા આગળે, હેરૂં તો સન મુખ હોય
ખેલુંતો ખેલેરે અધર ખેલમાં, અકળ કળી ન શકે કોય ॥ ૧ ॥
બેસું તો બેસે રે સ્થીર આસન કરે, હસું તો હરજી હસી મલકાય
જમુતો જમેરે હરિ આગળ ચકી, અહોનીશ અખંડ આનંદ થાય ॥ ૨ ॥

સુતી સોડ તાણીરે સુન્ય મંડળમાં, ઝળ મળ ઝળકે અપરમીત તેજ
અમૃત વરસેરે અનહુદ ગહગડે, સુંદર સોહામણી સુખમેજ ॥ ૩ ॥
બ્રહ્મ રસ ભેદરે નીજ પ્રેમી લહે, તત્વ દર્શી માણે સરવે સુખ
રવિદાસ હેતરે પિયુમેં હેરાઈ રહ્યા, મુંગાને શું કહી દાખવે મુખ ॥ ૪ ॥

———:—:———

સુરીનર વંદેરે શીતળ સંતને, જેહને ભીતર નહી અભીમાન
શીલને સંતોષરે ગરવા ગુરૂ ગમી, અડગ અખંડ નીરંતર ધ્યાન ॥ ટેક ॥
શબ્દ રસાળ રે નેણા અમૃત ભર્યાં, કર્યો છે રાગ દ્વેશનો નાશ
કરૂણાસીંધુરે તત્વ વેતા ખરા, સમ દ્રષ્ટિ સંપુરણ સમાસ ॥ ૧ ॥
પાપ પુણ્ય રહિતરે હરિ રસને પિવે, પાંચ પચીસને કીધા જેર
મહાસુખ આપેરે સરવે જંતને, નિર સંશય સંત નહિ કાંઇ વેર ॥ ૨ ॥
લક્ષ સ્વરૂપીરે આત્મીક સંતની, પ્રીછ્યું પોતે પોતાનું પોત
જીવ પણું ટાળ્યું રે આતમ થઈ રમે, સ્વે પ્રકાશીક અદ્વૈત જ્યોત ॥ ૩ ॥
તત્વ બતાવેરે વસ્તુ સ્વતંત્ર છે, જેમ કાંઈ ભાંડામે મૃતિકા ભાસ
રવિદાસ સંતરે સેવે અદ્વૈત પણે, પુનરપિ ન આવે ફરી ગર્ભવાસ ॥ ૪ ॥

———:—:———

સદગુરૂ સાથેરે બાઇ મારે પ્રીતડી, સમજાવી સાને પુરણ બ્રહ્મ ભેદ
કારજ ને કારણ બાઈ મારે સમ થયાં, કર્યો છે કર્મ ભર્મનો ઉચ્છેદ ॥ ટેક ॥
તન મન સોંપ્યુંરે સદગુરૂ શરણમા, પ્રેમેશું પિયુજીને કીધા હાથ
બાહેરને ભીતરરે રસીક વર રમી રહ્યાં, નેણા અગળથી નવ જાય મારો નાથ
હુ અજાણી હતી અને અનંત આવરણમાં, સદગુરૂએ પડળ કીધાં છે દુર
અહોનીશ ઝીલુરે પ્રેમ આનંદમાં, જ્યાં જોઉં ત્યાં હરિ ભરપુર ॥ ૨ ॥
આપુને ભુલીરે વસ્તુ વીદેહમાં, પ્રગટી પૂરણ બ્રહ્મ દશાય
શુધ્ધને નીચારતાર જે હતો તે રહ્યો, અણછતા રવિદાસ નિરંતર ગાય

———:—:———

હું નહિ જીવરે હું ઈશ્વર નહિ, હું નહિ પંચ તત્વની ભાત
હું નહિ ગુણરે નિરગુણ નેહરા, મહારૂં તે રૂપ સદા સાક્ષાત ॥ ટેક ॥
હું નહિ પરારે પશ્ય તિ મધ્યમા, હું નહિ વેદ વૈખરી વાણુ
ચાર નહિ દેહરે નહિ માગ વિષે, મારૂં તે અવિચળ નિર્વાણ ॥ ૧ ॥
હું નહિ શબ્દરે નહિ પંચ માત્રા, હું નહિ મન બુદ્ધિ ચિત્ત અહંકાર
હું નહિ જાગ્રતરે સુપ્ન સુસુપ્તિ, હું નહિ તુર્યા આદે ચાર ॥ ૨ ॥
રહેણીમા નહિરે કરણી કોની કરૂં, સર્વ પ્રકાશીક કેવલ નામ
સ્વર્ગ મૃત્યુ પાતાળરે ત્રણ લોકમા, હું વિના ઠાલો નહિ કોઇ ઠામ ॥ ૩ ॥
ધ્યાતા ધ્યેય વરતેરે વ્યતિરેક ધામમા, સોહં નીરાલંબ તુર્યાતિત
રવિદાસ શ્રીમુખેરે શ્રી કૃષ્ણ ઉચર્યા, ભક્તિ મને વશ કરે એહ રીત ॥ ૪ ॥

———:—:———

ભક્તિને જોગેરે બ્રહ્મ રસ પ્રગટયો, ઊગ્યોએક અખંડીત સુર
આનંદ વાધ્યોરે મહારા અંગમાં, અદ્વૈત અનભે દુખ્યા દુર ॥ ટેક ॥
પ્રથમ વંદુરે સદગુરૂ સંતને, જેણે ઓળખાવ્યા આદ અવિનાશ
નિજ પ્રેમ પ્રગટયોરે મારા પંડમાં, કહુ રસ ઓધવ ગોપી સંવાદ ॥ ૧ ॥
એક સમે કૃષ્ણરે બેઠા આનંદમાં, કહે હરિ ઓધવશું નિજજ્ઞાન
વ્રજજનરે મુજને વલ્લભ સદા, ઉધ્ધવ મન ઉપન્યું આભિમાન ॥ ૨ ॥
ગોકુળ જાઓરે ઓધવ રથ જોતરી, રહેજો નંદ ઘેર જઇને રાત
મહા સુખ દેજોરે સઉ વ્રજ નારને, કહેજો બ્રહ્મ દશાની વાત ॥ ૩ ॥
ગોકુળ પધાર્યારે ઓધવ રથ જોતરી, આવ્યા નંદ બાવાને ઘેર
ભાવેને ભેટયારે નંદ જસુમતિ, પુછી કહી શ્રી કૃષ્ણની પેર ॥ ૪ ॥
ગોષ્ટિને કરતારે મટી ગઈ રાતડી, પ્રગટી જોત થયો પ્રભાત
વાગે વલોણારે ઉઠી સૌ સુંદરી, રવિદાસ મુખે ગોવીંદ ગુણ ગાત ॥ ૫ ॥

———:—:———

સુરજ ઊગ્યારે ગૈ ગાળા છુટીઆ, કામની કૃષ્ણની લીલા ગાય
પળ ન વિસારેરે કૃષ્ણ કૃપાળનેરે, ઓધવ મનમા હરખીત થાય ॥ ટેક ॥
એક સખી કહેરે સુણોને સાહેલડી, બાઈ મેં તો અચરજ દીઠું આજ
છુટયો રથ દીઠોરે નંદજીને આંગણે, આવ્યાશું મધુસુદન મહારાજ ॥ ૧ ॥

સુણુતામા ચાલીરે સરવે સુ દરી, નદઘેર જાવા તત્પર થાય
પ્રેમની ભીનીરે સર્વે પ્રેમદા, એવે આવ્યા ઓધવ વ્રજ જુથ માય ॥ ૨ ॥
મહાજન જાણીરે મળ્યા સહુ હેતમા, આસને પધરાવ્યા નિજ જન
વીંટીને બેઠીરે સરવે મેહણી, ઊરમા આનંદ આણી મન ॥ ૩ ॥
દીન જન જાણીરે અમ પર દયા કરી, રગીલાના સગ વધાર્યો રંગ
કહો શુ કહ્યુ રે સ્વામી રવિદાસને, ગોપીજન પુછે પ્રેમ પ્રસગ ॥ ૪ ॥

——— — ———

ઓધવ કહોને રે રશીયાની રીતડી, સ્યા સુખ ભોગવે છે સુ દર સ્યામ
કુબજાની સ ગેરે કઠણુ થયા કાનજી, ગોવી દજીને વીસર્યું ગોકુળ ગામ ॥ટેક॥
જાણુ તા હતારે નાથ છેહ નહિ દીયે, અમશુ ઠળ રમ્યા બળભદ્ર વીર
સુખને સંભારતારે શુધ્ધ રહેતી નથી ધારણુ વીના કહો કેમ આવે ધીર
જે હરિ કહેતારે તેતો હમે પાળતા, અમ સાથે રાખતા અતિ ઘણુ હેત
કૃષ્ણુજી વીનારે અમારે કોઇ નથી, એહને સોપ્યુ તન મન ધન સમેત ॥ ૨ ॥
ભરવાને જાતારે જળ જમુના તણુા, ઘનસ્યામ રોકતા જમુનાને ઘાટ
પાનવડાને સાહુ તારે દુરીજન દેખતા, વિનોદ કરતા હરિ આવતા વાટ॥ ૩ ॥
અન ત લીલારે ઓધવ હરી તણી, વ્રજની તો વીસરી ગયા હરિ વાત
સ્વામિ રવિદાસનારે સુખ્ય સાથે રહે, અમને સાથે દીવસ ને રાત ॥ ૪ ॥

——— — ———

અરજ કરીનેરે ઓધવજી ઉચર્યા, ઘેલા થયા છો ગોકુળની નાર
તપાસીને જુવોરે આતમ તમ તણો, મ દીરમાંતો બેઠા અખ ડ મોરાર ॥ટેક॥
મોહમા મુઝાયારે સરવે માનુની, વિષય રસ સ્વાદે કરો છો વિલાપ
૫ ડમે ભૂલ્યારે આપ ચિન્યા વિના, નથી મટયા તમારા ત્રીવીધ તાપ ॥ ૧ ॥
પાચ પચીસનેરે વશ કરો વ્રેહેણી, શુધ્ધ થઈ શોધો સકળ શરીર
કાયાની મધ્યેરે આત્મા કૃષ્ણુ છે, બેઠા હરી તખ્ત ત્રિવેણી તીર ॥ ૨ ॥
અદ્વૈત જોતારે ઝલકે શુન્યમા, નેણુની આગળ હાલ હજુર
કલ્પના મુકોરે સર્વે કામની, દામોદર નથી ગયા કાંઇ દૂર ॥ ૩ ॥

સમજીને ગ્રહોરે સાર સિધ્ધાંતનો, દુરમતી ટાળો દેહનો ભાવ
રવીદાસ બોલ્યા રે ઓધવ સ્તુતી કરી, તનમાંને મનમાં માળે મહારાજ ॥ ૪ ॥

———:—:———

વળી ઓધવરે અદ્વૈત ઓચર્યા, અંગમાં ઓળખોને સુંદર શ્યામ
શું વળખોછેરે વિષય રસ પ્રીતમાં, અંતર ઓળખો તો થાય આરામ ॥ ટેક ॥
તન મનથી લેતાંરે કારણ કૃષ્ણનું, હરિ નથી મથુરાં માંય
ઊરમીને બળેરે અબળા કાં ઊછળો, દેખોને આતમ તત્વ લેલાય ॥ ૧ ॥
દીલમાં વીચારોરે સરવે દામની, ભામની ભરમ કરમ ભેવાર
અરથ ન સીજેરે આપ ઓળખ્યા વિના, કહે છે એમ નિગમ નેતી પોકાર ૨॥
કલપના મુકોરે સરવે કામની, એક કહું છું અરથ અનુપ.
સદગુર શબ્દે રે ગ્રહો સદ ગામની, સહેજ સુન નિરખો સત્ય સ્વરૂપ ॥ ૩ ॥
આવરણ મટતાંરે આતમા ભાશસે, મન ગળે મોહનો થાશે નાશ
આરત ભાગેરે આનંદ પામશો, પ્રગટે પુરણ બ્રહ્મ પ્રકાશ ॥ ૪ ॥
પારખ આવેરે પ્રપંચ છુટશે, છુટે દેખશો ઘટઘટ માંય
રવિદાસ ઓધવ રે કહે શ્રી કૃષ્ણજી, આદિ અંત્યે મધ્યે તે અજાગા નાથ

———:—:———

વળી વીશેકેરે ઓધવ વદે, હૃદયે આણી મન આનંદ
સાન કહું છું રે સરવે સુંદરી, છુટે મોહ માયાનો ફંદ ॥ ટેક ॥
જાડ પણામાં રે બહુ ભુલાં પડયાં, થડવિના વળગો છો જઈ ચુલ
ભૃદરજીનારે ભેદ જાણ્યા વિના, માલમ નથી થયું આતમ નિજ મુળ ॥ ૧ ॥
કહું છું દાખીરે દુઃખાશો નહી, શબ્દ તપાસી કહું છું સત્ય
સખીગો તમને રે સદગુરૂ નથી મલ્યા, મોહમાંહી મુઝાણીછે મત ॥ ૨ ॥
એળે દીન વિત્યારે આળ પંપાળમાં, રમતે રંગે અરસ સુરંગ
જુગતે જાણીનેરે પ્રભુજીને પુછીએ, વ્યાપે નહિ તેથી વાસના લીંગ ॥ ૩ ॥
હરિવીના ઠામરે કોઈ ઠાલો નહિ, કામનીને વશ હાલ હજુર
રવિદાસ ઓધવરે કહું સીધાંતમાં, ઘટ ઘટ નાથ નિરંજન નુર ॥ ૪ ॥

———:—:———

ઓધવ બોલ્યા રે અબળા સાભળો, દેહનો તો જુદો જાણો રંગ
અહંભાવે કરી રે જુગ સહુ આથડે, દેહને દાવે વળગ્યું વ્યંગ ॥ ટેક ॥
દેહ તો વિકારીરે વળી વીખે ભરી, અમૃત સરખું અન્ન જે પાય
નિશાને વીનેરે વાસર પ્રગટે, તેહનું તો નિશ્ચે નરકજ થાય ॥ ૧ ॥
સ્થાવર જંગમરે માંહી સહુ કામનું, સરવેને હરિ દે વિશ્રામ
કામ ન આવેરે ગંધ દેહનું, માનુની મીથ્યા રૂપને નામ ॥ ૨ ॥
એવી દેહનેરે સાચકરી લેખવે, એમ કહે અમ સરખુ નહિ કોય
માને બોલાવેરે હરદે બહુ હુલસે, ઉપમાને મોહ્ મરડી હોય ॥ ૩ ॥
માનને મુકીરે ધીરજ મન ધારીયે, ત્યારે જાય દેહના સમુળા ભાવ
આપું વિસારીરે અજ્ઞાન પરહરો, તમારા તનમા તત્વ સમાય ॥ ૪ ॥
કલપના મુકોરે શ્રીકૃષ્ણને ભજો, ઘટઘટ પ્રગટ છે અવિનાશ
રવિદાસ ઓધવરે કહે આપા મધ્યે, પરશોતમ છે પુરણ પ્રકાશ ॥ ૫ ॥

———:—:———

કૃષ્ણને કહેજોરે ઓધવ એટલું, તમને ભજે છે તમારા દાસ
તે નીજ જનનેરે તમો હરી રાખજો, જેનું મન તમારા ચરણને પાસ ॥ ૧ ॥
ભલામણ દેજોરે સઉ વ્રજનારની, નિશ્ચે ભજીએ તમારૂં નામ
બીજું કાંઇરે અમને ભાવે નહિ, હરિવર હેતે કીજે કામ ॥ ૨ ॥
એક વાર વેલારે હરિ અહીં આવજો, અમ પર મેરમ કરજો મેર
સ્વામિ રવિદાસને જઈ કહેજો એટલું, અહીં તો થઇ છે લીલા લહેર ॥૩॥

———:—:———

અસ્રીનો સંગીરે તે તો સ્વારથી, તેને દલ દીધે ઉપજે દોષ
કાંઈક ઊપજાવેરે મનને કામના, એતો વસની વાત ફરોસ ॥ ટેક ॥
કામની નંદરે કામી મગલો, તેને શબ્દે પડીયો પાસ
હેત દેખાડીરે જીવને હેળવે, પછી નાખે નર્ક નિવાસ ॥ ૧ ॥
ઊંડીને આશેરે અસ્રી ધન કામીની, એતો કાળા મન નહિ ઠીક
વળગેને ડુબેરે કલ્પે બહુ કામીગો, હાંરે એતો એતનો પુજનીક ॥ ૨ ॥
હરિની માયારે હરિને અર્પણ કરો, જેને હરિ નામની છે આશ
એવાની સંગેરે પરમ પદ પામીયે, એમ કહે ભાણ ચરણ રવિદાસ ॥ ૩ ॥

દેખ દેખ દેખ દેખ નાથ તેરે નેનમેં,
માયાકે મદમાં મુરખ જોનત નાહી ઘેનમેં ॥ ટેક ॥
ચંદ્ર સુર એક કીનો, ઉલટ સુલટાઈ દીનો
મહા ચેતન ચીન્હો સમજ દેખ સેનમેં ॥ ૧ ॥
તેજકાનો નાહી પાર, ઉલટ ચલે મકરી તાર
ઘડર હે નિરાધાર, નહિ દીન રેનમે. ॥ ૨ ॥
સુરતાતો પોતી સુન, લગી રહી ઊનમુન
સેજે ઉઠત ધુન, અમોલ બોલ બેનમેં ॥ ૩ ॥
વાસના તો ગઇ વીલાય, બ્રહ્મ અગ્નિમે દઈ જલાય
રવિદાસ રહે સમાય, કહ્યો ન જાઈ કેનમેં ॥ ૪ ॥

———.—:———

અવનિશ ભજન વિના, લક્ષ તે કેમ લહે, ભક્તિ કર્મ તે કેમ આવે
ખેલ ખેડો રમે, સૌ સભાને ગમે, સુઠ છુટે તમ રમત ફાવે । ટેક ॥
જ્ઞાનમાં મન ગળે, રોગ બીજા ટળે, ટેક મેલી નવ ટાક ચાલે
ધ્યાન ધીરજ ધરે, કલ્પના નવ કરે, સર્વ સસારમાં નાથ ભાળે ॥ ૧ ॥
બુદ્ધીએ બોધીએ, શબ્દને શોધીયે, મેલીયે વીરોધ વીકાર બીજા
પલકમાં ખલક આ જગત જાતો ગણ્યો, નામ ઉપાશીતે નામે રીઝયા ॥ ૨ ॥
સમ દ્રષ્ટી કરે પ્રપંચને પરહરે, શબ્દ સાચા વલી શબ્દ કેરા,
અજર જ્યારે જરે, અનીનાશને ઉચરે, તારે ધાટના મેલવા સર્વે ધેરા ॥ ૩ ॥
હું તું જ્યારે ટળે, શીશ દઈ ગુરૂને મળે, દાસ થઇને રહે દીન ભાખે
કહે રવિદાસજી નામ નિશ્ચે ગ્રહે, થઇ રહ્યા આધીનને આપું નાખી ॥ ૪ ॥

———.—:———

શરીર સોધ્યા વિના સાર પ્રગટે નહી, પદનો પાર નાવે પોથે
તાંદુળ છોડીને કુસને વળગીયો, ભુખ નહિ ભાગે ઠાલે થોથે ॥ ૧ ॥
રસના સ્વાદમા રસણે ગળીઓ, વિના ગુર જ્ઞાન રહ્યો પાચ ગુંથે
વાક્ય વિલાસમાં વિવિધ વાણી વદે, પરહરી કેળને વળગ્યો બોથે ॥ ૨ ॥

શબ્દ સંચા ઘણા, સકળ વિદ્યા ભણ્યા, અધ્યાત્મ ઊચરે આવી ઓથે
પ્રપંચ પંડમેં રહ્યા અહંકાર એક નગયા, એમોઘ જુગ વહી
ગયા એમ રોતે ॥ ૩ ॥
શાસ્ત્ર કીધા કંઠે તોયે રજનીમાં આથડે, અંધ ન સંચરે શેર સુધે
કહે રવિદાસ મુઝાઇસ જુજવે મતે, રવિ રજની નથી પદ ચોથે ॥ ૪ ॥

——:—:——

સુણોને સ સારીરે સ તજન કહે શાસ્ત્ર પોકારી ॥ ટેક ॥
મનુશા દેહ તે જનમ ઉતમ, દેવને દુર્લભ જેહ
ગુરુ ગોવીંદ ભજીએ, સંતને રજીએ સત શીખામણુ એહ ॥ ૧ ॥
પાપનો નહિં પાર જીવને, સુખ માંડીશું કહું
પ્રાશ્ચિત તો મન વચ કર્મે, કરે કર્મ મળીને સહુ ॥ ૨ ॥
શોધ ન કરી હરિ નામ ન સાધ્યું આજુગમાં અવતરી
હરિભજનમેં કરે હરકત, ભટકે તે બહુ ભરમે કરી ॥ ૩ ॥
લબાડ લાલચી લોભી લંપટ, તેની સંગત તજીએ
સત સંગ અનજે ભક્તિ હરિની, સદગુરૂ પાસે માગીએ ॥ ૪ ॥
ચરણુવંદ શરણુ રાખે. કહી શું મુખથી કથી
ઓથ બીજી ન મળે ભાઇ; પુરાણુ સર્વ જોયા મથી ॥ ૫ ॥
સગા તારા સાળ સબળ, મધ્યમ દુઃખ દેશે બહુ
જાવાનું દેહ આજ જાણે, રવિ એક નામ રહે હેર હું ॥ ૬ ॥

——:—:——

જીવ અંજાનીરે ભજી લેને શ્રેષ્ટ સારંગ પાણી ॥ ટેક ॥
માત પીતા સુત ભારજા ભગીની, કુટુંબ પરિવાર
તે નરકમાં લઇ જાય અંતે, ભક્તિ વિના નિરધાર ॥ ૧ ॥
માયાનું મંડાણ સઘળે જગતમેં જોયું બધે
લતાડે સઠ નામ લેતાં, વાકેફ થઈ વાતે વધે ॥ ૨ ॥
મીઠીરે બોલે મુખથી, એ મરચ માયા કેરડા
નાને રૂપે નેહ ધરીને, અનીત કીધા શેરડા ॥ ૩ ॥

મોહ જાળ માયા કેરડા, ત્યાં પ્રાણીયા આવી પડયા
જાવાન પામે જીવતા, અંધ કુપમાં આવી ચડયા, ॥ ૪ ॥
નાચે નચાડે એજ માયા, ભક્તિતો ભુલીગયા
સાધુ જનની સેવા ન કરી, સંસાર કેરાં દુઃખ સહ્યા ॥ ૫ ॥
ભોળવીયું સૌ શ્રમ માંહી, ભેદ કોઈ ભેદી લહે
તે રમત માયા રાખે, વલી દેખાડીને દુઃખ દીયે ॥ ૬ ॥
શરમ રાખે શરમ ન રહે, શીશ ઉતારીને રમો
રવિદાસ સત ભાણુ ચરણે, મન અર્પી સંતને નમો ॥ ૭ ॥

———:—:———

જીવ લબાડીરે સુણજે સદગુરૂ કહે છે નાડી ॥ ટેક ॥
તું જોજે તપાસી તનમાંહી, તારૂં ના મળે કોઈરે
સંત કેરી સંગત કરીને, જુગત કરીને જોયરે ॥ ૧ ॥
સગપણ માંહી સજો પડશે, અંતની વેળાએ અડવડે
ધીરજ ટાળી મેલાવે ધારણ, અનરથી આડા પડે ॥ ૨ ॥
મોહની રૂપે મન હરવા, સુભગ બોલે સુંદરી
મુખમાંજી આંખ આંજી, મુકાવે મનથી હરિ ॥ ૩ ॥
પ્રપંચ કેરા પેચ એવા, વારે વારે શું કહું
અંજનમેં અથડાયા અહંમખ, તેણે જોયું નહિ ઘર આપનું ॥ ૪ ॥
ભાઇ જોમાં માયા કેરડા, એમ છેલ થઈ છકયા લવે
મરણનો ભે ગણે નાહી, અને રદેર ઘણુ રવ રવે ॥ ૫ ॥
માયાના મોહમે રમે, મરકટ સરખા માનવી
છીલર નદીમાં હરે ફરે, તે શીદ જાણે જાહનવી ॥ ૬ ॥
મુળ માયાના કેરડાને કોણે કાઢયા નવ જાયરે
રવિદાસ સત ભાણુ ચરણે, મેટ ભેટે હરિ પાયરે ॥ ૭ ॥

———:—:———

સમેને સંભાળરે, મુસ્તક ઉભો કાળ ॥ ટેક ॥
તે દુત તમને નડશે અંતે, તે રાત દીવસ નવ ગણે
ચાલવુ પડશે ચેતજો, બહુ મારશે માર તણે ॥ ૧ ॥

સગાછે સંસારના તે, સાથે કોઇ આવે નહિ
એકલા અડવડતા જાગે, સુણુ વાત માંડીને કહી ॥ ૨ ॥
અકલ હોઈ તો આ અવસરેતુ, ભજશે ભગવંતનેરે
ભક્તિ ભાવે કરી દંડવત, એવે સાચા અંતનેરે ॥ ૩ ॥
સાચ બોલે સહુ દુઃખ માને, ચતુર મુરખ કરે
અંતની વેળામે વીકલ સાથી, નરબે કહુ છુ નિશ કરે ॥ ૪ ॥
માત પીતા એક માસ ઝુરે, બાહે બેલ બે દીન રડે
દસ દીન દીકરો દીકરી, પછી હેડ હઈ નવ ચડે ॥ ૫ ॥
બાંધવ તો બેચાર દહાડા, રોઈ ને મન વાળશે
ભાભી કહેશે ભાર ભાગ્યો, સોને સ ભળાવશે ॥ ૬ ॥
નારી દીન બાર ઝુરે, પછે સુધ બીજી કરે
રવિદાસ કહે સત ભાણુ ચરણે, નામ નિશ્ચે ભજે તે તરે ॥ ૭ ॥

———:—:———

નામ નિશ્ચે ભજે તે તર સુણુને વેપારીરે
કહું છું સુણજો ચીત ધારીર ॥ ટેક ॥
સાંભળો કહું છુ શબ્દ સાચો, જોગવર જમની છડી
સગા સઉ રાશે મલીને, રાખી ન શકે આડા પડી ॥ ૧ ॥
કયા દાટયું કયાં મેલ્યું, કહો કયાં મુકયો છે દામરે
સઉને પડી આપ આપની, મુખે કહે કે વરાવે રામ રામરે ॥ ૨ ॥
બેન ભાઈ ભાણેજ બેઠા, કોણ પુરશે હામરે
વાત કહે વગ વગતણી કોણુ મુખે ન ભાખે રામરે ॥ ૩ ॥
વીચારે વેવાર વજનો, ધ ધો કરવા દોડશે
સ ભારસે નહી સુપન માંહી, તન જાતે તાંનો તોડશે ॥ ૪ ॥
વેવાઇ વાતો સાંભળીને પડયા મન વીચારશેરે
કાંઈ કરી આ વેળાએ આવવું, તે રાખવો સ સારરે ॥ ૫ ॥
લોક લાખ વાતુ કહેરે, કોઇ ભલો કહે કોઈ ભુંડારે
જેવું કીધુ પ્રાણીએરે ભાઈ, તેવું દુઃખ અર સુખ સહેરે ॥ ૬ ॥
ઘોરી ધરમને પાપમે તે સાથના સાથ ફરે
રવિદાસ કહે ગુરૂ ગોવિંદ ભજભાઈ, ભવસાગર સેહેજે તરે ॥ ૭ ॥

———:—:———

સંતો સદા સુખદાઈ રે, સંશય શોક મીટાવે
પલમાં ત્રીવીધ તાપ નસાવરે ॥ સંશય ॥ ટેક ॥
દીપકમેં દીપકસે પ્રગટયા, અખંડ જ્યોત જગાઇ રે
અરસ પરસ મીલ તીમીર મીટાયા, આનંદ ઊર ન સમાય રે ॥ ૧ ॥
ખીર નીરકા કરત નીવેડા, અગમ નીગમ ઊનમાના રે
શબ્દ ઉચ્ચાર જ્ઞાન ગુણ ગાયા, અમૃત રસ ત્રયસાનારે ॥ ૨ ॥
લોહ પારસસે હોત હે કંચન, જાનત હે સબ કોઈરે
ભમરી ચટકે કીટ હોઈ ભમરી, સંગતકા ફલ મોઈરે ॥ ૩ ॥
સમરણ ભજન રામકી વાણી, ઓર વચન નહી બોલેરે
રવિદાસ કોઈ સંતકુ સેવો તો, હુવા રામકે તોલેરે ॥ ૪ ॥

———:—:———

સંતો લોકાચાર જુગ ફેલ્યા, સ્વારથ અધીક પરમારથ નાહી
હરીજનકુ કહે ઘેલારે, ॥ સંતો ॥ ટેક ॥
લોક લાજરે જમકી ફાંસી, તીન લોકમેં ધાઈરે
રામ પોકાર ભાગજો નીકસા, તાકે નિકટ ન ભાઈરે ॥ ૧ ॥
આ ફાસી જુગજુગ ચલ આઈ, સબ કોઈ માંહી બંધાયાર
આપા છોડ મીલ રહે પ્યારા, સો હરી શરણે આયા રે ॥ ૨ ॥
કુલકા મારગ માન બડાઇ, લોક લાજ નહી છુટેરે
ભક્તિ કરત લજા બહુ આવત, પકડ પકડ જમ લુટે રે ॥ ૩ ॥
જમકે હાથ ફાંસી અતી મોટી, પીણપાણી શીર મુંડેરે
રવિદાસ સદગુરૂ કૃપાવિન, ભવસાગરમે બુડેરે ॥ ૪ ॥

———:—:———

સંતો નિરગુણ નામ નિયારા, નામ નાવ ભવસાગર માહી
તારણ તરણ સંસારારે ॥ સંતો ॥ ટેક ॥
નામ ધ્વજા ફરે રાતદીન, સુરતી શબ્દ લપટાઇરે
સ્વાસો સ્વાસ સુનત નિત અનહદ, પલકહુ વિસરી ન જાઇરે ॥ ૧ ॥
લક્ષ ચોર્યાંશી ચાર ખાનમે. ઉઠત શબ્દ વિચારારે
કોઈ બુઝે કોઈ બુઝત નાહી, અવિગત ખેલ અપારારે ॥ ૨ ॥

તીન લોક નવ ખંડ બ્રહ્માંડમાં, નામ અનામતે જાગનજે
હે ન્યારા પણ માંહી બોલે, સંતને સુખ સાજેરે ॥ ૩ ॥
નિરગુણ નામ સંત ગુણધારી, કર્મ કથનીમે ન્યારારે
દુનીયા સબ ધોખે ભરમાઈ, ભુલવણી નીરધારારે ॥ ૪ ॥
શીરગુણ સંત નામ હે નિરગુણ, નિરગુણ સિરગુણ માંહીરે
રવિદાસ સદગુરૂ સબકા સાક્ષી, નામ રૂપ ગુણ ત્યાહીરે ॥ ૫ ॥

———:—:———

મનરે સાચી રામ સગાઈ, જે કોઈ શરણ આવે સદગુરૂકી
જુગ જુગ રામ સહાયરે ॥ મનરે ॥ ટેક ॥
રામ સગાઇ હે સબ સાચી, વેદ પુરણ સબ સાખીરે
ભરી સભામે ચીર બઢાયે, દ્રુપતિકી પત રાખીરે ॥ ૧ ॥
જ્યાં જ્યાં ભીડ પડે સંતનકું, તહાં તહાં ઉઠી ધાયારે
હરણ કશીપુકો ઉદર વીદાર્યો, જન પ્રેહલાદ સુખ પાયારે ॥ ૨ ॥
શોરી ભક્તિ બહોત કરી માનિ, એસા કૃપા નિધાનારે
દાસ ધ્રુવકું અચલ પદવી દીયાહે, અભય વરદાનારે ॥ ૩ ॥
સત યુગ ત્રેતા દ્વાપર કલજુગ, બીરદ રામકા સાચારે
નામકું છાંડ ઓર કછુ કીજે, કરતવ સબહી કાચારે ॥ ૪ ॥
ઓર અનેક સંત ભયે આગે, નાંમ નાવ જાય તારારે
રવિદાસ સદગુરૂકે ચરણે, માન્યા મન હમારારે ॥ ૫ ॥

———:—:———

એસા પદ સદગુરૂસે પાયા, વેદે ન જાય સો ઉચાર્યા
સારદ શેશ મહેશ થકે સબ, એસા અલેખ અપારા ॥ ટેક ॥
રાખુ ન જ્ઞાન ન ચાલું અજ્ઞાના, પંડ બ્રહ્માંડસે ન્યારા
પાંચ પચીસકુ ઠોર લગાઇ, અગમહી ઘર ઝણુકારા ॥ ૧ ॥
દશ ભી સોહું ચોદભી સોહું, સોહું સહસ્ત્ર અઠયાસી
સોહું તેત્રીસ કરોડમે વ્યાપક, સોહું વીરલા વાસી ॥ ૨ ॥
છઠા પદ સકલમે શોભીત, સદગુરૂ સતસે પાવે
જીવન મુક્ત હોઈ સો રહી, સો નહિ આવે જાવે ॥ ૩ ॥

શુક્ષ્મ પદ કોઈ વીરલા જાને, સેજે રહે અડોલે
લક્ષમે જાઈ અલક્ષમે સમાઈ, નહિ મુની નહી બોલે ॥ ૪ ॥
રામ કૃષ્ણ કપીલ અવતારી, સમજી સબે નિજતારા
પ્રકૃતિ પુરૂષકે પારહી ખેલે, નિગમ અગમસે ન્યારા ॥ ૫ ॥
નિજ પદમે જે કોઇ સમાયા, છોડી સકળ ઉપાધી
જોગી નહિ ભોગી નહી રવિદાસા, સાધન નાહિ સમાધી ॥ ૬ ॥

———.—.———

રસ રમણની રીત વસંત રત, નિત્ય રમે સત્સવરૂપા
સદગુરૂની સેન કોઈક સંત ખેલે, જહાં નહિ છાય ન ધુપા ॥ ટેક ॥
તાલ પખાજ વેણા જંત્ર વાગે, અનહદ શબ્દ અપારા
પાંચ સખી મીલી પીયુને વધાવે, અદ્વૈત તેજ અંબારા ॥ ૧ ॥
તીમીર ગયોરે તત્વ દરસતા અનુભવ સુર ઉદ્યોત
સાધન સાધ સમ્યું સહુ સંકલ્પ, પ્રગટયા પરબ્રહ્મ જોત ॥ ૨ ॥
સંભવ મગીઓ પીયુજી નીરંતર, સુરતી વસંત નીત ખેલે
રવિદાસ પીંડ બ્રહ્માંડ રહીત પદ, પહોંચ્યા પાર સંત પેલે ॥ ૩ ॥

———.—.———

ચાલો સંતો વસંત વધાવા, સદગુરૂકે ઘર જઈએ
સુરત સખી ચિત સર પર કલસા, મનકા મહોર ચઢાઈએ ॥ ટેક ॥
પ્રેમ પીચકારી હરી રંગસુ ભરીએ, નિરતી સેડ ચલાઇએ
ત્રીકુટી સંગમમે તકીતકી છીરકે, નીજ રૂપમે મન લાઇએ ॥ ૧ ॥
જ્ઞાન ગુલાલ અમીર અજપા, અનહદ તાલ બજાઇએ
સત સાહેબકે ચરણ કમલમે, આતમ પુષ્પ ચઢાઈએ ॥ ૨ ॥
ધ્યાન ધજા દેવલપર ફરકે, છંદ્રી દમન દંડ સુહાઇએ
સદા વસંત વસત ઊન ઘરમે, ઉલટતો રંગ સમાઇએ ॥ ૩ ॥
બંધી છોડ બંધનસે ખોલે, જીવ મટે શીવ થાએ
રવિદાસ ઘટપગ સદગુરૂ રહે, ફગુવા દરસન પાયે ॥ ૪ ॥

———:—:———

બ્રહ્માનંદ સ્વરૂપ નંદ જે, ભજનાનંદ મન માણે
આદ મધ અંત આતમ ચેતન, તાબીન કહુવે ન જાણે ॥ ટેક ॥
રાગ દ્વેશ છુટગો વા જનકો, સમજી સમાયા ટાણે
કોઈ નંદે કોઈ વંદે જગતમેં, હરિજન હરદે ન આણે ॥ ૧ ॥
તન મન ધનકુ જુઠા જાણું, દીલ ઠરીયું ઠેકાણે
સદગુરૂ કેરી સાને સમજ્યા, ફેર નહીરે ભવ ખાણે ॥ ૨ ॥
રાવદાસ સુખી સબ અંગે, સોહું તાણે વાણે
ભાણ પ્રતાપે સુઝા બુઝા, નુગરા વાદ વખાણે ॥ ૩ ॥

——:—:——

પ્રથમ વસંત પંચમી સુદા, ખેલ રહયો માહી ભારી
બીન કરતાળ પખાવજ બાજે, દેખત સુધ વીસારી ॥ ટેક ॥
રક્ત ન પીત શ્યામ નહિ ઉજવળ, લીલન અનંત તમાસા
રૂપ કહ્યામેં નાવે હરિકો, પુરણ બ્રહ્મ પ્રકાશા ॥ ૧ ॥
પાંચ પચીસ મલી પુષ્પ લઈ, વધાવ્યા નિજ ત ત
ઉલટ સુલટ કમલ નિજ ફુલ્યાં, દીલ અંદર દર્શન્ત ॥ ૨ ॥
સ્થુલ સુક્ષ્મ કારણના કરતા, મહા કારણ નિજ ધામ
ઉલટ ગુલાંટ સુરતી ત્યાં પહોંચી, જીહાં અવીનાશી રામ ॥ ૩ ॥
હું નહિં તું નહિં તે નહિં સંભવ, ઉડયા જ્ઞાન ગુલાલ
જ્ઞાન મગન રસ મચ્યો એકરસ, અનભે અદ્વૈત માલ ॥ ૪ ॥
સુખ દુઃખરહિત શોભા માંહી સુંદર અખંડ અક્ષરાતીત
રવિદાસ વસંત સંત ખેલે, જહાંનહિ દ્વૈતાદ્વૈત ॥ ૫ ॥

——:—:——

રરંકાર પતિ ઓર સુરતી સોહાગણ, અરસ પરસ ખેલે હોરી હો
શીલ શ્રંગાર નેહ અતિ નોતમ, ખેલત નવલ કીશોરી હો ॥ ટેક ॥
પંચ રંગ બીચ ગુલાલ ઉડાયો, ત્રીગુણ કેશર ઘોરી હો
અરથ અબીલ સાચ કરી સોધો, ભક્ત પ્રેમ પીચકારી હો ॥ ૧ ॥

વર અવીગત નિશ્ચય અવીનાશી, ખેલત પીયુંસે પ્યારી હો
અનહદ નાદ બેન ધુન ઊઠત, ગગના ગરજત ભારી હો ॥ ૨ ॥
ફાગન ફાગ ખેલત ભયો ભાવ, વરસત અમૃત વારી હો
ભીંજત સુરત ગરક ભઈ સુખમન, નીરખત રૂપ મોરારી હો ॥ ૩ ॥
સુફલ જનમ ભયો નાગરીકા, લાગ્યો રંગ કટારી હો
કહે રવિરામ ગુરૂ ફગવા બક્ષા, પુરી આશ હમારી હો ॥ ૪ ॥

———:—:———

કોઈ મીલે સંત ઉનકે દેશકા, વાકું પુછું શબ્દ નિજ રહસ્યકા ॥ ટેક ॥
સંત મરાલહે ધીરવાન, તોય છોડ કરે પય પાન
મુક્તા ફલકા કરત અહાર, રહેન અહેનકા સહેજ ઠાર ॥ ૧ ॥
પૃથ્વિ અંબુ તેજ પવન આકાશ, કાયા કહા વસત વાસ
ન્યારે ન્યારે બતાવું ઠોર, મેં પુછતહું કરદેઉ જોડ ॥ ૨ ॥
મન પવનકા ઠામ ઠાએ, અંદર સુરજ કહાં બસત આયે
દોઉ મીલ કહાં હોત એક, મોહી કીપા કરી કહો વિધ વિવેક ॥ ૩ ॥
કહાંહે બુંદને કહાં હે નાદ, કહાંહે અંત ને કહાં હે આદ
મધ કહાં કહાં વસ હોય, મહેરબાન બુઝાવે મોય ॥ ૪ ॥
નાદ બુંદકા સાક્ષી કોન, કહાં વસે શબ્દ કહાં હે સુન
કહાં બાજત અનહદ તુર, કહાં મલકત હે અખંડ નુર ॥ ૫ ॥
નુર તુર જહાં નહિ સુન, સો બોલત હે કે રહત મુન્ય
રવિદાસ સોઈ સત નામ, પંડ બ્રહ્માંડસે રહીત રામ ॥ ૬ ॥

———:—:———

એસો અખંડ વસંત રમે સંત સુજાણ, સુખી વિવેક વેરાગ જાન ॥ટેક॥
ધર્મ શીલ બેર અભંગા, મગન રહે નિત હરિ સો રંગ
વીવેક આગળ શોભો સોય, એસબા સમોવડ નહી કોઈ ॥ ૧ ॥
પ્રમ પ્રથમ સત સંતોશ, રમતા ખરખન વ્યાપે શોષ
પાંચ પચીસમાનાઈ હાર, પકડી મન લીયો હે માર ॥ ૨ ॥
મોહ રાજા ઓર કપટ કુર, સેના સહીત નીકારે દુર
ગુરૂ શબ્દકા ગઢ ચો ફેર, આવમ ન પાવે અહંનેર ॥ ૩ ॥

સુખડા આપ્યા તેવા દુખડા થઇ પડયા
વસીલટ વીસરતા નહિ લગાર જો
નાનાથી મોટા હરી આંહી થયા
હવે પામ્યા છે રાજ અંગીકાર જો ॥ ૩ ॥
ઘર ઘરના ગોરસ ખાતા ને ખવરાવતા
એને ચોર્યાનો બહુ અભ્યાસ જો
અમે આહીરડા એરાજા છત્ર પતિ
ભાગુ પ્રતાપે બોલ્યા સત રવિદાસ જો ॥ ૪ ॥

———:—:———

ઓધવજી એક ગહરા કહું સ્વરૂપની
નિજ મ દાવન વાસીક છે ગોવીદ જો
નિજ ભક્તિ રાધા ગૌનોક્ષી આ ગોપીગો
કનિષ્ટ મધ્યમ ઊત્તમ ગો આન દ કદ જન ॥ ૨૬ ॥
ન દ જસોદા હરી ગોપ ગોવાળીયા
નવે ન દ સ રકારી હરીના દામ જન
અષ્ટ સખા શ્રી દામા સહિત શાગાભાની
મેવામા રહે નિત હરીની પાસ જન ॥ ૨ ॥
સુર શશા બુધ વ્યાપક નાતન સર્વંગા
પુરૂશોતમ થાનક છે તે પાર જો
સખા સખી નિસ પીયુજીશું રંગે રમે
સાધન નો સા છાટો નહી લગાર જો । = ૨
ચતુર વેદ કેરી ઋચા સઉ સુ દરી
સુસમ વેદતે શામજી કેરૂ અ ગજો
સ્યામના નેણામાથી પ્રગટી રાધીકા
માણે સ્વ સ્વરૂપ નિરખે હરિનું [illegible]
ચ દા વળી સહીત બોલી ગોપીઓ
ઓક અચંબો દીઠો ઓધવ [illegible]
દુર્વાસાએ કાઢ્યું જમના [illegible]
આવી બેઠા એરીના [illegible]

શ્રીરંગ કહે જાઓ સરવે સુંદરી
ભાત સમારી લઈને સરવે સાજ જો
સોળ સહસ્ત્ર શત અષ્ટ સોહામણી
નહી જાઓ ભુખ્યા રહે છે આજ જો ॥ ૫ ॥
જમનાપુર આવ્યા છે બેઉ કાંઠડે
બીકણુ અમે અબળા વ્રજની નાર જો
હરિ કહે કેજો જમના જાઈ કરી
માગ દીધે શ્રીકૃષ્ણ હોય બ્રહ્મચારી જો ॥ ૬ ॥
અમે અસન રાધા સાને સમજ્યા
રાધે રાધેવરનુ એજ મન જો
માગ દીધો જમનાજીએ પ્રસન્ન થઈ
સંદેહ ભાંગ્યો ૠશીજીએ કર્યું ભોજન જો ॥ ૭ ॥
શીતળ થઇ ને સૌ ઉભા રહ્યા
દર્શન પામ્યાં ધન્ય હમારા ભાગ્ય જો
અપવાસી કહેજોરે અમે જઇને કહ્યું
સકળ પોંત્યા જમનાજીએ દીધો માગ જો ॥ ૮ ॥
થઇ વાત કહી સરવે નંદલાલને
ટાળી દીધી બીકમે કરી હાસ જો
અનેક લીલા કરી અમમાં રંગે રમ્યા
ભાણુ પ્રસાદે બોલ્યા સત રવિદાસ જો ॥ ૯ ॥

———:—:———

ઓધવજી એક વાત કહું નીજ પ્રેમની
નીમી ન લહે હરજીનો લવલેશ જો
પ્રેમને પ્રીતેરે પ્રભુ મારી પાસ છે
દોહ્યલા હોઈ તો બદલે દેહીના વેશ જો ॥ ટેક ॥
ઓધવજી તમે સ્નેહી છો સ્યામના
પાસે રહે તેને ન લાગે રંગ પાસ જો
કસ્તુરી વસે નાભી મૃગને,
છે માંહી પણ સુંઘે જઈ ને ઘાસ જો ॥ ૧ ॥

આદ્ય શક્તિ ઊમા સીતા ચીદ રૂપની
બ્રહ્મા વિષ્ણુ તણી હમારી માત જો
અખીલ ભુવન તણા રામ સત ઇશ છે
ભામીની ભીતર ત્યે આણુતી ભ્રાત જો ॥ ૧ ॥
એક સમે મહા મહાલે સીતા નામજી
જોડી જુગતે બીરાજ્યા છે એકાંત જો
ધામ છોડીને દેવને કાજે આવીયા
કારજ કરવું એમ કહે ભગવંત જો ॥ ૨ ॥
ઓચીંતા પધાર્યા નારદ તે સમે
મુખ પ્રફુલીત કોમળતા બહુ કાંત જો
આસન આપ્યાં પુરણ પ્રીત કરી
ચરણામૃત લીધા જાણી સંત જો ॥ ૩ ॥
વીનંતી કરીને રઘુવીર ઓચર્યા
આજ હમારા ભાગ્ય તણો નહિ પાર જો
પુરાણ અષ્ટાદશ નિગમ એમ કહે
સંત અચાહે ન જાય નજ હાર જો ॥ ૪ ॥
દીન બંધુના દેખો ઊમા દીનતા
એક રામ પર અનંત અનંત બ્રહ્માંડ જો
એક પલકમાં ચૌદ લોક પ્રગટ કર્યા
ત્રણ લોક અરૂ કટાક્ષ ધડમે પીંડ જો ॥ ૫ ॥
નારદ બોલ્યા રામ નિરંજન નામ છે
નિરાકારી નિરવાણી નિરધાર જો
સંત દેવ તે જગને કારજ અવતર્યા
દીનતા દાખી સાધુ ઉપર બહુ પ્યાર જો ॥ ૬ ॥
ઘણા દીવસથી ઇચ્છા દરશનની હતી
દીનતા આણી આજે કહું વચન જો
દેવને રાવણ દાનવે બહુ સંતાપીયા
બંધી છોડ છોડવો બહુ બંધ જો ॥ ૭ ॥
વચન સુણીને રઘુવીર ઓચર્યા
હજી નગી દેવને દાનવના છે ત્રાસ જો
કેજો થોડા દિવસે બંધન છુટશે
ભાણુ પ્રતાપે બોલ્યા સંત રવિદાસ જો ॥ ૮ ॥

શુન્ય એ કાલકી જ્યોત છોડી હુંસા
અમર ઘર આવીયા આપ સમાવે
કહે રવિદાસ સતપુરૂષ વિતરેક પદ
મનકી સુરત લે ઉંહાં સમાવે

———:—:———

હાલ ફકીર હમ ફીરે ત્રીલોકમાં
દીયાકી અલફી પહેર આયા
શાંતકા ટોપ ગુરૂજ્ઞાનકી પાવડી
ખમીયા ખડગ લે ખુબ ખહાયા
કમંડલ રત ઓર દંડ હે જ્યોતકા
પઢે પ્રેમ અંક ગુરૂગમ ગાયા
સહેજકી શેલી ફંદ રહીત ફુલ માલહે
સ્વાસોસ્વાસ મનકા ફેરાયા
કીયા કોપીન દૃઢ મુલ બંધીયા
ધ્યાન અલેખકા અટલ લાયા
ફીરત દશ દ્વારમે સહજ ભીક્ષા કરૂં
ગગનકે મહેલ પર મઠ છાયા
બાજીયા નાદ જહાં વાદ મીટયા સબે
નિરખીયા સત એક રામ રાયા
કહે રવિરામ બ્રહ્મનુર દરિઆવમાં
ભયા ગરકસો બાહેર નાયા

———:—:———

## રવિસાહેબકૃત બારમાસી રાગકાફી

| | | |
|---|---|---|
| પ્રથમ વંદુ ચરણે નામીશીશ | સદગુરૂજી | |
| જગત ગુરૂછો ગુણમાયા નાઈશ | મારા ગુરૂજી | ॥ ૧ ॥ |
| ગુણ નિર્ગુણની મધ્યે તમારો વાસ | સદગુરૂજી | |
| સાક્ષી સર્વમાં વ્યાપક સહુમાં વાસ | મારા ગુરૂજી | ॥ ૨ ॥ |
| ક્ષર અક્ષરને અક્ષરાતીત અખંડરે | સદગુરૂજી | |
| સ્વરૂપછો રહીત પીંડ બ્રહ્માંડ | મારા ગુરૂજી | ॥ ૩ ॥ |

ક્ષરે માયા ક્ષર બ્રહ્મા કારરે　　　સદગુરુજી
અક્ષરાતીત આનંદ રૂપ અપાર　　　મારા ગુરુજી　　॥ ૪ ॥
આનંદ તમારો માણે વીરલા સંતરે　　　સદગુરૂજી
માયામાં લુબ્ધાણા અવેજંત　　　મારા ગુરૂજી　　॥ ૫ ॥
નામ તમારૂં લેતા નાશે સ્નેહરે　　　સદગુરૂજી
જેમ કારતક માસે થરથર કંપે દેહ　　　મારા ગુરૂજી　　॥ ૬ ॥
અગ્નિ થકી તે જાણે સર્વે જાડરે　　　સદગુરૂજી
તોય અદાડે તનમાં વ્યાપે તાડ　　　મારા ગુરૂજી　　॥ ૭ ॥
અગ્નિ સ્વરૂપી નામ તમારૂં સદારે　　　સદગુરૂજી
જન્મ મરણનો મટે સહું કંપારો　　　મારા ગુરૂજી　　॥ ૮ ॥
બળીયાવેરી બહુ કરે હેરાનરે　　　સદગુરૂજી
સમરણ કરતા વચમા તોડે તાન　　　મારા ગુરૂજી　　॥ ૯ ॥
ભજન કરતાં ભડકાવેછે ભારી રે　　　સદગુરૂજી
રવિદાસ કહે બેઠો હું ત્યા હારી　　　મારા ગુરૂજી　　॥ ૧૦ ॥
હું હાર્યોને કારજ સઘળું સીધ્યુરે　　　સદગુરૂજી
નાદ બુંદની ગાડે મનવશ કીધું　　　મારા ગુરૂજી　　॥ ૧૧ ॥

## માસ પહેલો પૂર્ણ

માઘ ત્રીવેણી નહાતા નાઠો રોગરે　　　સદગુરૂજી
એહલોક પરલોકના ભોગ　　　મારા ગુરૂજી　　॥ ૧૨ ॥
નિજાનંદશુ નિશ્ચે વાધ્યો રંગરે　　　સદગુરૂજી
પુર્વથકી પશ્ચીમ વાળી ગંગ　　　મારા ગુરૂજી　　॥ ૧૩ ॥
અમૃત વરસે વાજે અનહદ તુરરે　　　સદગુરૂજી
અખંડ જ્યોતી ઝલકે નીર્મળ નીર　　　મારા ગુરૂજી　　॥ ૧૪ ॥
વાસના છંડે કે ડી ગઇ આકાશરે　　　સદગુરૂજી
જીવ પણે ન રહી જીવ્યાની આશ　　　મારા ગુરૂજી　　॥ ૧૫ ॥
ખલક ન દીસે ખાલક ભરીયા દરિઆરે　　　સદગુરૂજી
બાહેરથી તર સાહેબ સુભર ભરીઆ　　　મારા ગુરૂજી　　॥ ૧૬ ॥
અણુછતો રવિદાસ અચવ્યું બોલેરે　　　સદગુરૂજી
ભીતર મળીયા સાતે બાહેર ડોલે　　　મારા ગુરૂજી　　॥ ૧૭ ॥

## માસ બીજો પુર્ણ

ભીતર નિરખ્યા ઊપન્યો છે નિવેદરે સદગુરૂજી
ભ્રાંતીભાંગી છુટગો વિધીનિશેધ મારા ગુરૂજી ॥ ૧૮ ॥
પોશે શોગે મોશે અન્ન ન ભાવેરે સદગુરૂજી
ઉભા થાતાં તન થર થર થઇ જાવે મારા ગુરૂજી ॥ ૧૯ ॥
વ્રેહેવેરાગે કાળજ કાપ્યું મારૂરે સદગુરૂજી
ઉલટ ઉર્મીનું બળ સર્વે સંધાયું મારા ગુરૂજી ॥ ૨૦ ॥
રોમરોમમાં ઉઠે રંરંકારરે સદગુરૂજી
આપેઆપ પ્રગટયા પ્રાણાધાર મારા ગુરૂજી ॥ ૨૧ ॥
બ્રહ્મ ભીંતર નિરખ્યા થાહ ન પાવેરે સદગુરૂજી
લુણ પુતળી જળથી બાહેર નાવે મારા ગુરૂજી ॥ ૨૨ ॥
મરમ લેતાં મટીયું દેહાભીમાનરે સદગુરૂજી
શુદ્ધ વિચારે હુવી સમાન મારા ગુરૂજી ॥ ૨૩ ॥
બ્રહ્મ એકલો રહેતે સઘળે પુર્ણરે સદગુરૂજી
બ્રહ્મ દશાએ દેહ દશા હું ભુલી મારા ગુરૂજી ॥ ૨૪ ॥
નામરૂપ ગુણ મીથ્યાછે રવિદાસરે સદગુરૂજી
સકળ આપમાં આપ રહે ઉદાસ મારા ગુરૂજી ॥ ૨૫ ॥

## માસ ત્રીજો પુર્ણ

મહાકાશે મહામુદ્રા ધારીરે સદગુરૂજી
ઉન્મુની મુદ્રા સાથે કીધી યારી મારા ગુરૂજી ॥ ૨૬ ॥
આઠ પહાર રહે બ્રહ્મ લક્ષ જોગીરે સદગુરૂજી
જેસે સહજાનંદ સમાંધીના સુખ ભોગી મારા ગુરૂજી ॥ ૨૭ ॥
તમ સંધ શે ધરે નિરંતર નેહરે સદગુરૂજી
વસ્તુગતે સંત વિરલા થયા વિદેહ મારા ગુરૂજી ॥ ૨૮ ॥
સુખમણાતીત વાજે શબ્દ રસાળરે સદગુરૂજી
આતમ અનુભવ માહી રહે હર હાલ મારા ગુરૂજી ॥ ૨૯ ॥
સારી ખલકમાં રામ રામ રસ પુરરે સદગુરૂજી
ફુર ધુમ ત્યાં મુખપર નુર મારા ગુરૂજી ॥ ૩૦ ॥

એહી તમને નિશ્ચે વર્યો નિરધારરે    સદ્દગુરૂજી
સદ્ ચિદાનંદ દ્રષ્ટિ બ્રહ્માકાર    મારા ગુરૂજી    ॥ ૩૧ ॥
બ્રહ્મ સનાતન માંહી ગરક ગુરૂજ્ઞાનીરે    સદ્દગુરૂજી
રવિદાસ નિરંતર સદા નિરવાણી    મારા ગુરૂજી    ॥ ૩૨ ॥

## માસ ચોથો પુર્ણ

ફાગણ તેમનો સર્વે પસાગરે    સદ્દગુરૂજી
આપે વિતરેક રહ્યા નિરંતર ન્યારો    મારા ગુરૂજી    ॥ ૩૩ ॥
અજેતી અજન્મા અભેખ અભેદરે    સદ્દગુરૂજી
સુરનર મુનીજન કરે દર્શનની ખેવ    મારા ગુરૂજી    ॥ ૩૪ ॥
નારદ શારદ વ્યાસ શુકજી સરખારે    સદ્દગુરૂજી
નજરે ન પડીઆ ઘણું મન હરખા    મારા ગુરૂજી    ॥ ૩૫ ॥
અષ્ટાંગ સાધી જોગ સુન સમાણારે    સદ્દગુરૂજી
ચાહી વૈકુંઠ ચત્રભુજ ચિત્ત આણું    મારા ગુરૂજી    ॥ ૩૬ ॥
નિરગુણ સિરગુણ ફંદામે ફસાયારે    સદ્દગુરૂજી
પુરૂષ અને પ્રકૃતિ બે જો માયા    મારા ગુરૂજી    ॥ ૩૭ ॥
સરૂપ મારૂં સિરગુણ નિરગુંણ મધ્યેર    સદ્દગુરૂજી
સર્વ નિરંતર ઘટે ન વધે    મારા ગુરૂજી    ॥ ૩૮ ॥
વિતરીક પદમાં લીન થયા સંત નિરસરે    સદ્દગુરૂજી
મહાપદમાંહી મહામંગળ રવિદાસ    મારા ગુરૂજી    ॥ ૩૯ ॥

## માસ પાંચમો પુર્ણ

ચૈત્ર મંગળરૂપ સકળ વનરાયરે    સદ્દગુરૂજી
હરિજન હરદામાંહી ઠીક ઠરાય    મારા ગુરૂજી    ॥ ૪૦ ॥
ગુણાતીત સંત દૃષ્ટથી દુરરે    સદ્દગુરૂજી
નામે રહ્યા સાહેબ સદા હજુર    મારા ગુરૂજી    ॥ ૪૧ ॥
રાજસ તામસ સાત્વિક ગુણ ન વ્યાપેરે    સદ્દગુરૂજી
દરદવંત સંત કેમે ન દાઝયા તત્તપેરે    મારા ગુરૂજી    ॥ ૪૨ ॥
શીતળ કોમળ રૂદયે હેત અપારરે    સદ્દગુરૂજી
દીન વચન પક્ષપાત નહિ લગાર    મારા ગુરૂજી    ॥ ૪૩ ॥

સરોવર તરૂવર જેવા ગુણુગંભીરરે　　સદ્દગુરૂજી
પરઊપકારી જાણેનિ પરપીડ　　મારા ગુરૂજી　　॥ ૪૪ ॥
વચન કવચનો જાય ન ફાટી મીનરે　　સદ્દગુરૂજી
નિર્ભે નિશ્ચય નિસ્પ્રેહી નિજ જન　　મારા ગુરૂજી　　॥ ૪૫ ॥
અખ ડ મ ડળમા રમે અખ ડ પ્રકાશરે　　સદ્દગુરૂજી
રવિદાસ વિનીક હરિ સર્વ સમાસ　　મારા ગુરૂજી　　॥ ૪૬ ॥

## માસ છઠો સ પુર્ણ

વૈશાખે વસ્તુનો વિદેહી જાણે મર્મરે　　સદ્દગુરૂજી
દેહાદીકના છુટયા સર્વે કર્મ　　મારા ગુરૂજી　　॥ ૪૭ ॥
કામ ક્રોધ લોભ રહીત વક્ષ ન્યારીરે　　સદ્દગુરૂજી
લહેલીન ગત વિરના સંત વીચારી　　મારા ગુરૂજી　　॥ ૪૮ ॥
સત સ તોષ ને ક્ષમા દયા દીલ માહીરે　　સદ્દગુરૂજી
નિત્ય અજર અસુવર્ણુ આવે નાહી　　મારા ગુરૂજી　　॥ ૪૯ ॥
મોહ મદ માયા લાનચ નહિ લવલેશરે　　સદ્દગુરૂજી
નિદ્રા અહાર મેથુન નહિ કાળ કલેશ　　મારા ગુરૂજી　　॥ ૫૦ ॥
ભય વરજીત અભય અંતર દ્દઢ ધીરરે　　સદ્દગુરૂજી
દર્શનથી મટે જનમ મરણુ ભવપીડ　　મારા ગુરૂજી　　॥ ૫૧ ॥
માનુ ભાવતે પ્રત્યક્ષ રૂપ તમારૂ રે　　સદ્દગુરૂજી
સમરણુ કરતા સ શય જાએ સારો　　મારા ગુરૂજી　　॥ ૫૨ ॥
જીવન મુકત બ્રહ્માનંદ બ્રહ્મ સ્વભાવેરે　　સદ્દગુરૂજી
રવિદાસ પેખે પુરણ દાવે　　મારા ગુરૂજી　　॥ ૫૩ ॥

## માસ સાતમો પુર્ણ

નિદાવા સ ત દારૂક કેરી નવકારે　　સદ્દગુરૂજી
લોહ પાશાણુને પાર ઉતારે લોક　　મારા ગુરૂજી　　॥ ૫૪ ॥
જેઠે જાહેર જુગત લહે જોગીંદ્રરે　　સદ્દગુરૂજી
અહોનીશ થીર થઈ ટીક રહે બ્રહ્મ ર ધ્ર　　મારા ગુરૂજી　　॥ ૫૫ ॥
હાલે ચાલે બોલે રહીત ઊપાધીરે　　સદ્દગુરૂજી
બેઠે ઉઠે અખંડ રહે સમાધી　　મારા ગુરૂજી　　॥ ૫૬ ॥

આનંદ સાગર માંહી ઝલે મરજીવારે	સદગુરૂજી
અકળકળા ખેલે જહાં નહિ મન મીવા	મારા ગુરૂજી ॥ ૫૭ ॥
મરજીવા માન ગલીત મતવાળારે	સદગુરૂજી
સેજ સરૂપી પલમાં કરે નીરાળા	મારા ગુરૂજી ॥ ૫૮ ॥
પાર લક્ષની પારશુદ્ધ નિરાશી રે	સદગુરૂજી
કર્મ બંધન છુટા થયા ખુલાશી	મારા ગુરૂજી ॥ ૫૯ ॥
નિરાધાર સંત નહિ દેહાભ્યાસ રે	સદગુરૂજી
દુનીયા મટીયુ શાંત રસ માહી રવીદાસ	મારા ગુરૂજી ॥ ૬૦ ॥

## માસ આઠમો પુર્ણ

અશાડે જેમ અમૃત વર્ષે વરખા રે	સદગુરૂજી
સદ શબ્દ બોલે સૌ સરખા	મારા ગુરૂજી ॥ ૬૧ ॥
આત્મ દર્શી થયા સ્વરૂપ પોતે રે	સદગુરૂજી
સંશય વરજીત સદા અખંડીત જોત	મારા ગુરૂજી ॥ ૬૨ ॥
એવા સંત બ્રહ્મવંત અતી અનુરાગી રે	સદગુરૂજી
વીશય વાસના સહુ અવિદ્યા ત્યાગી	મારા ગુરૂજી ॥ ૬૩ ॥
આપાપુ નહિ પુર્ણ પરમ દયાળ રે	સદગુરૂજી
જ્ઞાન ભંડારા ભીતર ભરીયા માલ	મારા ગુરૂજી ॥ ૬૪ ॥
વ્યોમ તણી પેરે રહે સદા અસંગીરે	સદગુરૂજી
રાગ દ્વેશથી રહીત સદા અણુલંગી	મારા ગુરૂજી ॥ ૬૫ ॥
સાક્ષીવંત થકા હરે ફરે સહુ અટરે	સદગુરૂજી
ઘટ ઘટ માહી નિરખે રહી સમદષ્ટ	મારા ગુરૂજી ॥ ૬૬ ॥
પુરણ કેરી લહેરી સંત રવિદાસ રે	સદગુરૂજી
લહેરી સમ ગઈ પુર્ણ માંહી સમારા	મારા ગુરૂજી ॥ ૬૭ ॥

## માસ નવમો પુર્ણ

શ્રાવણે શ્રવણનેન વેણુ થાકયા રે	સદગુરૂજી
વસ્તુ માંહી ગરક રહે મતવાકા	મારા ગુરૂજી ॥ ૬૮ ॥
પરમ સનેહી તુમસે પાળે પ્રીત રે	સદગુરૂજી
સંતોશી ભીતર બ્રહ્મ પરતીત	મારા ગુરૂજી ॥ ૬૯ ॥

| | | |
|---|---|---|
| દેહ ઊપર તે આસક્તિ ન હોય રે | સદગુરૂજી | |
| તેહુને કદીએ કળી ન શકે કોય | મારા ગુરૂજી | ॥ ૭૦ ॥ |
| કર્તવ રહિત નહિ કોઈ દોશી રે | સદગુરૂજી | |
| સહજ સ્વભાવે વર્તે શીલ સંતોશી | મારા ગુરૂજી | ॥ ૭૧ ॥ |
| લોહુ કંચન ચીંતામણીને શીલા રે | સદગુરૂજી | |
| આત્મ વેત્તાને મન સમતુલ | મારા ગુરૂજી | ॥ ૭૨ ॥ |
| ક્યારેક મુન ગ્રહી રહે મન માંહી ર | સદગુરૂજી | |
| ક્યારે પ્રેમ સહીત ગુણ ગાય | મારા ગુરૂજી | ॥ ૭૩ ॥ |
| સત સ્વરૂપમાહી લીન ભયા સંત શીવાણા | સદગુરૂજી | |
| રવિદાસ બ્રહ્માનંદ અખંડ સમાણા | મારા ગુરૂજી | ॥ ૭૪ ॥ |

## માસ દસમો પુર્ણ

| | | |
|---|---|---|
| જેમ ભાદરવે જહાં તહાં જલ ભરીઆરે | સદગુરૂજી | |
| સઘળે ભરીયા આતમ કુદરત દરીયા | મારા ગુરૂજી | ॥ ૭૫ ॥ |
| પુણ્ય પાપથી લીન ન થાએ સંતરે | સદગુરૂજી | |
| કર્તા પણું આણે નહિ ફુણાંવંત | મારા ગુરૂજી | ॥ ૭૬ ॥ |
| થીર મનને કામીનર રસ ચાખેરે | સદગુરૂજી | |
| પાંચ પચીસે મારી થીર રાખે | મારા ગુરૂજી | ॥ ૭૭ ॥ |
| શીત ઊષ્ણુને દુઃખ ન વ્યાપેરે | સદગુરૂજી | |
| પરમાત્મા નિરખ્યા ભિતર બહાર | મારા ગુરૂજી | ॥ ૭૮ ॥ |
| પ્રકૃતિ પાચ પચીસ ક્યારે ન ધાવે રે | સદગુરૂજી | |
| જેમ અગમ માંહી અગમ સમાવે | મારા ગુરૂજી | ॥ ૭૯ ॥ |
| શીતળ સંત શોખ પક્ષ ન કેવારે | સદગુરૂજી | |
| ઇંદ્રિજીત સંત આતમ દર્શિ એવા | મારા ગુરૂજી | ॥ ૮૦ ॥ |
| ઊચ જ્ઞાની અનભે શુધ્ધ અમોલા રે | સદગુરૂજી | |
| રસિદાસ બ્રહ્મ સિંધુ કરે કીલોલ | મારા ગુરૂજી | ॥ ૮૧ ॥ |

## માસ અગીઆરમો પુર્ણ

| | | |
|---|---|---|
| આસોએ આનંદ વાધ્યો સાધ્યો મન રે | સદગુરૂજી | |
| ત્રીવેણીમાં દૃઢ કરીયું આસન | મારા ગુરૂજી | ॥ ૮૨ ॥ |

સુરત નુરતને મન પવન ઘર આવ્યા રે સદ્‌ગુરૂજી
સુખમણા દોર અનહદ તાલ બજાવીયા મારા ગુરૂજી ॥ ૮૩ ॥
ફીનારે બેસી ફેરવ્યા હરદમ દાણારે સદ્‌ગુરૂજી
વણજીબ્યાએ થાએ ભજન અજાણા મારા ગુરૂજી ॥ ૮૪ ॥
વરસે મોતીઝર મલ ઝલકે નુરરે સદ્‌ગુરૂજી
પંનર નવ જીહા વાજે અનહદ તુર મારા ગુરૂજી ॥ ૮૫ ॥
પુરૂષ પરશા દો આંગુલ દર્શે રે સદ્‌ગુરૂજી
કુલ્લત પાયા કદીએ કાલ ન ગ્રાસે મારા ગુરૂજી ॥ ૮૬ ॥
પરમ જ્યોત વીશે જઈ રહ્યા સમાઇરે સદ્‌ગુરૂજી
સહેજે રહે દુતીયા રહીત સદાય મારા ગુરૂજી ॥ ૮૭ ॥
અખંડ ઉન્મુની મુદ્રાએ દીવસ અને રાતી રે સદ્‌ગુરૂજી
રવિદાસ બ્રહ્મ નિરખ્યા ભૂલ્યા ભ્રાંતિ મારા ગુરૂજી ॥ ૮૮ ॥

## માસ બારમો સંપુર્ણ

દ્વાદશ ઉપર વિતરેક પુરૂષ ન્યારા રે સદ્‌ગુરૂજી
પુરૂશોતમ છે પંડ બ્રહ્માંડ ને ન્યારા મારા ગુરૂજી ॥ ૮૯ ॥
અમર લોક જ્યાં અવિચલ રાજ અભંગ રે સદ્‌ગુરૂજી
અવિચલ કાયા અવિચલ ગોરંગ મારા ગુરૂજી ॥ ૯૦ ॥
રતન જડીત્ર ભૂમિ સુવર્ણ ગાર રે સદ્‌ગુરૂજી
સહેજ આનંદ અનંત ચંદ્ર સુર ઉજીયાર મારા ગુરૂજી ॥ ૯૧ ॥
રાસ અખંડ ત્યાં વંદાવનરે સદ્‌ગુરૂજી
સુરત સહેલી ત્યાં જઈ કીયા ગવન મારા ગુરૂજી ॥ ૯૨ ॥
સત સરૂપી શોભા સુભગ સોહાવે સદ્‌ગુરૂજી
નિરખતા મન મથ કોટી લજાવે મારા ગુરૂજી ॥ ૯૩ ॥
ગાદી નુરની સપ્ત પુરીને પાર રે સદ્‌ગુરૂજી
તાપર પિયુજી સદા અખંડ અપાર મારા ગુરૂજી ॥ ૯૪ ॥
પોત્યા પ્રગટ અમર રવિદાસ રે સદ્‌ગુરૂજી
સ્વમ મટીયું સેજે થયો સમાસ મારા ગુરૂજી ॥ ૯૫ ॥
વિતરેક પદે પોચ્યા વિરલા દાસરે સદ્‌ગુરૂજી
અનંત કોટી સંતે સુન્યે બાંધી આશ મારા ગુરૂજી ॥ ૯૬ ॥

કરોડ તેત્રીસ રૂશી સહસ્ત્ર અઠયાસી રે    સદગુરૂજી
નવ નાથ ચોરાશી મુન્ય વીસવાસી    મારા ગુરૂજી    ॥ ૯૭ ॥
જોગી જતી તપસી સન્યાસી રે    સદગુરૂજી
દરવેશ જંગમ બ્રાહ્મણુ મત ઊપાશી    મારા ગુરૂજી    ॥ ૯૮ ॥
અનંત મારગ મત સહુ માયા ફેરા રે    સદગુરૂજી
મહામુન લગી ચોથે માયાયોગ સમાસા    મારા ગુરૂજી    ॥ ૯૯ ॥
મહામુનને વેધી કોઈ નિજ પ્રેમીરે    સદગુરૂજી
અમર પદ કેરી ગત ન જાણે નેમી    મારા ગુરૂજી    ॥ ૧૦૦ ॥
સદગુરૂ કેરી સહી કરી સાદ ?    સદગુરૂજી
રવિદાસ પોચ્યા કોઇ નિરબંધ    મારા ગુરૂજી    ॥ ૧૦૧ ॥
દ્વાદશ ઊપર એક પુરૂષોતમ માસ રે    સદગુરૂજી
અક્ષરે અક્ષરે અખે ચિરણુ નિવાસ    મારા ગુરૂજી    ॥ ૧૦૨ ॥
શીખે સુણે ને ગ્રહે અભ્યાસે રે    સદગુરૂજી
થાય વિદેહી મીટે મોહનો ફ્રાસ    મારા ગુરૂજી    ॥ ૧૦૩ ॥
પુરણુ થયો માસ પુરૂષોતમ સહિતરે    સદગુરૂજી
અનુભવતામા આપે હોય અદ્વૈત    મારા ગુરૂજી    ॥ ૧૦૪ ॥
સંવત અષ્ટ દશ વર્ષ સત્તાવીસ રે    સદગુરૂજી
માસ શ્રાવણુ કહીએ શુકલ પક્ષ    મારા ગુરૂજી    ॥ ૧૦૫ ॥
એકાદશી દીન પુરણુ થયો ગ્રંથ સાર રે    સદગુરૂજી
વાર ભોમ લહે આવ્યો લક્ષ પાર    મારા ગુરૂજી    ॥ ૧૦૬ ॥
આવી મંડલી રમત કરી પેટલાદ રે    સદગુરૂજી
પુર્ણ થયો માસ નિજ અક્ષર આજ    મારા ગુરૂજી    ॥ ૧૦૭ ॥
મહાપદવાસી મહાજન કહે રવિદાસ રે    સદગુરૂજી
સત્ય લોક શેરખીમાં રહેવાસ    મારા ગુરૂજી    ॥ ૧૦૮ ॥
સદગુરૂ ભાણે પુર્ણ કીધી મહેરરે    સદગુરૂજી
પુહોચ્યા અનહદ પાર સમી ગઇ લહેરે    મારા ગુરૂજી    ॥ ૧૦૯ ॥

## રવિસાહેબની બારા માસી બીજી

પ્રણુવુ સદગુરૂ સંતને બોલુ તોતરા બેન
મુરખ મન સમજે નહી ચતુર ન શકે એન    ॥ ૧ ॥
કારતકે કનીમલ કાપીયા સદગુરૂએ દીધો દસ્ત
મેહર કરી મહાજ્ઞાનીએ મુસ્તક મેલ્યો હસ્ત    ॥ ૨ ॥

મનોહર માલ તીલક ધર્યાં શ્રવણ સુણાવ્યો નામ
ચરણામૃત પાઈ ચેતન કર્યાં ઓળખાવ્યા રમતા રામ ॥ ૩ ॥
અખંડ જુગનું અંધારૂં રે તિમીર કીધો છે નાશ
અંજવાસ અનભે જ્ઞાનનો પ્રગટયો બ્રહ્મ પ્રકાશ ॥ ૪ ॥
જોગ જગન તિરથ વૃત જપ તપ ને અસ્નાન
સદગુરૂએ ઘટમાં બતાવીઆ એક ઠેકાણે રે સાન. ॥ ૫ ॥
એક શબ્દ સદગુરૂ તણાં સમાયા સુરંગ અનેક
સુન્ય મહા પર સુન્યે અનહદે રવિદાસ વસ્તુ અલેખ ॥ ૬ ॥
શ્લોકઃ—સદગુરૂ સાને ઘટમાંહી સુઝયા રવિદાસ
શરીરનો સંભવ ટળીયો જેમ લુણ જાઈ જલ માંહી ગળીયો ॥૭॥

## પ્રથમ માસ સંપુર્ણ

માગસરે મોહ તે મટી ગયો ભરમ કરમ થયા દુર
હું નહિં તું નહિં તે નહિં, રામ રહ્યા ભરપુર ॥ ૮ ॥
વ્યાપક વ્યત્રિક વિશ્વમાં, સોહં સાચુ મુળ
આદ્ય અંતને મધ્ય નહિ વર્જીત સુક્ષ્મ સ્થુળ ॥ ૯ ॥
સદગુરૂ સંત સ્વરૂપ છે કોઈ નહિ આકાર
ભણ્યા ગણ્યાને ભૂલા પડયા, પંડીત ન લહે પાર ॥ ૧૦ ॥
નેહે તંત તત્વ નિરંજન, અંજન નહિ લવલેશ
મહાજન મર્મ લહે સહુ, નિદ્રા ન કાલ કલેશ ॥ ૧૧ ॥
મોટી દશા મહા સંતની, સમજી ગ્રંથ નિજ સાથ
અમર ફળ અચ્યંતનું ગુંગે કરીઓ અહાર ॥ ૧૨ ॥
ધન સદગુરૂ સંત સુરમા, પુરણ છળી રે કીન
રવિદાસ સુરતીરે સરીતા, બ્રહ્મ સીંધુ લેલીન ૧૩ ॥
શ્લોક:—સદગુરૂ શબ્દ ત્રીગુણા રહીતા
મળી દર્યાવમાં સુરત સરીના
રવીદાસ અક્ષર અનાદી પહીચાના
ઉલટ સીંધુ બીંદુ માંહી સમાણા

## માસ બીજો સંપુર્ણ

પોશ શોષ મટી ગયો, હરખ પામ્યા રે હાર
સુરતી સમી નુરતી થકી, સંભળ્યો સચરાચર ॥ ૧૫ ॥

અકાર કહુ તો અજાનતા, નિરાકાર કહું નહિ રુપ
અકાર નિરાકાર પર રમે, સદગુરૂ સત સ્વરૂપ ॥ ૧૬ ॥
શબ્દાતિત મોહામણો, મોક્ષ ન બંધ કહેવાય
અનભે તખત અનહદ હરી, રૂપ અરૂપ ન તાય ॥ ૧૭ ॥
તત્વદર્શિ તત્વવેત્તા, ત્રીગુણ રહિતા જેહ
સુસુમિ સરખા તન મને, જાણે વસ્તુ વિદેહ ॥ ૧૮ ॥
જેહને કાજે કાયાકસે, ધરે જોગેશ્વર ધ્યાન
સો હરી હરદે પ્રગટ થયા, વ્યાપક સર્વ સમાન ॥ ૧૯ ॥
ધન સદગુરૂ સત સુરમા, જેણે દીયો નીજ ભેદ
રવિદાસ અનહદે રમી રહ્યા, નેતી નેતી કહે વેદ ॥ ૨૦ ॥
શ્લોક.—પારઅપાર સદગુરૂ દેખ્યા. વર્ણન અવર્ણ રૂપ ન રેખા
રવિદાસ નહિ હે કાયા ન માયા, અખ ડાકાર છે અનહદ રાયા॥૨૧॥

**માસ ત્રીજો સંપુર્ણ**

મહાપે મહાપદનાજે અનુભવી, સર્વંગી કોઇક સંત
સત ચીત આનંદ અંગ વસે, દુર થઈ છે દાંત ॥ ૨૨ ॥
કારજ કારણ પ્રગટીઆ, અન્ય નથી અવતાર
નિજ ઉપદેશ દીએ જ તને, નિજબંધ છોડણહાર ॥ ૨૩ ॥
મહાતેજ મહાપુરૂપ છે, દેખો હરદે વિચાર
સત સંગત વિના નહી મળે, પરમ પુરૂષ ભરથાર ॥ ૨૪ ॥
નિજજન નેણા નિર્મળા, નિર્મળ જેવોરે ધન
નિર્મળ શબ્દ સનેહ ભર્યાં, નિર્મળ દીસેરે સંત ॥ ૨૫ ॥
નિર્મળ ચાલ સાધુ તણી, નિર્મળ જેવું રે ઘૃત
મુખથી કહેવાઈ નહિ કથી, અક્ષરાતીત અનુપ ॥ ૨૬ ॥
સદગુરૂ સતને શ્રી હરિ, એક રૂપ ઉરધાર
રવિદાસ સુરતા અડોળ થઇ, કર્યાં બ્રહ્મ વિહાર ॥ ૨૭ ॥

———:—:———

સદ્ગુરૂ સતહરિ એક રૂપા, તાળ્યું નવનિત નિર્મળ રૂપા
સોહંપદ લીન છે રવિદાસ, અખંડ અદ્વૈત જેસે પ્રકાશ ॥ ૨૮ ॥

**માસ ચોથો સંપુર્ણ**

ફાલ્ગુન ફાળ સંતેભરી, દઇ પ્રકૃતિને પુંઠ
બ્રહ્મ રૂપ થઇ પરિબ્રહ્મ માંહી મળ્યા, કાળ નહી ક્રષ કુટા ॥ ૨૯ ॥
સૌ કાળ શીરપર રહે, કાળ અવિનાશીમે દીઠ
સદગુરૂ વ્યાપક સર્વમાં, બ્રહ્મા આદિક કીટ ॥ ૩૦ ॥
આદ્ય અંત ત્રણ લોકમાં, હરિ વિના નહિ હે અંન
મીથ્યા માયારે અણુછતી, તીહાં મત વળગો મન્ન ॥ ૩૧ ॥
ઝીણું સ્વરૂપ પર બ્રહ્મનું, પુષ્પ વાસથીરે અંત
જીવન મુક્ત સંત માલમી, તત્વ વેત્તા જાણેરે તંત ॥ ૩૨ ॥
વેહે વેરાગી ત્યાગીર, અનુરાગીરે રિદાસ
અણલીંગીરે અનભે રહે, આઠો પહોર એકતાર ॥ ૩૩ ॥
સહજ સુન્યમાં સમીરહ્યા, નિરપક્ષ જે નિરગુણ
રવિદાસ નિર્લેપ નિરંજન, જહાં નહિ પાપને પુણ્ય ॥ ૩૪ ॥

———:—:———

શ્લોક:—પાપ પુણ્ય નહિ હારજીત, છાંય ધુપ નહિ ઊષ્ણશીત
રવિદાસ સદગુરૂ ભાણ સોડી સાચા,
જે,આપે નિજ રૂપ ઉછરંગે રાચા ॥ ૩૫ ॥

## માસ પાંચમો સંપુર્ણ

ચૈત્રે ચક્ષુ અનંત છે, ચરાચર દીઠારે રામ
સદગુરૂએ પડળ પરાં કર્યાં, નજરે પડયા નિજનામ ॥ ૩૬ ॥
સહજ સુન્યમાં સોહામણા, તેજ પુંજના અંબાર
અખંડરે અમર પરમાત્મા, સિંધુ સોભારે સાર ॥ ૩૭ ॥
નીરાધાર નિર્મોહીતા, નિરપક્ષ નેહક્રમ જાણ
રહે નિરાળા સર્વથી, સર્વ તે માંહી સમાણ ॥ ૩૮ ॥
સાને કરી સમઝાવીયા, વસિષ્ઠે શ્રી રઘુવીર
માન ગળ્યું મદ મોહ ગયો, જીવત લગાહે તીર ॥ ૩૯ ॥
નિજ ગુરૂએ નિજ કર્મનો, કરીઓ નીજ ઉપદેશ
બ્રહ્માકાર વૃત્તિ થઈ, સહેજ સાચા ઉનદેશ ॥ ૪૦ ॥
મન વાણીરે થકીત ભઈ, સદગુરૂ કલાઅનંત
રવિદાસ સુભર ભર્યાં, અવ્યક્તનાથ અચંત ॥ ૪૧ ॥

———:—:———

અચીંતા નંદ અવ્યક્ત સ્વામી,
નિરાકાર આકાર અનંગી અનામિ
રવીદાસ હદ બેહદ પરબ્રહ્મ મતા
વચનેન પાર સર્વ ઘટ સમંતા ॥ ૪૨ ॥

## માસ છઠો સંપુર્ણ

વૈશાખે વૈન્નવને જડી નિજ આતમ ગમ
સદગુરૂ સંત પુરાવર્યા, ચક્રત કળા દમ દમ ॥ ૪ ॥
માહે દશા ભક્તિમાંહ સમી, મન નિજ મનમે પાર
સો સંત શુરા સામથી, બ્રહ્મ રસનો ભંડાર ॥ ૪૪ ॥
ગરક રહે ગુરૂજ્ઞાનમા, પ્રેમદોર રહે એકતાર
નેણુંના અમૃત વરખે, હરખે પીયુજી નીહાર ॥ ૪૫ ॥
આઠે પહોર આડા રહે, જડયા રહે નિનેહ
આપું ટાળુ આપે ટળે, તત્વ દર્શિ તેહ ॥ ૪૬ ॥
હેતે દેખે સર્વ જંતને, સંતની એવી રે દષ્ટ
માહારૂ તાહારૂ નહિ મેઘને, કરે સર્વ ઊપર વૃષ્ટ ॥ ૪૭ ॥
મહાજન મેઘ સદગુરૂ હરિ, સમ દષ્ટ સરખે રે પ્રીત
રવિદાસ મન અર્પણ કરી, સેવોને સંત પરતીત ॥ ૪૮ ॥

શ્લોક—સદગુરૂ સંત જેમ મેઘ વર્ષે,
સમદષ્ટિ સરખો એક દેશા
રવિદાસ એવા સંત પરબ્રહ્મ પોતે
છે બ્રહ્મ સ્વરૂપ તે બ્રહ્મ જોતે ॥ ૪૯ ॥

## માસ સાતમો સંપુર્ણ

જેઠ તે જેઠ દશા થઇ, જેઠ પુરૂષને સંગ
જેઠ સદગુરૂ સહેજે મળ્યા, પળમા બદલ્યો રે રંગ ॥ ૫૦ ॥
હર્ષ શોક સહેજે સમ્યા, કામ ક્રોધને જાર
સુરત નુરત ધુન સુન્યમાં, સહેજે સેજ મલી એકતાર ॥ ૫૧ ॥
સહેજ સમાવી લાગી સહેજ સે, મન દીધું ઉન્મુન
સોહં કેરા અગ્ર ભાગમા, સુઝયા ત્રણુ ભુવન ॥ ૫૨ ॥

પરમ તત્વ પરતાપશુ, લીધા હરિ નખ શિખ ચીન
પરમ જોત પરમાતમા, લક્ષ ભઈ લોહલીન ॥ ૫૩ ॥
નાશવ ત નિર્ગુણી જેવુ સુકુ પાત
ઊડે પવન ના જોરસુ, જ્યા પડે ત્યા રહે રાત ॥ ૫૪ ॥
દેહી વીદેહી પુરૂષના, ભાગી પડયા સહુ ચેન
રવિદાસ તે હેઠા નહિ ઉતરે, અનને કેરો ધરગ ધ્વન ॥ ૫૫ ॥

---

જેમ અનન રહે નિત આકાશા, તેમ નિજ નામે લાગી રહે નિજ દાસા
રવિદાસ ગેબી સ ત રહે અસ ગ પાછુ ન ભાળે ગગન ઊડે વીહ ગ ॥૫૬।

## માસ આઠમો મ પુર્ણ

આશાડે આકાશ ધડુકીઓ, ઊલગી અમૃત ધાર
હરિ હરિ કરી કરીઆ સહુ, ફુલ્યા ભાર અઢાર ॥ ૫૭ ॥
વર્ષા આવી ગુરૂ જ્ઞાનની, રોમે રોમે રસપુર
રગ ગગ ગમ રમી રહ્યો, નરભે નિરા ાર રૂપ ॥ ૫૮ ॥
તુરત નિર ત૨ આતમા, રામ રહિત વી_ાગ
ખાલી કાઈ દીસે નહિ, સુભર ભર્યાં સર્વ ઠાર ॥ ૫૯ ॥
એક ગઈ દુજીઆ નહિ, અનામત ન પડે આક
નહિ જાડો નહિ પાતળો, મરે નહિ પાપ ન ટાક ॥ ૬૦ ॥
ગુણ નિર્ગુણ સ ભવે નહિ, ઉભો આડો રહે નાહી
ભેદા ભેદ કેવોને કરેલો, નહિ પાસે નહિ ખોવાહી ॥ ૬૧ ॥
સુન વસ્તીથી વરજીતા, શબ્દા ન દર્શે સાન
રવિદાસ અણુછતા ઓચર્યા, ગેબ નિર ત વિજ્ઞાન ॥ ૬૨ ॥

---

શ્લોક —વસ્તી સુન્ય નહિ શબ્દ ન્વાલા
હરિ સર્વ મહી રહે સર્વ થી નીરાળા
હરિ હરદે પ્રગટ અણુછતા રવિદાસા
જળા પટ સુત્ર જેમ મિથ્યા ભાસા ॥ ૬૩ ॥

## માસ નવમો સ પુર્ણ

આવણે શાસ્ત્ર સંતની, શાખ લહી પરમાણ
સદગુરૂએ સદ કહી સંજ્ઞા, નિશ્ચલ પદ નિર્વાણ ॥ ૬૪ ॥
શ્રવણ થકી અનાહદ સુણી, નેણ થકયા નીજ તેજ
ઘ્રાણ થકી બ્રહ્મ અગનમાં, વાચ થકયા સુન સહેજ ॥ ૬૫ ॥
ચીત થકયા રે અચ બા, થકયા ગુણ બુધ્ધી વીચાર
સ્થુલ સુક્ષ્મ કારણ થકયા, મહા કારણ દીધા જાર ॥ ૬૬ ॥
ચતુર અવસ્થા વાણી થકી, થકીઆ અંત:કરણ
સુન શબદ થકી સાગના, થકીઆ તારણ તર્ણ ॥ ૬૭ ॥
કલ્પીત સર્વે કલ્પના, અકલ્પીત અવીનાશ
દ્વૈત નહિ અદ્વૈત નહિ, કેડ ન મેર ન પાસ ॥ ૬૮ ॥
વેદવાદ થકી સાધના, થકીઆ થાપ ઉથાપ
રવિદાસ થકયા નિજ આપમાં, આપ રહ્યા સર્વવ્યાપ ॥ ૬૯ ॥

---

શ્લોક—આપે આપ સદગુરૂ પોતે, દર્શે સર્વ ઘટ આપ ખોતે
રવીદાસ બ્રહ્મ વીહંગ દેશા, રવે નાથ જહાં નહી પવન પ્રવેશા ૭૦॥

### માસ દસમો સંપુર્ણ

ભાદરવે ભરપુર છે, સઘળે સત અવિકાશ
છે સહુમાં ન્યારા સદા, અસંગી જેમ આકાશ ॥ ૭૧ ॥
આવે નહિ જાવે નહિ, બંધુ પીતા નહી માત
આચાર વિચાર ન ચાતુરી, ઉન્મુની દીવસ ન રાત ॥ ૭૨ ॥
સુતક નહિ પાતક નહિ, માયા દેવ ન થાપ
રૂધ્ધ વધાવા ન બાજેરે, તિરથ મત નહિ જાપ ॥ ૭૩ ॥
જાત નહિ અજાત નહિ, તીહાં નહિ લોકા લોક
વહાલો ન વેરી ઊનદેશમાં, છોત પવિત્ર નહી શોક ॥ ૭૪ ॥
રહિત ગુણ નિરગુણથી, નિરંતર લખે નિજ કોય
દ્દષ્ટ અદષ્ટ છાયા નહિ, સકલાતીત છે સોય ॥ ૭૫ ॥

અજર અમર અકથ અજ, નહિ કેવલ પદ નિર્વાણ
રાવદાસ સેજે સમી રહ્યા, તહા નહિદુજા આન ॥ ૭૬ ॥

——— —:———

શ્નોકઃ—અધર તખતપર અગમ વાજાં, અકલીત નાથ અનહદ રાજા
રવિદાસ સદગુર સહજ સુન્યા, નહિ ઓચર્યાં નહિ મુન્યા॥૭૭॥

## માસ અગીઆરમો સંપુર્ણ

આસોએ જેકોઈ અનુભવે, જઇ પહોચ્યારે દેશ
સતશબ્દ સતગુરૂજીનો, ગ્રહીઓ સત ઉપદેશ ॥ ૭૮ ॥
સદગુર સતશાસ્ત્ર તણી, નિરખે નિશ્ચન વાણુ
મન મારી મગન થયા, બેઠા બ્રહ્મ નિશાન । ૭૯ ॥
સાધન ચાર સંપન્ન હોઈ, પુરણ સતજ સોઇ
વેરાગ આદે ખટ સંપત છે, પ્રેમસુ મન પ્રોય ॥ ૮૦ ॥
શુધ્ધ મુમુક્ષી શુધ્ધ લક્ષસે, દૃષ્ટિને સાધે જેહ
દુર્ગ નિશાની બાધેરે, લાધે વસ્તુ વિદેહ ॥ ૮૧ ॥
કર્ણધાર મેલે ગુરશબ્દ, ખેલે દન દરીઆરે માહી
પુર્વકી પશ્ચિમ ભીતરે, દેખે તો પાર ન પાહી ॥ ૮૨ ॥
સુરત સરીતા સી ઘુમા, સમાણી શરીર સમેત
જહા દેખે તહા નીર ભર્યાં, પાર કોઇ જન લેત ॥ ૮૩ ॥
ખન નદીમે ખલક ભર્યાં, ધરજલ વીન નભ નીર
અખંડ જ્યોત અજવાસથી, તીમીર સમ્યો બ્રહ્મ ખીર ॥ ૮૪ ॥
રામ સકલમા રમી રહ્યા, નીરાકારમા બાજે તુર
તત્વ નિરંજન નેહતત્વ, સર્વંઘટ ઝલકે રેનુર ॥ ૮૫ ॥
વણ સમાન ઉપજે ખપે, માયા બદલે વેશ
ઉપજ્યા ખપ્યા રહીત છે, નિરાનંબ નાથ નરેશ ॥ ૮૬ ॥
ભુલ્યા ભર્મે પડો મતી, કારજ કારણ ગોઈ
ઘટ અર્થે સીરગુણ સહી, સુખ અર્થે નિરગુણ હોય ॥ ૮૭ ॥
નીરગુણ સીરગુણ અદ્વૈત હરિ, નેતે નેતી નીગમ કહંત
આરપાર પરમાત્મા, સાખ કહે સદગુર સંત ॥ ૮૮ ॥

ઓતરા ખંડથી ઊતર્યા, નિરગુણ નીલકંઠ દાસ
આસન ધુની ધધર્નમાં, મહા શુધ્ધ નિરાશ ॥ ૮૯ ॥
નામ ઊપાશી નીર્મલા, ઉન્મુનીએ કરે આનંદ
તેના શીપ રૂધનાથદાસજી, ટાળ્યા એકાદશ ફંદ ॥ ૯૦ ॥
તેશીપ જાદવદાસજી, મહા જાહેર જોગી દ્ર
અખંડ મંડળ ધન ગર્જના, સદા રહે બ્રહ્મ રંધ્ર ॥ ૯૧ ॥
સુધ સનેહી રામસુ, રહે નિરંતર નેહ
તેના શીપ ખટમદાસજી, હરદમ હરિશુ મેહ ॥ ૯૨ ॥
એક ભરૂસો ભજનનો, બાંહ ધરી ટેક તરવાર
તેના શીષ્ય ભાણુદાસજી, પશ્રમના છે હાર ॥ ૯૩ ॥
વારાહી શહેર મધ નિપજ્યા, પ્રગટયા પુરણ બ્રહ્મ
પરચા દીધા જગતમાં, અનંત છોડાવ્યા કર્મ ॥ ૯૪ ॥
લોહરવંશમાં અવતર્યા કરવા કારજ જીવ
માયા રહીત ઇંદ્રીજીતા, સાક્ષાત મટેહી શીવ ॥ ૯૫ ॥
પુરૂપ ઊજાગર અકલિતા, સત નામનો ઊપાસ
દક્ષીણુદેશ પધારીયા, દર્શન પામ્યારે દાસ ॥ ૯૬ ॥
સંવત અઢાર નવોતરે, કરી સદગુરૂજીએ સાન
બ્રહ્મ પ્રકાશ ઊદીત હુવો, થઈ રહી દશો સમાન ॥ ૯૭ ॥
શુકલ પક્ષ માઘ એકાદશી, પ્રગટી એક દશાય
રવિદાસ નામ તપાસતાં, નામ રૂપ ખપ્યું તે માંહી ॥ ૯૮ ॥
સદગુર સુપનને પારછે, સુપન સમ્યું તે માંહી
રવિદાસ લુણ બ્રહ્મ સીધુ ગળ્યા, બાહેર નીકળે નાહી ॥ ૯૯ ॥

———:—:———

શ્લોક:—મહીના દ્વાદશે વસ્તુ દર્શે, પ્રીતે કરીને પદ પર્શે
રવિદાસ અક્ષરે અસરે બ્રહ્મ વાચ, નિરંજન થાય નિરવાચ॥૧૦૦॥

### મહીનો બારમો સંપુર્ણ

પુરૂશોતમ માસ તેરમો, દ્વાદશ ઊપર સાર
હુ નહિ તું નહિ તે નહીં, એક દ્રીતીયા ન લગાર ॥ ૧૦૧ ॥

નાભી નહી કમલ નહી, બ્રહ્મા નહી ચાર વેદ
આપેઆપ વીરામી રહ્યો, બ્રહ્મ ન ભેદા ભેદ ॥ ૧૦૨ ॥
સ્થુલ નહી સુક્ષ્મ નહી, વસ્તી નહીં ત્યાં સુન
પવન નહી પાણી નહી, નહી વાચ નહી મુન્ય ॥ ૧૦૩ ॥
ધરણ નહી ગગન નહી, ચંદ્ર ન સુર કે હોય
શબ્દ ન પહોંચે સાન તહાં, કહે પડે પોંભી માય ॥ ૧૦૪ ॥
ગંગા જમના નહી સરસ્વતી, થકયા અજ પા જંપ
ઈંગલા પીંગલા સુખમના, નાદ બુંદ નહી પુન્ય કે પાપ॥૧૦૫॥
સનધ નરાળી રહે સર્વ થી, જહાં અચીલ કાયા અખંડ
રવિદાસ સમ્યા ઊન દેશમાં, જહાં નહિ પંડ બ્રહ્માંડ॥ ૧૦૬ ॥
શ્લોક —થકયા સાધન જહાં વેદ વણી
થકયા નામ રૂપ જહાં નહી નીશાની
ભયા અક ઊન દેશમાં રવિદાસા
તિમીર સમ્યા ઉગ્યા રવિ પ્રકાશા ॥ ૧૦૭ ॥
ઇતિશ્રી રવિદાસજી કૃત બાર માસી સંપુર્ણ

## સીધ્ધાંત કક્કો.રવિદાસજી કૃત

પ્રથમ સદગુરૂને નમુ, ત્રીગુણા રહીત લાગું પાય
અક્ષર બત્રીસ અનુભવું, સદગુરૂ ચરણ પસાય ॥ ૧ ॥
બદગુરૂ સમસ્યા જે લહે, તે ઊતરે ભવ પાર
દેહ છતા તે બ્રહ્મ થશે, જો લહે નર ને નાર ॥ ૨ ॥
કયા માંહી ખોળીયે, તો કર્મ નાશી જાય
રવિ ઊગે રજની ટળે, દુરમતી દુર પળાય ॥ ૩ ॥
ખેચાતાણે ખોળીયેતો, ખલક ખોલણ થાય
સદગુરૂ શબ્દે સમી રહે, તો ઓરો પગે નવ જાય ॥ ૪ ॥
ગુરૂગમ લઈને ગોતીયે, જેની વેદ ન જાણે ગમ
સંશય ટળે વસ્તુ મળે, અને પામીયે પરબ્રહ્મ ॥ ૫ ॥
ઘણાજ સારે ગુંજડી, નિરણે કરીશ નિર્વાણ
સદગુરૂને અંગ અરપીયે, તો નિશ્ચે લહે નિશાન ॥ ૬ ॥
નિરગુણ સિરગુણ એક છે, સચરા ચરમાં જેહ
શિવ બ્રહ્માદીક મહામુની, સ્વપ્ને જન્પે ન આવે તેહ ॥ ૭ ॥

ચેતન થઇને ચાલવું, ચિતમાં ચેતન રામ
સદગુર શબ્દે સગી રહીયે, તો પામીયે નીજ ધામ ॥ ૮ ॥
છતે અણુછતા થઇ રહે, અનુભવી જાણે અર્થ
અણુસારામાં ઓળખે, જો ગુરૂ હોઈ સમર્થ ॥ ૯ ॥
જીવ દશાને ટાળીને, જુવો જગતમા જુગદીશ
વીષય વાસના પરહરો, સમાવો પાંચ પચીશ ॥ ૧૦ ॥
ઝાંઝવા કેરૂં નિર જેમ, કાંઈ ઊપનો વરસાદ
આ જગત એવું જાણવું, કોઇ જાણે વીરલો વાત ॥ ૧૧ ॥
નિશાની નિરખે કહુ, નિરાશ થઇને ખેલ
આશાએ પડશે આવવું, તુ મલીન માયા મેલ ॥ ૧૨ ॥
ટેક ગ્રહી સદગુરૂ તણી, અટકે ઓળખી આદ્ય
નિચા તે થઇ નમણુ નમવા, અને છોડવા વિવાદ ॥ ૧૩ ॥
ઠેકાણું ઠાવકું કરીને ઠરી રહો એક ઠોર
ઢંઢોલવું કાંઇ નવ પડે, જો પ્રેમ પકડે દોર ॥ ૧૪ ॥
ડાપણુ મેથુ ટાળને, થીર રહી ઘોડો માર
સર્વંગીને સબનમે, જેના ટળી ગયા આકાર ॥ ૧૫ ॥
ઢોલ સાને વાગતા, ઢળીએ તે સદગુરૂ ચર્ણું
બીક ટાળે સંસારની, અને મેટે આવાગમન ॥ ૧૬ ॥
રણુંકાર રંગ ઊપજે, રસ ઈંદ્રી તે રસનાય
અસત મહીથી ઓસરેતો, ઈશ્વરમાં ગળ થાય ॥ ૧૭ ॥
નિજ તત્વ તત્વ જાણો, તર્ત લાગે ચોટ
ત્રીગુણીથી તે રહે ન્યારો, મનમાં ન આણે મોટ ॥ ૧૮ ॥
સ્થાવર જંગમ એકછે, જો સ્થીર કરીને મન
બાહ્ય ભીતર નિરંતર તે જાણે વિરલા જન ॥ ૧૯ ॥
દર્દ દેહનું જો ટળે, દુઃખ ભંજન હોઇ ગુરૂદેવ
નિર્ભય કરે નિજ નામથી, અંતર ટળે અહમેવ ॥ ૨૦ ॥
ધન ઘરમાં પામીએ જો ધીરજ મનમા હોય
દાટ્યું તે કાઢે કીમતી વીરલા વીચારી જોય ॥ ૨૧ ॥
નિરંતર સત નામછે નુગરો ન જાણે મર્મ
નિરાલંબ પદ જે લહે જેને પુરી હોય ગુરૂગમ ॥ ૨૨ ॥
પંચ તત્વથી જુવે ન્યારો રહીત વાસના લીંગ
પવન પાણી ત્યાં છે નહિ ત્યાં નહિ રૂપને રંગ ॥ ૨૩ ॥

## ગરબી

(હરિભજન ચકી છોટા હોય તે એ રાહ)

સંડે સરમાં પ્રીતમ પ્રેમ સુહાગી દર્શન દીજીએ
નિત નિરખે જ્ઞાન માન રહીત તણા સુખ લીજીએ ॥ ટેક ॥
નિત સ્નેહ સંત મંડલી આવે, તેને સર્વ મળી સન્મુખ જાવે
પ્રીત સહી લઈ પધરાવે ॥ સંડે સરમાં ॥ ૧ ॥
તે હૃદે કમળમાં બહુ હરખે, તે નેણુ ભરી સંતને નીરખે
તે સુખ આપે સહુને સરખે ॥ સંડે સરમાં ॥ ૨ ॥
શીલ ધીર સાચા શુરા, જેણે કર્યા કામ ક્રોધ ચુરા
તે ભજનરસે રહે ભરપુરા ॥ સંડે સરમાં ॥ ૩ ॥
શીરોમણી સુખ સાગર છે, સંત જ્ઞાન તણા મહા આગર છે
તે અનભેદ અખંડ ઊજાગર છે ॥ સંડે સરમાં ॥ ૪ ॥
બ્રહ્મ સ્વરૂપ મન વચ કાયે, સંત એ ભાગ ફળે પાઈએ
રવિ દર્શનથી કલી મલ જાએ ॥ સંડે સરમાં ॥ ૫ ॥

———:—:———

## કાગળ

### શેરખી મુકામેથી રવિદાસજી મહારાજે સંડે સરમાં પ્રીતમદાસજી ઊપર લખેલ પત્ર

પ્રીતમ પ્રેમ સોહાગી મીઠા, એવા વીરલા પૃથ્વી પીઠા
નેણુ દર્શન કરવા ઈચ્છે, તમને તત્વ દર્શિ પ્રીછે ॥ ટેક ॥
ચાર ખુંટ સંધેસર સંઘે બીહારીલાલ બીરાજે
રસીયા કેરં ખાસ રસણું સંતો તણા સમાજે ॥ ૧ ॥
સાચા સદગુરૂ મળીયા બાપુ સાચી કીધી સેવા
દરશાવ્યા ભક્તિ પુરણુ પ્રગટી, અંતર ટાળ્યા અહમેવા ॥ ૨ ॥
મહા અધિકારી પાસે પૂરા, જેરામ આતમ જોગી
આઠ પહોર રહેવે અનુભવમે, બ્રહ્મ રસ કેરા ભોગી ॥ ૩ ॥
મળવા ઈચ્છે મન રવિનું પળ પળ ઘડીએ ઘડીએ
પ્રારબ્ધ કાંઇ એક ખામી, જો ન અવાયું હડીયે ॥ ૪ ॥

સમદષ્ટિ શીતળ સુખકારી, સરળ સભાવે ગરવા
વિખીયા રોગ સમુળો કાપી, રહ્યા નિરંતર નરવા ॥ ૫ ॥
કલ્પ વૃક્ષ શોભે અતિ સુંદર જે માગે તે આપે
વિધી નિશેધ રહ્યું છે જેમાં, તેથી તમે અમાપે ॥ ૬ ॥
દીનકર ઉગે નીશદીન પરતે, સહુન કરે અજવાળું
ઉદે અસ્તથી સ્વરૂપ તમારૂં, નિરગુણ પદ નિરાળું ॥ ૭ ॥
અર્ણવ ઉંડો પણ અતી ખારો, ગંભીર પણે અતીભારી
એ ઊપમાં સંતથી રહી ઓરી, જગ નિધિથી લક્ષ ન્યારી ॥ ૮ ॥
કમળ ભ્રમર હંસ પંડિત વખાણે, શોકન છુટે આશી
તેથી ચાલ તમારી ઉલટી, સદાય શુદ્ધ નિરાશી ॥ ૯ ॥
બહુ રસ ગાયો પીધો પાયો, છેક ઉડાડયો છોલે
જે રસ સનકાદીકને દુર્લભ, તે રસ મ.ળ્યો ભોળે ॥ ૧૦ ॥
હેને પ્રીતે હળતાં મળતાં ઘણાં દિવસ ગયા વીતી
ગોષ્ટી કરવા મન અભિલાખે, અંતર ગતમાં પ્રીતી ॥ ૧૧ ॥
શિરગુણ ઊપર વાલ વસે છે તે સરૂપ છે કેહવું
કેઇ ડોર રહે છે કહી દાખવો કઇ રહેણીયે રહેવું ॥ ૧૨ ॥
શીરગુણનુ કારણ છે નિરગુણ કયા પ્રકારે ભ સે
ગુણ નિરગુણથી પદ છેન્યારૂં, તેનો કહીયે આશે ॥ ૧૩ ॥
શીરગુણ નિર્ગુણ સાક્ષીનુ રૂપ, કીપા કરીને કહીયે
સંત વિના સંશય કોણ ટાળે, સમજી સુખીયા થઇએ ॥ ૧૪ ॥
શંકરે પુચ્છયું હસ્તામલકને, ઓળખી બ્રહ્મ સ્વરૂપા
બોલાવી મન આનંદ ઊપન્યો, રસ પીવા બ્રહ્મ કુપા ॥ ૧૪ ॥
ગામ શેરખી થકી વીનતી લખી ઘણી અનુરાગે
રવિદાસ કહે હસ્ત કમળનું, પત્ર પ્રેમનુ માગે ॥ ૧૫ ॥

———:—:———

પ્રીતમદાસજી મહારાજે આપેલો ઉત્તર:—

રવીને રૂપે રજની જાય અંતરમાં અજવાળું થાય
દર્શન કરતાં દુશ્કૃત ટળે સેહેજે સુખના સાગર મળે ॥ ટેક ॥
બ્રહ્મ સ્વરૂપી પ્રેમ વીચારી બ્રહ્મ અજર રસ ભોગી
બ્રહ્માનંદ અખંડ એક વરતે શુદ્ધ સનાતન જોગી ॥ ૧ ॥

સ્થાવર જંગમ અણુ આજ આદે, એક આતમા દર્શે
ધર્મ ઉધારણુ તાપ નિવારણુ વચને અમૃત વરશે ॥ ૨ ॥
પરમ સનેહી પર ઉપકારી પરમારથમેં પુરા
જ્ઞાન ભક્તિ વૈરાગ વિશેકે, હરિ સુમીરણુ મે શુરા ॥ ૩ ॥
એકાદશ ઊતરને અંતે સંત કહ્યા ગણી મુખથી
તે માહીલો જો અસ હોય તો, ઓળખાયે નિજ લક્ષથી ॥ ૪ ॥
જે જે ઉપમા તમને દીજે તે ઓરી રહી જાય
દીનકર ઉપર દીપક શશીયળ, શી પામે શોભાય ॥ ૫ ॥
સુરસરી સુરતરૂ ચંદ્ર તીને ગુણ, એક એક વેદ વખાણે
સો ગુણ સંપન્ન સંત બીરાજે, જે સેવે તે જાણે ॥ ૬ ॥
ગંગાજી પ્રાયશ્ચિત પરજાળે, ચંદ્ર તાપને ટાળે
કલ્પ વૃક્ષ ઇચ્છા ફળ આપે, સંત જન્મ દુઃખ ટાળે ॥ ૭ ॥
કમળ ખરૂં પણ કાંટા અંગે, ભ્રમર ખરો પણ ભોગી
ચંદન ખરૂં પણ વશીઅગ વીંટગો, ચંદ્ર ખરો પણ રોગી ॥ ૮ ॥
પંડીતે પરને પરમોદે આપોપું નવ ટાળે
હંસ કરે મોતીને ચારો, સમીપ બ્રહ્મ ન ભાળે ॥ ૯ ॥
ગુણ ને દોશ રહ્યા છે સર્વમાં સંત સર્વથી ન્યારા
શીવ ચતુરાનન સેવે સંતને, વૈકુંઠ પતીને પ્યારા ॥ ૧૦ ॥
નિરગુણ નિરાલંબ નિર્લેપી, નિજાનંદ નીરદાવે
શુદ્ધ ચિત્તે સત સંગ કરે તો ભવસાગરમાં નાવે ॥ ૧૧ ॥
સબ શીરોમણી સમ સુખદાયક, સકળ ધર્મની સીમા
કોટી કલ્પ લગી કથે શારદા, તોય અગમ સંત મહિમાં ॥ ૧૨ ॥
શીરગુણ બ્રહ્મ કૃષ્ણ રામજી, સદગુરૂ સંત સ્વરૂપે
તેહ તણું દાસાતન કનુ રેહવું આપ સ્વરૂપે ॥ ૧૩ ॥
નિરગુણ નિરંતર દરીઓ કોય માને મરજીવા
સદગુરૂ ઘાટે આવી ચડસે તે પામે રસ પીવા ॥ ૧૪ ॥
મન વાણી પહોચે નહિ જેને તે કઇ પ્રકારે કહીયે
કહે પ્રીતમ રવિદાસ સમજીલો, અરસ પરસ મલી રહીયે ॥ ૧૫ ॥

## રવીદાસજી મહારાજે અંજાર નરભેરામજી ઉપર લખેલો પત્ર

નરભેરામ ઘણું શું કહીયે, શીષના ભારે બેસી નરીએ
સાધુ શ્રવણે સુણી ત્યાં જઇએ, મળી રસ પીજે હરિ
ગુણ ગાઇએ ॥ ટેક ॥
પ્રીત ખરી પણ પરખા નાનો, માનેન ઉઠયા મળવા
અહંકૃતી ઇયળ પડી આનંદમાં, ફળ ન દીધુ ફળવા ॥ ૧ ॥
ગુરૂ શ્વાન ને શીષ ગીંગોળા, આપ્યું પાછું લે છે
રતન માળ ગ્રંથમે એમ દાખ્યું, ચોંટી લોહી પીએ છે ॥ ૨ ॥
શીખ શાખા છે ગત સંસારી, રૂદે બંધાયા નાતા
મોટા નજરે ન આણે તેને, જે હરી રંગમે રાતા ॥ ૩ ॥
જે દેવે નથી જગત રીઝાવ્યો, સુર ન ફરીયા ફેરી
નરસીયે ટોપીવાળા પુજયા, દ્દષ્ટિ વિશેશી ફેરી ॥ ૪ ॥
આજ પછી એવું નવ કરીએ, અનુભવસું અંતરોઇ
રામ કૃષ્ણ એ સંત સેવ્યા, સનમુખ ભેટયા જાઈ ॥ ૫ ॥
એ શીખામણ હેતુ જનને માની લેજો સાચું
જ્યાં લગી સંત સેવ્યા નાહી ત્યા લગી કથવુ કાચું ॥ ૬ ॥
વાયક જાતમે રખી લીધાતા ભજની હરીને પ્યારા
સખી ભાવની ભક્તિ કરજો, વૃંદાવન રસ ન્યારા ॥ ૭ ॥
ખુદ ખાવંદના છો બેપીયા માટે ઠબકો દીધો
રવિદાસ ઝીણા થઇ નમીયા, તેણે પ્રેમ રસ પીધો ॥ ૮ ॥

## નરભેરામજી ઉપર પત્ર બીજો

નિજ જ્ઞાની છો નરભે રામ તમને રવિ કરે પ્રણામ
તમારી વાણીમાં બહુ વાન, એવી શુદ્ધ ચાલવી ચાલ ॥ ટેક ॥
ઉતાવળા અંજારે આવ્યા મન મળવાને તરસ્યું
જાણ્યું હું હરિજનની સાથે, મનની વાતો કરશું ॥ ૧ ॥
સત શાસ્ત્રમા શાખ દીએ છે, શ્રી મુખ બોલ્યા એવું
સત સ્નેહી શ્રવણે સાંભળી, તીહાં તતક્ષણ જાવુ ॥ ૨ ॥

કલીયુગનું કારણ છે એવું માને માનત ખુડયા ॥ ૩ ॥
આવણમાં અંજાયા તેને અનુભવ ન કુર્યા ઊંડા
પ્રેમ સુધા પ્રગટીઓ જેને, હૃદે ચક્ષુ ખોલી ॥ ૪ ॥
ગોકુળની ગોપી સહુ સરખીયુ, દેહ દશા ગઈ ભુલી
શ્રી રઘુનાથ અજોધ્યા પ્રગટયા, વેદ શાસ્ત્ર મુખ કહે છે ॥ ૫ ॥
રાસ રમયા ગોકુળમાંહી તે હમણા કયા રહે છે
સંત વીના સંશય કુણ ટાળે, કીપા કરીને કહીયે ॥ ૬ ॥
સંત તણી ગુંજાર ગોષ્ઠી, સમજી સુખ બહુ લઈએ
મળ્યા હતા ગીરનારના મેળે બેઠા રતિ ન ફાવ્યું ॥ ૭ ॥
વરતી ઠરી નહી પણ નિશ્ચળ, ચર્ચાનું સુખ નાવ્યું
આદઅંત મધ્ય મળી રહ્યાછો સ્નેહને રંગે ॥ ૮ ॥
રવીદાસ કહે કીપા રાખજો પત્ર પ્રેમનો માગે

———:—:———

## રવીદાસજી મહારાજે ગોવીદદાસજી ઉપર લખેલો પત્ર

ગોવીદદાસ છો ગુણનાધામ, તમને રવી કહે જયરામ ॥ ટેક ॥
ભક્ત દ્વારકા કેરા સેવક અમને છો બહુ પ્યારા ॥ ૧ ॥
મુખમાંથી વાણી બોલો છો અમૃત કેરી ધારા
અણઘડમાં અમે ભક્ત સંઘાથે ચરચા કરી એકાંતે ॥ ૨ ॥
એકતા મલી ત્યારે આંટી મેટી, અરસ પરમની વાતે
તમો બાળક છો તોય સી હોનું માટે પ્રેમે પુછું ॥ ૩ ॥
પુરા હોઇ તે શબ્દ પારખે, છલકે વાસણ ઓછું
પક્ષપાત તણું નહિ કારણ, પ્રશ્ન ઊપન્યું પ્રીતે ॥ ૪ ॥
ભેદ નાહ નીરગુણ સીરગુણમાં, અનુભવ કેરી રીતે
ગુરૂગમસે નિજ જ્ઞાન વિચારી, કહેજો કાંટે તોલી ॥ ૫ ॥
કોણ નીરગુણ કોણ સીરગુણ, જોજો ઘટમાં ખોલી
પરમ ધામ તે કહો કયાં છે, જયાં નહી હર્ખને શોક ॥ ૬ ॥
નિ વૃંદાવનનું કીયું સ્થાનક, કયાં વસે ગૌલોક
મથુરામાં કહ્યા રૂપ ચાતુરભુજ, કચ્છે ગોકુલ કહે છે ॥ ૭ ॥
એ લીલા કરી વૃંદાવન તે હમણા કયાં રહે છે

ાસે આયા કહાં સમાયા, કહાં ધર્યા અવતાર
મજ વીના કાઇ બાહેર આરડે, ગોથા ખાય ગમાર ॥ ૮ ॥
નીની ગત જ્ઞાની જાણે, જ્ઞાતા આગળ કહીએ
રથ કરે ગ્રહે આપે નવ્યાપે, સમજી સુખ બહુ લઇએ ॥ ૯ ॥
ત લખ્યુ છે મહાપ્રેમથી વાચજો દીલ ધારી
ીદાસ કહે સાધુ ઉપર તનમન નાખુ વારી ॥ ૧૦ ॥

——:—:——

## ીદાસજી મહારાજ ઉપર ગોપી દદાસજીએ લખેલ પત્રનો ઉત્તર

ો સમગતી સોજી રવીદાસ, ગોપી દ મળવા ધારી આશ
રે માનજો પ્રણામ હમતે હૈયામા છે હામ ॥ ટેક ॥
મ અમારી છે હૈયામા, મળવા મન લોભાયે
ી પ્રેમ પાત્રને નિરખી પુરણ સુખીયા થાય ॥ ૧ ॥
ણ પ્રસાદે મરી શ્રમણા, તે અમે કીધી નરણે
ઈ પ્રકારે છો શીરોમણી, કો કથી શુ વરણે ॥ ૨ ॥
ત કરીને પત્ર પહોંચાડયુ, તેતો શીશ ચડાવ્યુ
ર વસ્તુ શોધન કારણ, એ અતરમાં આવ્યુ ॥ ૩ ॥
ત પ્રગટ કરવા માટે, પ્રશ્ન લખ્યા છે પ્રીતે
। જનને હરખ ઉપજે, રસીક સમજે રીતે ॥ ૪ ॥
ગુણ માયાગુણ ન વ્યાપે, સીરગુણ ભક્ત વત્સલતા
ક રૂપ નહિ કાઇ અતર, અતાને આકળતા ॥ ૫ ॥
મ કાળને ઊતપત પરલે, હરખ શોક નહિ વ્યાપે
દ લોકને પારપુરૂષ રહે, અખ ડ ધામએ સ્થાપે ॥ ૬ ॥
દ લોકની નહી સામગ્રી, પરમધામ એ કહીયે
ક્કોર જાણીને લેવો હરિજન કે હૈયે ॥ ૭ ॥
રથમાં ભગવાને ભણ્યુ છે, અર્જુન નારદ પ્રત્યે વાણી
ત જનને રૂદેવામો નિશ્ચે લેજો જાણી ॥ ૮ ॥
છા રહિત ઈચ્છા ઊપજાવી, કરણા રૂપી કેવી
ક સેવા સ ગ આણુ દ નિજ વૃ દાવન મેલી ॥ ૯ ॥

આપો આપ આનંદ ઊપજાવ્યો, નિજ વૃંદાવન ચોકા
થોકા થોક સજ્જન સંગે, એ જાણો ગૌલોકા ॥ ૧૦ ॥
આદ અનાદિ સજ્જનસંગે લીલા સાર બીરાજે
વધે ઘટે નહિ ગુણ અનોખી, સદૈવ બની તે સાજે ॥ ૧૧ ॥
ચારભુજ એ ભુજ વખાણી, અનંત ભુજા અપાર
આવે જાય તે એના કહાવે, એ અલૌકીક અવતાર ॥ ૧૨ ॥
પાંચ તત્વનો નહિ પસારો, દિવ્ય રૂપ ભગવંતા
બાઈજી ભેદ જ બુઝે ન જાગે, મમશા સમજે સંતા ॥ ૧૩ ॥
પોગળ બોગળ એક વીચારે, લીલા એમની એમ
પીંડ બ્રાહ્માંડ વ્યાપક પુરશોતમ, સુત્રમણીએ જેમ ॥ ૧૪ ॥
સમદર ભેદી જમના આવે, સંગી મજી તે આપે
રીવર મઠ ખાર જલ પામી, સ્વાદ પોતાનો દાખે ॥ ૧૫ ॥
સુરજ કીરણ સમીપ છે પણ, કાંઈ એક હોઈ સામી
પુંઠે પડી ત્યારે વીમુખ ભાવ રૂપ વીશેઠે ખામી ॥ ૧૬ ॥
સરવે વસ્તુ સંત સમાગમ તે મધે લઈ નિરખે
દ્વારકાદાસ પ્રતાપે પરખી ગોવીંદ જનગુણ વરણે ॥ ૧૭ ॥

———:—:———

## „ રવીદાસજી મહારાજે ગોરજી ઉપર લખેલો પત્ર

વાલાગુણ ગરજીના ગાય, પ્રેમીજનને મહારસ પાય
બળ શક્તિનું દે આ જગમાહી, મોટા લુટયા બહુ એક ટગ માંય ॥ ટેક ॥
સુરત ડગાવે હરિચરણથી મેલાનું મુખ દેખે
સુરનર ઠગીયા મોહ વળગીયા, સમરણ ગયુ અલેખે ॥ ૧ ॥
બ્રહસ્પતિ ચંદ્રની વાતું, તે અંતાથી નહિ છાની
અંત થકી શીખામણ ઝાઝી જ્ઞાની લેશે માની ॥ ૨ ॥
લલના કેરા લોચનીયામાં, અહ મુખ બહુ અંજાયા
મહા અનુભવમા આડ કરેછે, શબ્દ પ્રકૃતિ માયા ॥ ૩ ॥
કટાક્ષ લોચન કામનીતે દેવ તણી છે દુતી
બ્રહ્મા શંકર પારાશરને પલમાં લીધા ધુતી ॥ ૪ ॥

નૃત્યા કરે મન ગાન મેલી, ભેળી મન મોરારી
લક્ષ ચુકે હું કેથી ન્યારો, કારણ કુંજ વીહારી ॥ ૫ ॥
વેદ વેદાંત ભાગવત કેરા, અર્થ કરે અતી ઝીણા
કનક કામની હાથ વેચાયા, પંડીત પડિયા ઝીણા ॥ ૬ ॥
કામની રૂપે કાળ ભમે છે, ધંમ્બુવને તે વેરી
નારદ સરખા મોહ પમાડયા, દષ્ટે હરખે હેરી ॥ ૭ ॥
અફીને પય પાય અતી પ્રીતે, દુધતણુ વખ થાય
એવખ અજાણ્યા નર આરોગે, નિશ્ચે પ્રાણ પલાય ॥ ૮ ॥
સંગીને પરમોદ કરીને, જતન કરીને ઝડીએ
ખાશે વાઘણ વાટ ઘાટમાં, જે લવ ચડીયા હડીએ ॥ ૯ ॥
કમલ ભ્રમરને હંસ તણી ગત, જુજવી ચાલે વરતી
કમળ ઉદાસી ભ્રમર સુવાસી, હંસ પરખીગે ચરતે ॥ ૧૦ ॥
રૂપ પ્રેમનું છે અતિ ઝીણું, ખગાકાર વૃત્તિ થાય
દેહ ભાન ભુલ્યાં ગોપીજન, ચિત્રમણુની કાય ॥ ૧૧ ॥
પ્રેમ પુરૂપ તો સદા આનંદી, અબલા અંગે રીઝે
પુરૂપે પુરૂપ મળે દુખભારી ઊલટા ખાલી ખીજે ॥ ૧૨ ॥
જપ તપ તીરથી જોગ જગ્નવ્રત, સુપને હરિ ન રાચે
પ્રેમભક્તિ પુરષોતમ રીઝે, રવિદાસ નેહ સાચે ॥ ૧૩ ॥



## રવીદાસજી મહારાજ ઉપર ગોવીંદદાસજીએ લખેલો
### પત્ર

રવિ તમો ગુણના ગ્રાહી, સંત લક્ષણ સર્વદાહી
ગોવીંદ કહે છે વાત વખાણી, શુધ બુધ્ધિ જન લેશે જાણી ॥ ટેક ॥
સુગંધ ભ્રમર કમળ કેરી, ચાહ ઘણેરી જાગે
કમળ બ્રહ્મ ચરણમન મધુકર, ઊપમા કહું શીઆગે ॥ ૧ ॥
નીર સદા એક રસ ભર્યું છે, જોકજ ચાલે ટેડી
જળો બુધ્ધિ જન જુગત ન જાણે, મન ઉપજાવે ઝેડી ॥ ૨ ॥
કમળ સદા જળ માંગે મળે, જળની ગત તે જાણે
અરસ પરસ કારણ આનંદી, પોતાને પરમાણે ॥ ૩ ॥

જલજ જોકનો ગુણ છે ન્યારો, જલ તે સદેવ સારા
સ્વાંત બુંદ મુખ સીપ જામે, અકી મુખમેં ઉરધારા ॥ ૪ ॥
સ્વાંત બુંદ સદગુરૂની કૃપા, પાત્ર પ્રમાણે પોખે
શુધ્ધ બુધ્ધિ વસ્તુને પામે, નિચ જડ મન તે ઘોખે ॥ ૫ ॥
સાર અસારને અસત સત, ભેદી જનને ભાખે
વિધી પ્રપંચ વિસ્તાર સઘળે, જાણે તેના આશે ॥ ૬ ॥
કમળ ભ્રમરને હંસ સમ્યા છે, સાર વસ્તુ શોધી
હંસ બુધ્ધિએ કરો નીવેડો, નરનારી પરમોધી ॥ ૭ ॥
સાર વસ્તુ કરી સંગ્રહી, અસત દીધુ ત્યાગી
આઠ પહોરે અખંડ ઝંડ લાગી, અધીક બ્રહ્મ અનુરાગી ॥ ૮ ॥
અષ્ટ પદારથ સ્વરૂપ દીસે, ભેદુ જનને ભાસે
રસીકની ગત રસીક સમજે; જાણે તેના આશે ॥ ૯ ॥
હરિ હરિજન કેરા તોલ વરણવ તે કેમ થાય
શેશ સહસ્ત્ર સમતોલે આણે, મેરૂ કેમ કહેવાય ॥ ૧૦ ॥
અરસ પરસ અનુભવની વાતે, પુરણ સુખકું આપ્યું
બાલક બુધ્ધિ પરી ઊતર આપો, તે સાચું કરી થાપુ ॥ ૧૧ ॥
સંત સમાગમ સદગુરૂ સેવા, સાર પાયા સારા જનથી
જન ગોવીંદ નમે કર જોડી, મહેર કરીને મનથી

———:—:———

## નાગર ભકતે રવીદાસજી મહારાજ ઉપર લખેલો પત્ર

નાગર લખે છે રામ રામ, રવીદાસ ધન તમારૂં ધામ ॥ ટેક ॥
અવની ઊપર ઊદય થયા, ભક્ત નામ ધરાયું
પતીત જનને પાર કરાવી, નીરભે નામ ઠેરાવ્યું ॥ ૧ ॥
વિચીત્ર વૈષ્ણવ વેષ સુંદર દીસતા દયાળ
ભાલ તિલકને માલા કંઠે હંસનો છે હાળ ॥ ૨ ॥
પરમારથમે વસ્તુ જાણી સદગુરૂની સમસ્યા
અનભે અંકુર ઊગ્યો સારો આવી છે મહાદશા ॥ ૩ ॥

જાણો છો સર્વેના મનની વારે વારે શું કહીએ
અગીયાનું અજવાળુ કેટલું તે જાણવું હોયે ॥ ૪ ॥
અધુરાને પુરા મળેતો ચીત ચોખું થાય
પારસમણી લોહાને પરસે, કંચન તે કહેવાય ॥ ૫ ॥
હંસ મંડળી શોભતી સુંદર જ્ઞાન થી આપુ ગળે
દર્શન થી દુખ જાય સર્વે, રઘુનાથ સ્વામી મળે ॥ ૬ ॥
શેરખી ગામ સદાય તિરથ જહા તમો તો વશીયા
દર્શનથી દુર જાય પ્રાયશ્ચિત, અઘના ઓઘ ખસીયા ॥ ૭ ॥
પ્રીત કરીને પત્ર લખ્યું છે મનમેં માની લેજો
દાસ નાગર કહે કર જોડીને એકવાર દર્શન દેજો ॥ ૮ ॥

## સાખી

અવની ઉપર ઊદય થયા પવિત્ર કીધો ખંડ
રવીદાસ રહી રહસ્ય છો દુષ્ટને દેવા દંડ ॥ ૯ ॥
મેં અજ્ઞાની કછુ જાણું નહી, તુમહો બડે દયાળ
નાગર રંક શરન આયો ઊનકે કોન હવાળ ॥ ૧૦ ॥



## રવિદાસજી મહારાજે આપેલો નાગર ભકતને ઉતર

નાગર ભક્ત વજાવ્યું નામ, કહે છે રવિદાસ જેરામ ॥ ૨૬ ॥
સેન વ સમાં ભક્ત નિપન્યા, રાખી સહુ મરજાદા
સ્વર કરી કીર્તન કરો છો આણી પ્રેમ અલ્હાદા ॥ ૧ ॥
સાચો આશરો રાધે વરનો લીધો છે લેહ વાણી
કુલકરણી કુટારો મેલી હ્રદયમાં અમૃત વાણી ॥ ૨ ॥
ઈચ્છા છે મળવાની મનને હેતે હરિ રસ પીજે
સત સંગતનો મોટો મહીમા લાહો ઘણેરો લીજે ॥ ૩ ॥
વાલ પણાની વાતુ કરીયે શ્રવણ ધરી સાંભળજો
તનની તનતા મેલી કરીને એકવાર આવી મળજો ॥ ૪ ॥

સમસા સેજે સદગુરૂ કેરી તે સહુથી છે ન્યારી
સનકાદીકને અતિ અગાધ, વસ્તુ અપાર વિચારી ॥ ૫ ॥
વેદેવમાં વાસ તમારો, સાધુજન શ્રાયા
ધન તમારા માત તાતને, જેણે તમને જાયા ॥ ૬ ॥
રવિદાસ કહે છે મહા પ્રેમે, જોજો પત્ર તપાસી
પરખો નરખો સઘળે સરખો, અખંડ એક અવીનાશી

———:—:———

અમર પિયાલા મારા ગુરૂજીએ પાયા, મદમસ્તાન હું ફરૂં દીવાના
અમરાપુરની આશ કરોતો છોડ દીયો અભીમાના ॥ ટેક ॥
કીતના હે લંબા કીતના છોટા કીતના હે હલકા અનુમાના
સાંઈ સાહેબકા ભેદ બતાવે ધરો કુડા કુડા ધ્યાના ॥ ૧ ॥
આભથી ઊંચા પવનથી ઝીણા, આદ્ય અપરંપારા
વધે ઘટે તેને રાખે બરાબર, કાંયમ હે કીરતારા ॥ ૨ ॥
ભેદ વીનાનો ઘરોઘર ભટકે, મુરખ લજાવે ઊલટા બાના
આઇના ન સુજે પથરાને પુજે ધરે સાહેબના ધ્યાના ॥ ૩ ॥
પ્રતિત વિના પંડીત કહે વાણા, મરવાંચે પુસ્તક પાના
પ્રતીત જેની વાળી વળે નહિ પંડીત નામ ઠેરાયા ॥ ૪ ॥
અબ નહિ આવું અબનહિ જાવું, અબ નહિ ધરૂં કુડા ધ્યાના
રવીદાસ ગુરૂ ભાણ પ્રતાપે, લખી આપેલ પરવાના ॥ ૫ ॥

———:—:———

## સાખી

મુળ કમળથી ઊપડીને રૂદે કમળમાં બોલે
નાભી કમળથી મારી સુરતા ચલી, ઊભી ત્રીવેણી માં ડોલેરે
એવી ઝણુણુણુ ઝાલરી વાગીરે, મેતો જોયું તખત પર જાગીરે
મને સંત મળ્યા સોહાગીરે, એવી મધુરીસી મોરલી વાગીરે ॥ ટેક ॥

સત નામ ઘોડો સણગારીયો, લેહની કરી લગામ
ચાદો સુરજ દોતુ પાવડે, એનો ચડનારો ચતુર સુજાણરે ॥ ૨ ॥
ગગન મંડળમાં ગોખલો, નર સુતો નિરધાર
ત્રણ પુરૂષ એની સેવા કરે, રામ કબીર રણુકારરે ॥ ૩ ॥
સદગુરૂએ અમને ઊરમાં લીધા, માર્યાં મોહનીના બાણ
વીચાર કરો તો વેદન જાણે, ભીતર પ્રગટ થયા ગુરૂભાણરે ॥ ૪ ॥
સોહં સોહં તારા ઘટમા વસે, સુરતા કરે એની સેવ
ભાણ પ્રતાપે રવિદાસ કહે, મુને મળીયા નિરંજન દેવરે ॥ ૬ ॥

———:—:———

## રવી સાહેબ તથા ખીમ સાહેબની જ્ઞાન ગોષ્ટી

સદગુરૂ ભાણ તણા દો બાલક, ખેમદાસ રવીદાસા
ઊનકી ગોષ્ટી કહુ ગુરૂ ગમસે, અંતર પ્રેમ પ્રકાશા ॥ ૧ ॥
ચવે ગાયને ચીતમા ધરે, દુરમત થાએ દુરા
કહે કુંવરજી નજરે નરખ્યા, પ્રગટ જ્ઞાની પુરા ॥ ૨ ॥
ગુરજર ખંડમે મહા ગુરૂ જ્ઞાની, ધીરા ગુણ ગંભીરા
મળ્યા મહંત ને થઇ આતુરતા, તુરત લગાયા તીરા ॥ ૩ ॥
મહી કાંઠે રે ગામ શેરખી, મળીયા દો ગુરૂ ભાઇ
પ્રેમ સહીત પુછે ખીમદાસા, અંતરકી ઓળખાઈ ॥ ૪ ॥
ખીમઃ—આરાધ કરતે આયા તુમ પાસા, સદગુરૂ કહ્યા સમઝાય
રવીદાસ ગુરૂભાઇ તમારા, ઊનકુ મિલીયો જાય ॥ ૫ ॥
મળતા મહા સુખ ઊપજ્યા, તાપ ત્રીવીધિ ટળીયા
એમ કહે અમ કરો ગોષ્ટી, મનકા મેરામ મળીઆ ॥ ૬ ॥
પશ્ચિમ દેશસે હમ ચલ આયે, દર્શન કરન તિહારા
શ્રવણે સુણતા નજરે નિરખ્યા, હૃદા ઠર્યા હમારા ॥ ૭ ॥
રવી :—બહોત કીપા હમપે કીની, આપહો બડા બડેરા
દેદારે દુખ સઘળા ભાગ્યા, બડબાળક ગુરૂ કેરા ॥ ૮ ॥

ખીમ:—છોટા બડા જગતકી રીતી, બુઝે સો બડ માની
સત સરૂપ કહો ગુરૂ શબ્દે, મો હમ લેવે માની ॥ ૯ ॥
રવી :—હમ પુછત હે પ્રેમ પ્રીતસે, અંતરકી ગત કહીયે
જેસી હોઇ તેસી સત ભાખો, લલ તણી ગત લહીયે ॥ ૧૦ ॥
ખીમ:—જ્ઞાન ધ્યાન ને જોગ ભોગ મે. ગ્મી રહ્યા રામૈયા
સકલ ભુવનમે સાહેબ વ્યાપક હમ ગુણીયા સો કહીયા ॥ ૧૧ ॥
રવી :—અગમ અગોચર નામ નિરંતર, સત સ્વરૂપ હે સ્વામી
સો કેસે કરી હરદે પ્રગટે, અનુભવ અંતર જામી ॥ ૧૨ ॥
ખીમ:—પંચ તત્વકા સબ વિસ્તારા, કહો ઉનકા કીકાના
તત્વ તત્વકા કરો નિવેડા, તો પ્રગટ પરમાના ॥ ૧૩ ॥
રવી :—શ્રી ગ તોયને નાભી પૃથિવ, રહે પ્રગટ આકાશા
કંઠ પવન ગત ગુરૂગમ પેખો, નેણે તેજ પ્રકાશા ॥ ૧૪ ॥
પૃથિવ ખેચી ગુરૂ શબ્દમે, આકાશ પેઠી જાઈ
તત્વ તત્વમે જાય મીલાયા, અરધ ઉરધ સમાઈ ॥ ૧૫ ॥
જોત અખંડીત નાર સુખમણા, વાંહા રીંધુકા મેળા
ઉનકી આગે જો બતલાવે, સો સદગુરૂકા ચેલા ॥ ૧૬ ॥
એ કુંચીહે સદગુરૂ કેરી, આપ અબી દેખલાવો
બડે ભ્રાતહો સદગુરૂ જેસે, સાચ કહી સમજાવો ॥ ૧૭ ॥
ખીમ:—ખરી નિશાની સદગુરૂ કેરી, પ્રગટયા આપો પરચા
અરધ ઉરધકી કીતહી આગે, સુપ કરત હો ચરચા ॥ ૧૮ ॥
રવી:—નાદ સરૂપી જોત કહાવે, તહા તુમ મનવા રાચો
અનાદ પુરૂષકી ખબર ન જાની, તબ લગી મતો હે કાચો ॥૧૯॥
ખીમ:—નાદ બુંદકા એકહી ખેલા, મનમે કરો વીચારા
ઊનકે આગે કછુબી નાહી, સબ ઉનકા પીસ્તારા ॥ ૨૦ ॥
રવી:—હમ તુમકુ કહા કહી સુનાવે, ગુરૂ ચેલા બડભાઈ
નાદ બુંદ મીલી એક વિસ્તારે, સબહી પરલે જાઇ ॥ ૨૧ ॥
ખીમ:—પરલે પીંડ કીયા તુમ પરગટ, શબ્દ બહારહી બોલે
નાદ સરૂપી સચરાચરમે, થઈ રહ્યો ઝાકમ ઝોલે ॥ ૨૨ ॥
રવી :—નાદ બુંદ તુમ કયા કહતહો, નાદ નિરંજન રાઈ
અંતે જાતા એજ પરલામાં, અસંખ જુગ અથડાઇ ॥ ૨૩ ॥

ખીમ:— સોહં શબ્દ સદ્ગુરૂ બતાયા, અંત કરોડ સંત ઓધરીયા
આદ અંત મધ એ વિશ્વાસે, ઠીક કરીને ઠરીયા ॥ ૨૪ ॥
રવી:—સોહં શબ્દ તુરીયાને નાકે, મેરમને મન આવે
ગુરૂ શબ્દ ખોટા નવ થાય, વિશ્વાસે વળગાવે ॥ ૨૫ ॥
ખીમ:—વિશ્વાસી સબહી તે છુતે, જે ગુરૂ શબ્દે રહીયા
નાદ સરૂપી સચરા ચરમે, અખંડ આતમ લહીયા ॥ ૨૬ ॥
રવી:—જ્ઞાન ઉપાસના કર્મ જોગસે, સદ્ગુરૂ ઘર ન્યારા
તુમનો સમજી માંડી સમાયા, જુગ કયું ઉતરે પારા ॥ ૨૭ ॥
ખીમ:—વર્ણું અવર્ણું સચરા ચરમે, હમરે સબહી એકા
તુમ તો અર્થ અભીમાન લઈ બોલો, દીલ ભીતર હે ટેકા॥ ૨૮॥
રવી:—ટેક હમાર એક નામકી, સમદ્રષ્ટી મન આણું
પાર બ્રહ્મ પરચા હોવે, સોઈ સંત પરમાણું ॥ ૨૯ ॥
ખીમ:—બાર પંથને ખટ દરશનમાં, ખાંત કરી સત એવા
સબહી માંહી હે અવીનાશી, સો કયું જાય મેવા ॥ ૩૦ ॥
રવી:—વાડા માંહી જે વીંટાયા, વા રંગે તુમ રાચા
બાના રાખે સબકુ માને, સો સાહેબકા સાચા ॥ ૩૧ ॥
ખીમ;—કોણ તમારા બાના બોલીયે, કોણ તમારી ભેખા
કોણ તમારો શબ્દ બોલીયે, કોણ તમારી ટેકા ॥ ૨૨ ॥
રવી:—બીરદ હમારા બાના બોલીયે, સત હમારી ભેખા
સદ્ગુરૂ શબ્દે સોહી ઘર પાયા, નામ હમારી ટેકા ॥ ૩૩ ॥
ખીમ:—કોણ તમારી માળા બોલીયે, કોણ તમારી કંઠી
કોણ તમારી શ્રવણી બોલીયે, કઈ પ્રકારે પેઠી ॥ ૩૪ ॥
રવી:—મન હમારી માળા બોલીયે, પવન હમારી કંઠી
સુરત હમારી શ્રવણી બોલીયે, ઉનમુની લેકે પેઠી ॥ ૩૫ ॥
ખીમ:—કોણ તમારી ટોપી બોલીયે, કોણ તુમારી ફેંટી
કોણ કલંગી શીરકે ઉપર, કૈસે સેલી વીંટી ॥ ૩૬ ॥
રવી:—ત્રીગુણ રહીત મે ટોપી પહેરૂં, મનજા બાંધુ ફેંટી
કર્તા કલંગી શીરકે ઉપર, સેજ સેલી વીંટી ॥ ૩૭ ॥
ખીમ:—કોણ સુમરણી તુમ સુમરતહો, કોણકુ બજાકર થાપો
પીછી લેકે જગત પરમોદો, ઉનકા જવાબ આપો ॥ ૩૮ ॥

રવી :—સમાધ સુમરણી કુબજા દાસી, પીંછી પ્રેમ રસ ભીની
સદગુરૂ શબ્દે લહુ નિરંતર પરમાતમકું ચીની ॥ ૩૯ ॥
ખીમ;— પાખંડ પરપંચ કબુન માનું, મન ધોળા તન લાલા
શબ્દે શબ્દે દીયો બતલાઇ, કયું ઓળખ્યા દર હાલા ॥ ૪૦ ॥
રવી :—સાચ તણા તુમ શબ્દ પરખલ્યો, દેખો દીલમે ખોળી
ઘર ધ ધામાંહી ગુચવાયા તુમ કહા જાનો બોલી ॥ ૪૧ ॥
ખીમ :—ઘરમે બને નહિ લીનતા સુનમે સુરત લગાયા
તન જોગી મન જુગત જાગો માયામેં ભરમાયા ॥ ૪૨ ॥
રવી :—સુન્ન સુન્ન કહિ સબહી ભુલ્યા, તીન દેવ સંસારા
સુન્ન વીશવાસે જે નર રહીયા નભ અવતર્યા તારા ॥ ૪૩ ॥
સુન્ન ગગન પેઠ પરલે ગીયા કહા સાધ કહા સીધા
જબ લગ સાચી વસ્તુ નગીની ઊડે આકાશે ગીધા ॥ ૪૪ ॥
સુન્ન સુન્ન તુમ કહા કહતહો મનવા મન ડોલાવે
કોઇક અવંગી આપ ઓળખે સુનમે નાદ સમાવે ॥ ૪૫ ॥
સુન્ન મેં નાદ સમાવે સદગુરૂ મેં કહા જાનુ ગોતી
ચંદ સુરજ એક ઘર આણો, પ્રગટી ઝગમગ જોતી ॥ ૪૬ ॥
એહી સુન્નમેં શબ્દ સમાયા ઉનઆગે મગરૂરા
સુરત તુરત થકી નિજ માંહી ગેબી તુરપર તુરાં ॥ ૪૭ ॥
ઇસ ઘરકી કોઇ ખબર બતાવે સો પારખી હે પુરા
લક્ષકુ જાઇ અલક્ષમે લાવે વરસે નીરમલ નુરા ॥ ૪૮ ॥
ખીમ:—અનંત કોડ જે સંત ઓધરીયા, પ્રેમ ભગત પરખાઇ
ઘટ ઘટ માંહી નાદ સરૂપી અકલ કલ્યો નહિ જાય ॥ ૪૯ ॥
રવી :—જબ લગ સદગુરૂકુ નહિ પરચા, નામ નિશ્ચેનહિ ભાઇ
તબ લગી આવા ગમન નહિ છુટે, પ્રેમ ભગત વહીજાઇ ॥૫૦॥
ઘટ ઘટ માંહી પરબ્રહ્મ અહોતો, આઇ નિકસો મેદાના
શીવ શક્તિકા વાડા તોડકે સાચ લહો નિશાના ॥ ૫૧ ॥
ખીમ:—શીવ શક્તિકા વાડા તોડકે કહો કોન નિકસા બહારા
ધોખે આયા સો પરતાયા, મારગ ખાડા ધારા ॥ ૫૨ ॥
રવી :—ખાંડાધાર તુમકોન દેરાવો કોન ગુરૂકા ખેલા
ઉન મારગકા મરમ ન જાણો ભડપણે કરો ઝેલા ॥ ૫૩ ॥
ખીમ:—મીન વીહંગ તુમકુ બતલાયા સદગુરૂ દીની કુંચી
કીડીકી ગત કોઇ જાને તુમકુ બાત ન રૂચી ॥ ૫૪ ॥

રવી : —ઝીણા મારગ રહિત વાસના મોપે અ દેશા એસા
શીશકું લઈ ચોરાશી ડારો આપ તરોગે કેસા ॥ ૫૫ ॥
ખીમ —ભ્રમ ભેદી એક જનક વીદેહી, શુકજીને બતલાયા
સુભર ભરીયા સાહેબ ઓળખાયા, અ તે ભ્રમ છોડાયા ॥ ૫૬ ॥
રવી : —જનમ તણા એક શુકજી જોગી ગર્ભ વાસમેં કહાવે
કૃમીષ્ટ પાપી જો પરમોદે ચોરશીમે જાવે ॥ ૫૭ ॥
ખીમ; —ઊલટી રીત અવીગત કેરી જહા જેસા વહાં તેસા
સાચ જુઠકર જુઠ સાચકર ભોત ઊનકા વેસા ॥ ૫૮ ॥
રવી :—એહી અરથ અનોપમ લાગે ધરતીતે ઠેરાઈ
જબ લગ મન માયામે અટકે તબલગ આવે જાઇ ॥ ૫૯ ॥
ખીમ:—જબ લગી કાયા તબ લગી માયા તુમકાયા નહિ ધારી
લઇ સર્વે સોપી સદગુરૂને રહીએ આજ્ઞાકારી ॥ ૬૦ ॥
રવી : —કહા ભાઈ માયા અરપીએ તો, મન વસ કદી ન રહેવે
મીઠું બોલે સબકુ રીઝાવે અ તર માયા ગ્રેવે ॥ ૬૧ ॥
ખીમ·—જો કરતા સો સદગુરૂ કરતા, સ ત ન આણે આપા
શીરકે ઊપર બોજ ન લેવે કબહુ ન લાગે પાપા ॥ ૬૨ ॥
રવી : —મનસા નારી ઠગની ભારી વીન ધારીકુ જાગે
વાસના પ્રગટે મન લુભાવે સંત પુકારે આગે ॥ ૬૩ ॥
ખીમ·—માયા બ્રહ્મમે બ્રહ્મ માયામે અરસ પરસ હે ભાઈ
અમારે મનતો એક બ્રહ્મ હે, તુમ બહોત કરત હો ચતુરાઇ॥૬૪॥
રવી : —એક બ્રહ્મ બોલે નેહિ ચાલે, તુમ રાહ પકડીયા આડા
વીખીયા માહી બહુ વીટાયા શિષ ચોરાસી પાડા ॥ ૬૫ ॥
ખીમ;—બધ ખોટ આવે નહિ હમકુ, કુડ કપટસે ન્યારા
જો કોઇ બોજ લેવે શીર અપને બચે નહિ બીચારા ॥ ૬૬ ॥
રવી : —કુડ કપટ તુમરે દીલ નાહિ તબ વીખીયા કાહી બતાવો
આકાશેથી બ દ ઊતરી ફેર બ ધાણો દાવો ॥ ૬૭ ॥
દાવા તુમકું દુખ દીખલાવે ચેલા બ ધન માહી
તુમ જા પડો સુરત તમારી ચેલા છોડો કે એકલાઇ ॥ ૬૮ ॥
ગુરૂ કરે ને પડે વિવેમેં તારે અ ધા ચડશે
બચને બાધ્યા સુત ગુરૂ ભાઇ ગોથું ખાવુ પડશે ॥ ૬૯ ॥
ખીમ —ઇતિની સમજણ હમકુ નાહી, એ શુ ચવણ હે ભારી
મહા વસ્તુકી ચાલ તમારી કયું કહ હોવે ન્યારી ॥ ૭૦ ॥

રવી . —સર્વે નીવેડા શબ્દે શબ્દે તુમકુ બતલાયા ન્યારા
અબ વાડાકા બંધન તોડો નામ ગ્રહો નિરધારા ॥ ૭૧ ॥

ખીમઃ —એક બુંદકા જુગ ઊપાયા જોગી પીર ફકીરા
એક બુંદ સકળ ઘટ વ્યાપક કહા રંક કહા મીરા ॥ ૭૨ ॥

રવી : —સમજણ સાચી કરી લો શબ્દે છોડો જુઠી આશા
એહી બુંદકુ થીર કરી રાખો નીરભે થાઓ નિરાશા ॥ ૭૩ ॥
નિરભે થાઓ નિરાશા ભાઈ હોઈ કર્મકા નાશા
મોહ બંધન છુટે જબહુ સા કરે કાલકા ત્રાસ ॥ ૭૪ ॥
તીન પોર લ્યુ ચર્ચા ચાલી શબ્દ માર બહુ લાગ્યા
ખીમદાસકું ખરા બતાયા સંશય સબહી ભાગ્યા ॥ ૭૫ ॥
મૌન મેલી એક દોભાઈ રીધ અટોલુ આયા
દેહી વીદેહી જ્ઞાન અપારા ખેમદાસ સમઝાયા ॥ ૭૬ ॥

અટોલુવાચ:—અવાચ વાણી અબોલ બોલે રંગ બેરંગી રીઝો
અગાધ વસ્તુ રવીદાસ બતાવે સત શબ્દ ગ્રહી લીજે ॥ ૭૭ ॥
હમ આયે પરદેશી પંખી કુછું કછુ ન બોલા
નેહ તત તુમકુ બતલાયા, હમહી શબ્દ કો તોલા ॥ ૭૮ ॥

ગેબીવાચ;—ગેબીકહે ખતરા મત રાખો, ખીમખરી નીશાની
સતશબ્દ જેણે નહિ લહ્યા, માયાએ લીના તાણી ॥ ૭૯ ॥

એ ગેબી હે ગુપ્ત ગુંજણા, જોણી સંકટ નાવે
રતી રેખ જો સંશય રેવે ફેર ચોર્યાશી પાવે ॥ ૮૦ ॥

ભાણ કબીર રવી એકહી અંગા જુગત કરીને જાણો
રૂપ અરૂપી વ્યાપક વસ્તુ સો પરગટ પરમાણો ॥ ૮૧ ॥

ખીમદાસકા ખતરા ભાગ્યા આયા અનભે માંહી
બાહેર ભીતર શબ્દ સત પાજે આવાગમન મીટાહી ॥ ૮૨ ॥

તબ ખીમદાસે શીશ નમાયા ભાગ્યા દીલકા ધોખા
સેજ સુન્યમે જાઈ સમાયાં મટીયા હર્ખ ર શોકા ॥ ૮૩ ॥
ખેમ કહે અબ ખતરા ભાંગ્યા, શામદાસ સાચ પાયા
જીવન પ્રતીત આઈ કેહકી અમર પુરૂષમાં સમાયા ॥ ૮૪ ॥
સદગુરૂકા શબ્દ ગ્રહીને વાડા તોડી ચલીયા
બ્રહ્મ અગ્નિમાં બાળી વાસના અમર પુરૂષમાં ભળીયા ॥ ૮૫ ॥

સદગુરૂ શબ્દે પ્રેમ પ્રીતસે રવીદાસ રંગ લાયા
આન ધરમકા ગઢ છોડાયા મનકા મતા તોડાયા ॥ ૮૬ ॥
સદગુરૂકી સાન ગ્રહીસો પોચા સત નામ પહિચાના
સદગુરૂ સમીપ કહે કુંવરજી, મેજે સેજ સમાના ॥ ૮૭ ॥

## કવીત છપા

ભાણુ લહ્યા સત ભેદ છાપ સત નામકો અંકો
ખેલા સબહી માંહી મહા વરતી પુરણુ ડંકો
આપે ન્યારા હોઈ મોટપ ઓર સીરન દીની
શબ્દ ગ્રહ્યા સત જાણી, ધજા ધરમકી કીની
પરમોદી સબ જહાંન ભેદ નીરાલા રાખીયા
નમીયા કઈ નરેશ દલકા કાંઇ ન દાખીયા ॥ ૧ ॥
આયા અલખ અવાજ ચલનકું ચેતન હોઇ
અકલાયા દલમાંહી ગુંજ સો કહું સુનાઈ
ખોજ વીચારીમાંય અંસ અપના સંભારીયા
કોન દેશપે જાંઊ ધ્યાન હરદામે ધારીયા
આપા પુરસ પહિચાન દક્ષણમે ચલે ગુંસાઇ
સોધ લીયા તબ અંસ મીલી અંતર ઓળખાઈ ॥ ૨ ॥
કરી ગુંજ પ્રગટ ઊજાગર ભેટે રવીદાસા
ગ્રહ્યા નેજા જબ હાથ કાલકુ પડીયા ત્રાસા
આતમ તત્વ વીચાર, બાત ઓર ન ધરે કાના
દર્શન ખટ પંથ બાર ભેખસે રહે સનમાના
આપે ન્યારા હોય નીરંતર નેણે.આપા
શબ્દ ગ્રહ્યા સત ભાણુ ફેરા તુરંત મીટાયા ॥ ૩ ॥
ભાણુકે ઘરેમે સંત પ્રથમ પરતીત વખાનું
ઊજાગર રવીદાસ, સંત ટેક પ્રમાણું
સતગુરૂકે શીશ હુવે મહા નિરમલ દરીયા
મનમાં આણે બ્રાંત ભવસાગર કબુ ન તરીયા
રવીયે સુનાયો શબ્દ ગ્રહોસો જીવનદાસજી
મન જોબનકો માર છુટયો, તનમાં હુવો પ્રકાશ ॥ ૪ ॥

સદગુરૂ ગ્રહે બે હાથ દેશમે પહોંચે જાઇ
મુલ પ્રતીતી ઉપદેશ પંથકે બાર સમાઇ
ફેર માસ છત્રીસ શબ્દ ગ્રહ્યો શામદાસા
ભાંગ્યા સબહી ભરમ અંતરગત ભયા ઉજાસા
ગ્રહીહે નામકી ટેક સત સ્વરૂપ પ્રકાશા
મરજીવા સદામન સદગુરૂ રૂપ સમાસા ॥ ૫ ॥

પોત્યા પરગટ દેહ આંટી જબ મનકી છુટી
મટીયો થાપ ઉથાપ કરમકી સાંકળ તુટી
બેમ ગ્રહ્યાનિશાન, પ્રગટ આરતીમેં ભાખ્યા
અનહદ કેરીસુધ્ધ ભઈ જબ આપા નાખ્યા
સતનામકી લહારસે ભાણુ કબીર ઠેરાઇયા
જાકા જાહી મન તાકા તાહી સમાઈયા

## દોહો

શીખર કળસ ચઢાઇયા, સુણોસ ત ચીતલાય
કુંવરજી તામે ભળ્યા કલસ ચઢયો હે જાઇ ॥ ૧ ॥

સતાશી દોહરા આદકે, ખટ કવીત પુની તાસ
ઊભે દોહરા અંતકે કહે કુંવરજી દાસ ॥ ૨ ॥

## કુંવરજી કૃત જ્ઞાન ગોષ્ટી સંપુર્ણ

ઓધવજીરે એક અરજ હમારી, વાલાજી એક વીનંતી હમારી,
કહેજો જદુપતી રાયને ॥ ટેક ॥

કેમરે થયા મારા નાથ નમેરી રેહા
જીવન કેમ રે જીવાયરે, જળ વીના જેમ મીન વસોયાં
એમરે અમારા દીન જાયરે ॥ ૧ ॥

ત્રીકમજી તમે કેમ તરછોડોરે, મરીએ મહાવીખ ખાઇરે
આતમ હત્યા હમે દેશું હરીને, ઓર નથીરે ઉપાઈ રે ॥ ૨ ॥

તમે છો મારે ધાટ ધરેણા રેહાં જાણોછો જદુરાય રે
નીરધનીયાને ધન નામ તમારું, કોટી ધ્વજ કહેવાયરે ॥ ૩ ॥

પુરૅવ જન્મની પ્રીત હમારે, મોહન કેમ મેલાયરે
કહે રવીદાસ સત ભાણુ પ્રતાપે, આવા ગમન મટી જાયરે ॥ ૪ ॥

———:—:———

શહેર વાસહી ધામ નામ નવ ખંડમે પ્રાજ્ઞ
ભાણુ જગત ગુરૂ દેવ રાવ રંક ગમ્ખી માન્ન
પલ પલ પરચાદીન બ્રહ્મ વેતા બ્રહ્મ જ્ઞાની
હું તુ દીયા ઊઠાય ઉપ કીયાહે પાની
તીન લોક મે સાર શ્રીરામ નામ રટલાયે
અનહદ ધુની સુની શબ્દ, પાર પરમાતમ પાયે
અરઢ મતા વાયક અભે, રામ ખાણુ રીરે નાડી
ભાણુ ઉજાગર અભેદ બુધ, રવીરામ કહે બ્રહ્મ માંહી ॥ ૧ ॥
લોહર વંશ અવતાર સંતનસે રહે લોલીના
તન મન ધન અરૂપ્રાણુ, સકલ હરિ અર્પણ કીના
એક અખંડીત બ્રહ્મ, અમર અદ્વીત રસ ચાખ્યા
સમદષ્ટી સમતુલ્ય સંતસે આપન રાખ્યા
ખારા જલ મીઠા કીયા, મહા પોરા કઠીન કલી
અનેક જીવ ઉધારીયા, ભાણુ સાહેબ કીની ભલી ॥ ૨ ॥
ખીમ ખાલક રૂપ હે દીલ દરીયા ભરપુર
નીકમ તનમે દેખીયા હરદમ હાલ હજુર
ખીમ ખરે નીશાન શામ સમદષ્ટી આણ્યો
જીવન મન પ્રતીત પ્રેમ રસ પુરણુ માણ્યો
પહોંચ્યા સખહી પાર બાલ ગોપાળ સમેતા
ભાણુ કબીર રવીરામ નામમે મલીયા જેતા
લોક લાજ કુલ પટકકે રેહે નામ લોલાય
ભાણુ સુત રવીરામ કહે બહોરી ન આવે જાય ॥ ૩ ॥
કુંવરજી અરૂ માવ ખીમ સ્વામી ઓર જીવન
નામ સુધારસ સાર પંચમિલ લગેહે પીવન
દૃઢ જ્ઞાન વૈરાગ, અનન્ય મત આપ ઉજાગર
શીલ સંતોષ અરક્ષમા, ઓર આર્જવ સુખસાગર
ગંભીર મતા સમુદ્ર જ્યું, હરિ ગુરૂ મેં હેતે મળે
રવીરામ નામ સંભારતા, ત્રિવિધ તાપ સેજે ટળે ॥ ૪ ॥

# શ્રી મોરાર સાહેબની વાણી

## મોરાર સાહેબ કૃત ગુરૂ મહિમા

આતમ અનુ ભવકે ઉદય, ભયો સ્વરૂપ સમાસ
ગુરૂ દેવનકે દેવ હો, સમર્થ સરજન હાર
ભાખે વેદ પુરાણ અસ, ગાવે ગુન મોરાર

### ચોપાઈ

શ્રી ગુરૂ હે દેવનકા દેવા, કીજે ચરન કમલકી સેવા
સત સ્વરૂપસો સરજન હારા, સેવક કાજ કરત સ ભારા ॥ ૧ ॥
અપને આનાકો બદ જાની, સરણાગત માગુ શુધ આની
અ તર માહી વસે સો આપ, દીના મોહી નામ નિજ જાપ ॥ ૨ ॥
શ્રી ગુરૂ ચરણ પ્રભાવ હે એવા, બ્રહ્મ જન્ય કોઈ પાવે ભેવા
આપે સદગુરૂ આતમ રામ નિર્ભય એક બતાયા નામ ॥ ૩ ॥
નામે નુર રહ્યા ભરપુરા, નામે રઘુવર હાલ હજુરા
નામે નામિ મિલી ગે આય, નામે પરમાતમ પદ પાય ॥ ૪ ॥
શ્રી ગુરૂ નામ સુનાયો સોહી, જપતા જનકા કારજ હોઇ
સતગુરૂ આપ દયાકર દીની, ચૈતન રામકી ભક્તિ દીની ॥ ૫ ॥
સતગુરૂ હે દીનકે દયાળ, સતગુરૂ સરણાગત પ્રતિપાળ
સતગુરૂ સતસાહેબ હે સોઇ, ત્રી સ ધ્યા સમરો સબ કોઇ ॥ ૬ ॥
સદગુરૂ અખીલ બ્રહ્મ આન દા, સદગુરૂ પુરણ પરમાન દા
સરૂગુરૂ સચીદાન દ સ્વરૂપ, સદગુરૂ આન દ કદ અનુપ ॥ ૭ ॥
સદગુરૂ નિરાલ બ નિજ ધામ, સદગુરૂ સકલ લોક વિશ્રામ
સદગુરૂ આદી પુરૂષ અવિનાશી, સદગુરૂ શબ્દ કે પાર નિવાસી ॥ ૮ ॥
સદગુરૂ રૂપ અરૂપી એક, સદગુરૂ આલમ અમર અનેખ
સદગુરૂ આપ અક્ષરાતીત, સદગુરૂ આન દ મય અદ્વિત ॥ ૯ ॥
સદગુરૂ નિરંજન જન નિજ ધ્યાન, સદગુરૂ વિશ્વ રૂપ ભગવાન
સદગુરૂ સીરગુણ રૂપ જો ધાર, સદગુરૂ કરત સકલ ઉપકાર ॥ ૧૦ ॥
સદગુરૂ રામચ દ્ર અવતારા, સદગુરૂ તારે અન ત અપારા
સદગુરૂ કરૂણામય શ્રીકૃષ્ણ, સદગુરૂ મજ કિને પ્રશ્ન ॥ ૧૧ ॥

સદગુરૂ મચ્છ કચ્છ અવતારા, સદગુરૂ ભુમિ ઉતારે ભારા
સદગુરૂ શુકકર રૂપ ધરાગે, સદગુરૂ ભક્ત ભુમિ શીર લાગે ॥ ૧૨ ॥
સદગુરૂ શ્રી નરહર તન ધારે, સદગુરૂ ભક્ત પ્રહલાદ ઉધારે
સદગુરૂ વામન ઓર પરશુધરં, સદગુરૂ સર્વાતીત વિશ્વંભરં ॥ ૧૩ ॥
સદગુરૂ બુધ્ધ નકલંકીત કહાવે, સદગુરૂ નિગમાગમ ગુન ગાવે
સદગુરૂ હે દશ ચાર સ્વરૂપં, સદગુરૂ ભવ ભય ભંજન નર રૂપં ॥ ૧૪ ॥
સદગુરૂ તીરથ વ્રત આચારં, સદગુરૂ નિમ ધર્મ કુલચારં
સદગુરૂ સાચા સમરથ સ્યામં, સદગુરૂ વાચ પુરણ કામં ॥ ૧૫ ॥
સદગુરૂ બીન નહિ જોગ અરૂજ્ઞા, સદગુરૂ બીન પંડિત નહી તજ્ઞા
સદગુરૂ બીન અજંપા નહિ જાપં, સદગુરૂ બીન સમરણ નહી આપં ॥૧૬॥
સદગુરૂ બીન સુકીત નહી સારં, સદગુરૂ બીન વસ્તુ ન વિચારં
સદગુરૂ બીન નહિ જ્ઞાન વિજ્ઞાનં, સદગુરૂ બિન સબ જાન અજાનં ॥ ૧૭ ॥
સદગુરૂ બીન સાધન નહિ સિધ્ધી, સદગુરૂ બીન નહિ નવ નિધ્ધી
સદગુરૂ બીન ભક્તિ નહિ મુક્તિ, સદગુરૂ બીન વસ્તુ નહિ વ્યક્તિ ॥ ૧૮ ॥

———:—:———

## છંદ ભુજંગી

ગુરૂતેં જ્યું લેવે સબે ગુંજ જ્ઞાનં, ગુરૂતેં ધરે હ્રદાતીત જ્યુ ધ્યાનં
ગુરૂતેં લહે ભાવ ભક્તિ જો ચિન્હં, ગુરૂતેં અલક્ષા લક્ષ જ્યું લીનં ॥૧॥
ગુરૂતેં લહે વિક્ત ઓર જ્યું વેદં, ગુરૂતેં લહે ભજનાનંદ ભેદં
ગુરૂતેં અગોચર ગોચર ગમ્ય, ગુરૂતેં ભયે આપ પુરણ બ્રહ્મ ॥ ૨ ॥
ગુરૂતેં શીપ બોલ બોલે બોલાવે, ગુરૂતેં જાપ જપે જપાવે
ગુરૂતેં સિધ્ધિ સંત સેવા જ્યું સારં, ગુરૂતેં લહે શિપ શુધ્ધ વિચારં ॥૩॥
ગુરૂતેં ઋષિ નારદ વાલમિકં, ગુરૂતેં ભયે સિધ્ધ સાધક અનેકં
ગુરૂતેં ચેરા સો રવિરામ સ્વામી, વારંવાર મોરાર કહે મે નમામિ ॥ ૪ ॥
નવે દોન ચોપાઈ કીની નવલ્લં, અબે છંદ ભુજંગી પંચે અવલ્લં
રચે દોહીરા તીન તા મધ્ય જાનં, સબે અંગ છવીસ પુરા પ્રમાનં ॥ ૫ ॥
દોહા:—સદગુરૂ શુધ્ધ સ્વરૂપહે, શરણાગત સુખ ધામ
સ્વાસ ઉસ્વાસે સમરીએ, રરંકાર રવિરામ ॥ ૧ ॥
ઇતિ શ્રી મોરાર સ્વામી કૃત ગુરૂ મહિમાં સંપુર્ણ

———:—:———

## મોરા સાહેબ કૃત ચિંતામણી

દોહા:—પ્રથમ શ્રી ગુરૂકું પ્રણમું, ચરણ કમલ ચિત ધાર
શરણાગત સેવક સદા નિજ મતિ દેહુ ઉદાર ॥ ૧ ॥
શ્રી ગુરૂ ગણપતિ શારદા વંદુ વારંવાર
આતમ અનુભવ ઉરવશો વાણી વીવેક વીચાર ॥ ૨ ॥

### છંદ દસાક્ષરી

સદગુરૂ ચરણમે આયા, દીન પર કીજે તુમે દાયા
સ્વામિ ચરણમેં આયો તેરી, મેહગુણ ખબર લ્યો મેરી ॥ ૧ ॥
અશરન શરન હો સ્વામિ, નિરગુણ ગુણ મયં નામિ
કરુણા દષ્ટ ગોંય કીજે અનભે દાન મો દીજે ॥ ૨ ॥
કરહો મેહેર તુમ એસી જેસા આપહો તેસી
કીજે પરમ ગુરૂ પર બોધ સેવક જન લીજે સોધ ॥ ૩ ॥
સદગુરૂ સુખકે સીંધુ દયાનિધિ દીન કે બંધુ
મરમ મહેર જેહી કીને, તેહી પરમ પદ દીને ॥ ૪ ॥
રાજત ચરણકી રેનુ, મનહું કામ જ્યો ધેનું
સોરજ સુરતરૂ સોઇ, ઈચ્છત ફલ દીએ ઓહી ॥ ૫ ॥
ચિંતામણી સો રજસાર, ભક્તિ મુક્તિકો ભંડાર
ચરન શરન જે આવે, પુરન પદ તે પાવે ॥ ૬ ॥
મટ ગયે જન્મ અર મરના, ઉદભવ તાહી ન ફરના
મહિમા રજકી મોટી, કારજ કરત હે કોટી ॥ ૭ ॥
શરને અનેક સિધ્યા, પીયાલા અમૃતકા પીધા
એસે શરન ઉદારા, ભજે ભવ જલ કરે પારા ॥ ૮ ॥
એસા સુજસ સુન સોઈ, જીવણ ચરણ ગ્રહે જોઈ
પટ સેવકમે તુમ સ્વામિ, કરની હીન હું બહુ કામી ॥ ૯ ॥
મે જન મતિ કો બહુ મંદ, માયા ફાંસમે પડયો ફંદ
હે કછુ ઓર કીનો આન, તુમરે ચરન સુકો ધ્યાન ॥ ૧૦ ॥
વિશ્વનાથ દીને વીસારી, કીની ઓરમેં યારી
બંદો બંદગી ભુલે, જઠગ જાલમે ડુબે ॥ ૧૧ ॥
અવગુણ અનેક મે કીને, સમરથ સાચના ચીને
આપો અપમ ઓધારં, અશરણ શરણ સુખ સારં ॥ ૧૨ ॥

એસે ખીરદતુમ બાના ત્રીભોવન નાહિ હે છાના
કરણા મેર મોહે કીજે બુડત બાહે ગ્રહી લીજે ॥ ૧૩ ॥
અપના જન જાનહુ આપુ પુરવ આધ આધાપુ
સેવક સનદ હે સાચી, વર્ણ વિચાર નહિ વાચી ॥ ૧૪ ॥
મે સેવક તુ મહો સ્વામિ, જેમે નામ ઔર નામી
ત્રીકમદાસ મે તેરા, ચરણ રજકા ચેરા ॥ ૧૫ ॥
અંતર અરજ જો કીજે, સદગુરૂ સુણી સો લીજે
જૈસે જોગ હે સ્વામિ, બતાવો અમે બહુ નામિ ॥ ૧૬ ॥
સુન સેવક જન સોહી, બતાવુ જોગ મે તોહી
સુરત નુરત સે સાધો, અંતર રામ આરાધો ॥ ૧૭ ॥
મન જો અથીર થીર કીજે, ચીત હરિ ચરન મે દીજે
સુરતી શબ્દમે સોહી, અહર્નિશ લગી રેહે ઓહી ॥ ૧૮ ॥
કરીયા દેકી ડરહી, વામે અંકના પરહી
પાની ભરે પનીહારી, સખીકે શબ્દમે સારી ॥ ૧૯ ॥
હસ્તિ રમત અનુરાગી, લક્ષ ખેડવે લાગી
ગોજો વત્સમે વરતિ, ચારન ફરત હે ચરતી ॥ ૨૦ ॥
કરત હુ કાર હી હેરે, વરતી બાલમે વેરે
કુળ અંક અન મેલી, પરદેશ જાત હે પેલી ॥ ૨૧ ॥
બીન સેવે જો મેવાગે, આપે આપ ઓળખાગે
એસે સેજકી સાના, ગુરૂગમ જોઈ લો ગ્નાના ॥ ૨૨ ॥
સેવક સમજ લે સોઈ, સહેજાનંદ તો હોઈ
સેજે જોગકી સુરતી, નિશ્ચલ હોય નિરવરતી ॥ ૨૩ ॥
અંતર નહિ ઊપાધી, સહેજે જોગ સમાધિ
સુરત અથર થરતાહી, ઝલમલ ઝલકતી ઝાંઈ ॥ ૨૪ ॥
ઇન્દ્રી ડરમ નિગ્રહ કીજે, પ્યાલા પ્રેમકા પીજે
નશ્ચલ બુધ્ધિ જબ હોવે, પ્રીતમ પલ પલ જોવે ॥ ૨૫ ॥
હેતે સુખમના હોઈ, સેજે સુમરન કરે સોઈ
સુખમના જોગકી જુક્તિ, ભજનાનંદકી ભક્તિ ॥ ૨૬ ॥
સુખમના સામકી સામા, નિજાનંદકી નામા
સમરન સુખમના સારી, બેહદ ખોલદે બારી ॥ ૨૭ ॥
સેજે જોગકા સમતા, રરંકાર રામ હે રમતા
લગના સુખમના લાગી, સોજન ભાગકે ભાગી ॥ ૨૮ ॥

મધ્ય એ ભાગકે માંહી, જગમગ જ્યોત જગાઈ
સેજે સુખકી સાજે, આનહદ બાજતે બાજે ॥ ૨૯ ॥
ગરજત મોરલી ગહેરી, ભવના વાજતે ભેરી
દણણણું તાલરી ટણકે, ઝણણું ઝાલરી ઝલકે ॥ ૩૦ ॥
ધણણું ઘંટ સો ગાજે, નિરંતર નાદ ત્યાં બાજે
તાલ મૃદંગ સો ત્યાંહી, મધુરં બંસરી માહી ॥ ૩૧ ॥
સુંદર ગગન ઘન ગાજે સુરંદા શરણાઈ બાજે
અનંત વાજીંત્ર વાજા અનહદ હોત હે અવાજા ॥ ૩૨ ॥
ભ્રમર ગુફામે ઘેરી, સુરતી સન મુખસે ડેરી
સુરત સુખમના યારી, ખોલી અગમકી બારી ॥ ૩૩ ॥
સુખ સાગર સોહં ભરીયા નિરમલ નાહી નિસરીયા
હંસા નિરમલ તહાં હોઈ, સુધ્ધ સ્વરૂપ તે પાવે સાંઈ ॥ ૩૪ ॥
હંસા હંસ મીલ હેરી, પરમાનંદકી લહેરી
આનંદ કંદ અંગો અંગ, રસ રૂપે સો રંગો રંગ ॥ ૩૫ ॥
અમૃત ફલ કીને અહાર, નહિ લાગે પ્યાસહી લગાર
સદ્દગુરૂ સર્વ સારહી સાર, સેવક સમજ સોઇ વિચાર ॥ ૩૬ ॥
મેર ઘરમે કરે હે ધામ, વેઘર આપકે વિશ્રામ
સુનાતીત સુખ હે સાર, નરભે સુરત સાંહી નિહાર ॥ ૩૭ ॥
પહોચે ઊહાં પુનર પુનાય, પરમાનંદ પદ કહેવાય
અક્ષરં ધામ અક્ષરાતીત, સુખ ત્યાં નિરંતર અદ્વૈત ॥ ૨૮ ॥
પુર્ણ રૂપ પરમાનંદ, અનભે કોટી કોટી આનંદ
કેવળ સુખ મુખ ન કહાય, નિશદીન નિગમ નેતી ગાય ॥ ૩૯ ॥
એ સુખ સાર સબકો તંત, દ્વંદાતીત ભુગતે સંત
ધ્યાની સંતકો એ ધામ, જ્ઞાની ગરક આકો જામ ॥ ૪૦ ॥
અહોનિશ અનુભવ એહા, નિરભે નિરમલ હે નેહા
રવી ગુરૂ કહ્યા એસો જ્ઞાન, શીશ મોરાર લીનો માન ॥ ૪૧ ॥

——:—:——

## કવિત છપે

માની લીયો મોરાર ધ્યાન મન ધર્યો નિરંતર
પ્રગટયો જ્ઞાન પ્રકાશ, ભાસ ઉર ભયો દિવાકર
ઉચરે વચન અદ્વૈત દ્વૈત નાશન કર હેતુ
પઢે સુને દ્રઢ કરન તરન ભવ સાગર સેતુ
ચિંતવન ફલ ચિંતામની, મતિ અનુસાર સો ઉચરી
ગુરૂ રવી રામ પ્રતાપતે એહ મોરાર ભાષા કરી ॥ ૧ ॥
દોહા-ચાર દોહરા કવીત એક, એકતાલીસ ચોપાઇ
ચીંતામણી વર્ણન કરી, ગનતી કહી ગનાય
સવંત અષ્ટાદશ પંચ લો તેરો, કહીયત હે નભમાસ
વારજુ મંગળ તિથી પુની, પુરન ભારી પ્રકાશ ॥ ૨ ॥

### ચિંતામણી મોરાર સાહેબ કૃત સંપુર્ણ

———:—:———

કોને ઓધાજી અમે કેમ કરીએ જીરે, મનડા હેરાણા મારાં મોરલીયે
વ્યાકુળ થઇને અમે વનમાં ફરીએ, હરિ હરિ મુખે ઓચરીએ ॥ ટેક ॥
નથીરહે વાતુ ચિત ચોરી લીધાં હોજીરે, પ્રીત કરીને પરવશ કીધાં
એને ચરણે અનેક નર સીધ્યા, પ્રેમના પ્યાલા પાયાને પીધા ॥ ૧ ॥
દર્શન દ્યોતો મારે દીવાળી હોજીરે, વાલા લાગો છો તમે વનમાળી
ત્રીભુવન સાથે લાગી તાળી, નેણાં રથાં છે મારા નીહાળી ॥ ૨ ॥
વેદ નમેદ કીધેલ નારી હોજીરે, ઉતમ કરી વાલે ઓધારી
વહેને પુરેથી લીધાં વાળી બહુ નામી એ બરદ સંભાળી ॥ ૩ ॥
પ્રગટ રૂપને પરમાણુ જીરે, જુગનો જીવન મારે સાચુ નાણુ
રજ મોરાર રવીનું છે બાનુ સંતાડયું નહિ રેવે છાનું ॥ ૪ ॥

———:—:———

અરજી અબળાની કેજો જીરે, મોહન મળવાને મનાવી લેજો
દીન જાણીને દર્શન દેજો, નર હરિ આવી નેણમાં રહેજો ॥ ટેક ॥
તમરે વીના અમે ટળવળી એ જીરે, ત્રીકમ તારો તો અમે તરીએ
વન ક્રીડાયું કેમ વીસરીએ, રાસ રમાડયો રદયે ધરીયે ॥ ૧ ॥

મોહન વનમાં મોરલી વાતાજીરે, ગોપી ગોવાળ સરવે ગાતા
ભેળા બેસીને ભોજન પાતા, તું સુખ હરીના વહી જાતા ॥ ૨ ॥
નટવર મુગટ ધરી નાચ કરતા જીરે, કરોકર ગ્રહીને ફુદડી ફરતા
તસ્કર થઈને ચીત હરતા જીરે, વિશ્વાસીના વાયદા વજાતા ॥ ૩ ॥
અનેક ચરિત્ર હરિનાં હેડે જીરે, નિગમ નેતી નેતી કરીને
રજ મોરાર ચરણે રવિને, જેની જનમ નાવે ફરીને ॥ ૪ ॥

———:—:———

ઓધવ માધવ મથુરાં જઈ જીરે, કૃષ્ણ કુબજાને વશ થયા ત્યાંહે
સાહ્યિર સોહાગણને કહેજો સાઈ, લખીયો કાગળ જાજો લઈ ॥ ટેક ॥
લખવા કારણ પ્રેમના પ્રણામ જીરે, સારૂં કર્યું છે સુંદર શ્યામ
અવલ નારી પામ્યા અનામ જીરે, રૂદયાની પોચી પુરણ હામ ॥ ૧ ॥
અક્ષર વાંચી અનુભવ કરજો જીરે, મજ કારણ ગીરીવર ધરીયો
અજ ઇંદ્રનુ અભીમાન હરીયા જીરે, હેત હરિ કેમ વીસરીયે ॥ ૨ ॥
અમારે કારણ સુખ શ્યામ હરિ જીરે, દાવાનળ પ્રભુ પીધો ભરી
આર્ત ટાળી રૂપ અનેક ધરી, પછે મુકયા કેમ પરહરી ॥ ૩ ॥
સુમત સુજાણને શું કહીયે જીરે, થોડું લખ્યે ઘણું કરી લહીયે
વાલા વીના તો અનેક વહીયે, રજ મોરાર રવિ ચરણે રહીયે ॥ ૪ ॥

———:—:———

અમને ઓધાજી તમે તેડી ચાલો જીરે, જયાં રે વસે વ્રજનો વાલો
મળવા મથુરા હરિને હાલો, નેણે નિરખીએ નંદ લાલો ॥ ટેક ॥
એહને વેરાગ દુખ દીલ જાણે જીરે, પ્રાણ વીંધાણા પ્રેમને બાણે
પીડ પીયારી પીડ પરમાણે, જેને વીતી હોય તે જાણે ॥ ૧ ॥
સુખડા સંભારી સુધ ગઈ ભુલી જીરે, દર્શન વિના મારી દેહ ડુલી
ફુલ્યુ કમળ જેમ રહ્યું ઊલી, જીગના જીવન વિના એમ જુલી ॥ ૨ ॥
મનડું મારૂં મોહન પાસે જીરે, આતન રહ્યું છે આવ્યાની આશે
જીગના જીવન વિના કેમ જીવાશે, કહોને મધુગર કેમ થાશે ॥ ૩ ॥
દયા કરો તો દર્શન થાવે જીરે, જરા મરણનો ભય જાવે
રજ મોરાર રવિ ચરણે આવે, પ્રેમ ભક્તિ પુરણ પાવે ॥ ૪ ॥

———:—:———

કહોને ઓધાજી હરી કયારે મળશે જીરે, જાદવ જોઇને મારા નેણા ઠરશે
જયારે વીધાતા અમને વરશે, જુગનો જીવન ત્યારે મુજને જડશે ॥ ૧ ॥
જે દાડાથી મોહન ગયા મેલીજીરે, ભોગ ભોગ્યા તે નથી ગઇ ભુલી
જળ વીનાની જેમ સુકે વેલી, ગીરધર વીના ગોપી એમ ઘેલી ॥ ૨ ॥
ચત્રભુજ વિના ચિત કરે ચાળા જીરે, નથી ખમાતા દુખના દાડા
કુબજા એ રોકયા કાનડ કાળા, અમને વહાલા છો મીઠી મોરલી વાળા ॥૩॥
દાસી જાણીને દયા કરજો જીરે, દર્શન દેને મારા દુખડા હરજો
દાસ મોરારના સ્વામી કરૂણા કરજો, વીઠલ વર અમને વરજો ॥ ૪ ॥

———:—:———

ઓધા હરિને એટલુ કહેજો જીરે, દાસી જાણીને દર્શન દેજો
પોતાના જાણી ચરણુંમાં લેજો, નાથ અમારા નેણુંમાં રેજો ॥ ટેક ॥
જાગીને જાઉ ત્યાં સપનુ અલ્પે જીરે, બ્રેહવન્તિ નારી કલ્પે
જલ વીના જેમ મીન વલ્ખે, કાના વીનાની ગોપીયું તલ્ખે ॥ ૧ ॥
ચાત્રુકને જેમ સ્વાંતી સારીજીરે, છીપુ આવે સમુદર બારી
મેઘ વરસે જેમ મોરારી, એમ આવોને તમે ગીરધારી ॥ ૨ ॥
ચંદ્રચકોરને પ્રીત છે પ્યારીજીરે, તુરતે સુરતે રહે છે નીહાળી
શામળીયાજી સુરતી તમારી, કૃષ્ણ કારણ રાધીકા નારી ॥ ૩ ॥
ભીડ ભંજન દીયો દુખ ટાળી જીરે, વેરે વેરે હુ જાઉ બલીહારી
દાસ મોરાર ભવ જો ભારી, મેરૂં કરોને તમે મોરારી ॥ ૪ ॥

———:—:———

હરિને વીસારી પ્રાણી તેં શું કીધુંજીરે, અમૃત મેલીને વીખ તેં પીધું
પ્રભુનુ ભજન કાંઇ નવ કીધું, કંચન બદલે તેં કથીર લીધું ॥ ટેક ॥
આ અવસર પ્રાણી એળે ખોયોજીરે, માયા દેખીને મુરખો મોહ્યો
જનમ પદારથ કાંઇ નવ જોયો, આંબો ઉખેડી બાવળ બોયો ॥ ૧ ॥
ભાવસાગરમાં પ્રાણી ભટકાણો જીરે, આશા વરૂંધ્યો તું અથડાણો
જેમ ઘુંચાણો તાણોને વાણો, પ્રપંચ માંહી પ્રાણી પ્રોવાણો ॥ ૨ ॥
ડહાપણુમાં પ્રાણી તું ફુલ્યો જીરે, ભાવ ભજન ભક્તિને ભુલ્યો
મનખો ખોયો મોહ્યા મોલો, કામને ક્રોધ વશ અતિ ફુલ્યો ॥ ૩ ॥
રજ મોરાર રવિ ભજો ટાણે, પછી મળે નહિ ખરચે નાણે
જીવ વિચારી જોને જાણે, સંત સેવા કરી હોય તે માણે ॥ ૪ ॥

———:—:———

## રાગ પરજ ફેરમાં

મારા સનેહી સદગુર શ્યામ, સનમુખ રહેજોરે
એવા કળજુગ વાયરે ફુર તેમાંથી તારી લેજોરે ॥ ટેક ॥
ગુરૂજીખાના બ્રદની લાજ, રાખો તો હવે રહેશેરે
તમે ભક્ત વસ્તલ ભગવાન વંદી વેદ કહે છે ॥ ૧ ॥
ઘોલ્યાં દુરીજન દીએ છે દુઃખ, પ્રભુજી તેને પાળોરે
તમે નોધારાના ઓધાર, બુડતાં બાંય ઝાલોરે ॥ ૨ ॥
ગુરૂજી પ્રગટ કરંરે પોકાર, સમર્થ સાંભલજોરે
તમારી ભક્તિમાં પડાવે ભંગ, તે દુષ્ટિને તમે દળજોરે ॥ ૩ ॥
અમે કાલા ઘેલાં કીરતાર, તોય હરિ તમારાંરે
તમે આદેઅંતે મધે એક, હરિ છો અમારા રે ॥ ૪ ॥
દાસ મોરાર કહે મહારાજ, પુરવની પ્રીતેરે
તમે રેજો રૃદયાની માંય અખંડ અદ્વૈતેરે ॥ ૫ ॥

———:—:———

આવો જુઠો આવ્યો જમાન, કઠણ કળજુગ વારોરે
તેમાં કેમરે દીધો કીરતાર, અવતાર અમારો રે ॥ ટેક ॥
ગુરૂજી વર્ણ ધર્મ નહિ વેદ આશ્રમ ભેદ ભાંગ્યો રે
એવા જતી મેલ્યા જપ જોગ, લોભે મન લાગ્યો રે ॥ ૧ ॥
ગુરૂજી એમાને મરજીદા સેવક નહિ પાળે રે
એવા મનના માન્યા બહુમત, પાખંડને પસારે રે ॥ ૨ ॥
ગુરૂજી નરપતી નીતીનાંય, પ્રજા બહુ પાપીરે
એતો કન્યારે વેચીને કણુખાય, વિરોધના વ્યાપીરે ॥ ૩ ॥
ગુરૂજી સૌ કોઇ મેલ્યો સંતોષ ઉવારે ઊજાણુારે
તેને કર્મ પડે મહાકાળ ખાવા ન મળે દાણુારે ॥ ૪ ॥
ગુરૂજી પાપે કર્યો રે પેસાર, પૃથ્વિને બહુ પીડારે
સત ગયુંને સુખનોય, આવ્યા દુખના દાડારે ॥ ૫ ॥
તમે સુણજો રવિ ગુરૂ રામ, કળજુગની નીશાનીરે
મોરારને ઉગારો મહારાજ બાનુ બ્રદ જાણીરે ॥ ૬ ॥

———:—:———

એવાં એકમોને એક બાપનું ખોયુંરે, એવું રત્ન ચિંતામણી દેહ
ભજન વિના રોળ્યું રે ॥ ૧ ॥
શું શું કરવા આવ્યો તો કામ શું કરવા લાગ્યો રે
તું આવ્યો તો પરમારથની કાજ, સ્વારથ કરવા લાગ્યો રે ॥ ૨ ॥
તેં તો ગુરૂ કર્યાં ગામોગામ, શબ્દ એક ન લાગ્યો રે
તારે નાક છે કે નાહી, કાન તારા કયાં ગયા રે ॥ ૩ ॥
તારૂં મન તો માયાની માંહી બીજું લાગે ખારૂં રે
તારૂં ભાંડરે ભવાપામે મન, હરિનુ નામ વિસાર્યું રે ॥ ૪ ॥
એવું સત સ્વરૂપી નાવ તેમાં કોઇ બેસે
મોરારની પડાતે બાંય બુડતાની બાંય ગ્રહોરે ॥ ૫ ॥

———:—:———

લાવો લાવો કાગળીઓને દેત લખીયે હરિને રે
એવો શો છે અમારો દોષ, નાવ્યા ફરીને રે ॥ ટેક ॥
જાવ જાવ ધુતારા કાન, તમે છો બહુરંગીરે
તમે કોઇના ન રાખ્યાં માન, ઘણાના છો સંગીરે ॥ ૧ ॥
ઉંડા કુવામાં આજ, ઉતાર્યાં હરિએ અમને રે
આવાં મત વાઢામાં મહારાજ, ઘટે નહિ હરી તમને રે ॥ ૨ ॥
ગુરૂજી અમૃત પાઈને આજ, ઉછેર્યાં હરિ અમને રે
એવાં વખડા ઘોળોમાં મહારાજ, ઘટે નહિ હરિ તમને રે ॥ ૩ ॥
અમર પછેડો આજ ઓઢાડયો હરિએ અમને રે
ખેંચી લીધોમાં મહારાજ ઘટે નહિ હરિ તમનેરે ॥ ૪ ॥
આંગળીએ ઝાલીને આજ, રમાડયા હરિએ અમને રે
તમે તરછોડામાં મહારાજ, શું કરીએ તમને રે ॥ ૫ ॥
સાંભળી રવિ ગુરૂભાણ, ત્રીકમ બેડી તારો રે
એવા મોરાર કહે છે રે મહારાજ, ભવસાગર ઉતારોરે ॥ ૬ ॥

———:—:———

## રાગપરજ ધતાશ્રો

ઓધવજી અરજ હમારી રે મોહન મુખ કહેજો
તલખે વ્રજ નારી રે ॥ ટેક ॥
જાદીન માધવ મથુરા પધાર્યાં રે
મારેલ કલેજા કટારી રે મોહન ॥ ૧ ॥

ભોજન ન ભાવે નેણે નીદ્રા ન આવે
ભુમીકા લાગે છે ભયકારીરે મોહન ॥ ૨ ॥
આભુષણુ અમને અડવાં લાગે
અંગેથી મેલ્યા છે ઉતારી રે મોહન ॥ ૩ ॥
સેજના સુખ અમને સુળી જેવાં લાગે
ભુવન ભયંકર ભારી રે મોહન ॥ ૪ ॥
મોરારના સ્વામી મળવા પધારો રે
પુરવ પ્રીત સંભારી રે મોહન ॥ ૫ ॥

———:—:———

મોહન મથુરાના વાસીરે કરવા કુંજ વીલાસીરે
વાટ જોઉછુ હરિ વેલા પધારેરે મન મળવાની
છે આશારે વાલમ વ્રજ આવો ॥ ૧ ॥
પ્રભુ દર્શનનો પંથડો નીહાળું રે
ઉભીછું અધર અટારી રે વાલમ વ્રજ આવો ॥ ૨ ॥
અવધ આધારે આ તન રહ્યું છે
ત્રીકમ જુવોને તપાસીરે વાલમ વ્રજ આવો ॥ ૩ ॥
દાસ મોરારના સ્વામી સોહાગી
પુરવ પ્રીત સંભારી રે વાલમ વ્રજ આવો ॥ ૪ ॥

———:—:———

સાયાં મેરે સરજન હાર રે મુલરે સ્નેહી કયારે મળશે
સદગુર સરજન હાર રે, મનના મેરામ કણુ મળશે
પ્રીતમ પત્રીકા પ્રેમની વાંચીને કરજો વીચાર રે
મુખ દેખે દુ:ખ ટળશે સમરથ વેલી કરજો સાર રે ॥ ૧ ॥
નેણા વાટ નિહાળતાં, રસનાએ રામ પોકાર રે
દીન નહિ ચેન રેન નહિ નિદ્રા, સ્વામી વીના સુનોછે સંસાર ॥ ૨ ॥
શબ્દોના બાણુ મુનેરે મારીયાં, લાગ્યા રદીયા મોઝાર રે
બાહેર ઘાવ દીસે નહી, અંતર અપરંપાર રે
મેહણુ જુવે તારી વાટડી, કણુ આવે કીરતાર રે ॥ ૩ ॥
મળે તો મહાસુખ ઉપજે હરિ હૈયાનો છે હાર રે
સાહેબ બીરદ સંભારજો, દાસીને દીજોને દેદાર રે ॥ ૪ ॥
દાસ મોરાર દીન ઉપરે, તુમહો તારણુ હાર રે ॥ ૫ ॥

———:—:———

કહેજો સંદેશા ઓધા શામને, અમને તમારા ઓધારે
નીરખ્યા વીના મારા રે નાથજી, સુન્યે લાગે છે સંસાર રે ॥ ટેક ॥

દીન દીન દુખડા મારે અતી ઘણા, વશાળે વહો જાય રે
ગોવીંદ વીના ઘેલીરે ગોપીયું, અગ્નિ કેમ ઓલાય રે ॥ ૧ ॥
રત પળોટી વાના મોરીયાં, બોલે બપૈયા રૂડા મોર રે
પીયુ પીયુ શબ્દ સોહામણા, ચીતડુ ન રીગે ડોર રે ॥ ૨ ॥

જીવન ઓધાજી મારૂં જે થકી, અળગા કેમ રેહેવાય રે
જત વીછોયાં જેમ માછલાં, જલમાં રહે સુખ થાય રે ॥ ૩ ॥
બળેલને શું બાળીએ કૃષ્ણ વિચારો મન માંય રે
દરદીને દુખડા દઈશમાં દરદ સહ્યું નવ જાય રે ॥ ૪ ॥

આરે સંદેશા વ્રજ નારનો, વાંચીને કરજો વિચાર રે
દર્શન દેજોરે મોરારને, સંદેશા સમજી લેજો સાર રે ॥ ૫ ॥

———:—:———

વેણુ વાગી સંતો વેણુ વાગી, ત્રટ જમનાજીના તીર રે
સંતો વેણુ વાગી ॥ ટેક ॥

સુતી હતી સુખ સેજ પલંગ પર, જીવન જોવા ઝબકીને જાગી ॥ ૧ ॥
શબ્દ ધુની સુની સુધ બુધ ભુલી, સુરતી સોહાગણમાં લેહ લાગી ॥ ૨ ॥
તીન લોકમે તાર મીલાંયા, અમર જોગી ભયા અનુરાગી ॥ ૩ ॥
સુસુમ વેદ સંત સુરમાં, ધન ધન મંડળ ગુડે રહ્યું ગાજી ॥ ૪ ॥
રજ મોરાર સત રવીકા ચરણા, સદગુરૂ માયારે સુહાગી ॥ ૫ ॥

———:—:———

મારી લગન ગગન ધુન લાગીરે મનવો વેરાગી રે વેરાગી ॥ ટેક ॥

શબ્દ સાન સદગુરૂ સમઝાયા પાયા પ્રેમ પીયાલારે
પીવત લેહરે મેર ભયી મગના નિરખ્યા નીરંગ નીરાલારે ॥ ૧ ॥

પ્રેમ પુરૂપ પરમાતમ પ્રેખ્યા, દેખ્યા અજબ દીદારારે
સનમુખં દરીઆ સુભર ભરીયા, નુર નિરંતર સારા રે ॥ ૨ ॥

ઉનમુની પુરૂષાઅખંડ બીરાજે, વાજે અનહદ વાજા રે
ઝલમલ જોતી પરખે મોતી, સોહું હંસ સમાજા રે ॥ ૩ ॥
શબ્દ લબ્દ જહાં સુરત સમાણી, સત નામ પહિચાનારે
દાસ મોરાર દયા સદગુરૂકી, ચીતા મટી ચોખાના રે ॥ ૪ ॥

——:—:——

દુરમત દુર કરનારે દુર કરના, નિજ ધ્યાન સદગુરૂકા ધરના ॥ ટેક ॥
નિતી અક્લ દલ સાચ કરીને, લે સદગુરૂકા શરના
તીનુ તલખ ગુન ત્યાગ કરીને પાંચકુ પકડના ॥ ૧ ॥
જપો અજંપા જાપહી અંદર, સતનામ સમરના
સુરત નુરતકી દોર લગાઇ કે, ઠીક તીહાં જાઇ ઠરના ॥ ૨ ॥
અમર ઠોર આતમ અસ્થાને, અહોનીશ અમૃત ઝરના
ગુરૂ મુખ પીવે મન મત વાલા, સોહં અજર જરનારે ॥ ૩ ॥
રમતા રવી ગુરૂ રામ કબીરા, પલ પલમે પાંગો પરના
રજ મોરાર રવિકે ચરના, સોહુ અમર વર વરના ॥ ૪ ॥

——:—:——

જુગત જાન સાન સદગુરૂકી, લગી લગન ગુરૂ ગ્નાનારે
રવિ પ્રકાશ ભાશ બ્રહ્મ ચીન્યા, દિવ્ય દ્રષ્ટે દરસાનારે ॥ ટેક ॥
નુરત નિશાન આણુ આણી અગ્રે, જગ મગ જોત જગાનારે
અમૃત બુંદ અમર વરખાના, પાવે સંત સુજાનારે ॥ ૧ ॥
નૈનન નુર ભર્યા ભરપુરા, મગન ભયા મસ્તાના
નિરખીત રૂપ સ્વરૂપ સત સ્વામી મુરતી એક મલાનારે ॥ ૨ ॥
અખંડ પુરૂષ એક આદ અનાદી, પ્રગટ જાન પરમાનારે
વિશ્વ વ્યાપ આપ સરવંગી, સેજે સેજ સમાનારે ॥ ૩ ॥
સંત ચરણુ સરણુ સદગુરૂકી, જોગ જુગતકે ધ્યાનારે
દાસ મોરાર આસ હે ઊનકી, જીનને લક્ષ લખાંનારે ॥ ૪ ॥

——:—:——

ગારીન ગદે ડાર્ન કર દા ખંદારે, સાહેબ બંદગી
આનદ ડદે ચરણ ગુરૂરજ વદીરે રેના રગી ॥ ટેક ॥
સદગુરૂ શબ્દ સુરત સધા, ફદ્દલ ફકીર તોડ ફંદા
તમે જપો અજ પા જાહેર જ દારે ॥ ગારીલ ॥ ૧ ॥
કરે ભલા ભલાઈ ભજી સેવા સમરન સાજ સજી
રહે રે માન આપરજી ॥ ગારીલ ॥ ૨ ॥
જમી અસમાન કીયા કરતી ખલક ખ્યાલ
બને ન બરની તેજ તપે તનમે તરની ॥ ગારીલ ॥ ૩ ॥
મન મેહબુબ મુરશીદ મજા આદમ શોભા અજબ બની
તમે ધ્યાન ધુન ધામ ધની ॥ ગારીલ ॥ ૪ ॥
સતગુરૂ સાને સમઝાયા, આપો આપ અ દર આયા
સુન મોરાર રવિ ચરને ગાયા ॥ ગારીલ ॥ ૫ ॥

——.—:——

મનકર માનુમ મુલરૂપ મહેબુબ સરૂપ સભારો
આતમ તારો પરમાતમ પ્રગટે માહીને બારો ॥ ટેક ॥
કારજ દેહી કારણ કહાવે, જેને જોગ જુગત જોગી ધ્યાવે
જેને શેષ મહેશ શારદ ધ્યાવે ॥ મનકર ॥ ૧ ॥
તુ શુદ્ધ જાગ્રત સોહમ સોહી, આપાપરસ અદ્વૈતે ઓહી
જેને જીવન મુક્ત રહ્યા જોઈ ॥ મનકર ॥ ૨ ॥
તુ જોને તારા તેજ વડે, ખોજી ખોજે તો ખબર પડે
જોને તરવેણી ટ કશાલ પડે ॥ મનકર ॥ ૩ ॥
જે સાબ રહ્યા ત્રણ ઓજે, તેને તત્વ વિચારી કરો તોલે
જેને બાવન અક્ષર બાહેર બોલે ॥ મનકર ॥ ૪ ॥
સેરામ સદગુર જેને મળે તેને તાન તારનો લી જ ગળે
કહે મોરાર જઈ બ્રહ્મમા ભળે ॥ મનકર ॥ ૫ ॥

——.—.——

પ્રેમ પ્રીતેરે ભજો પ્રેમ પ્રીતે, પુર્ણાન દ ભજીનોને પ્રેમ પ્રીતે ॥ ટેક ॥
મુક્તિ પદારથ મનુશા જનમ છે, સદગુરૂ સેવીલો રસ રીતે ॥ ૧ ॥
દેહી ધર્યાનુ ફળ દયા ધરમ છે, આ પદ નાવે અવસર વીતે ॥ ૨ ॥

સંસાર સુકૃત સાધુની સેવા, અનેક ઉધરીયા એણી રીતે ॥ ૩ ॥
શીલ સ તોષ સહેજાનંદ સુખ, મહા પદ પામ્યા મન જીને ॥ ૪ ॥
રજ મોરાર સત રવિ કે ચરનુ, અખ ડ સદગુર અદ્દીતે ॥૫ ॥

———:—:———

શું કહીએ વારે વારે રે, સજની તે ગોપી સંભારે રે,
ઓધવ જઇને કહેજો ॥ ટેક ॥
શ્રી મુખે કહ્યું અમે, તુરત વેલા આવશુ રે, અક્રુર તેડી ચાલ્યા તારે રે ॥ ૧ ॥
મામાને મારી ઉગ્રસેન થાપો, શાભો છો દાસીને દ્વારે રે ॥ ૨ ॥
કુબજાને કહેજો હરિને રીઝાવજોરે, નકે ઉડી જાશો અહંકારે રે ॥ ૩ ॥
મોરારના સ્વામીને એટલું જઈ કહેજો, નેણથી આગા મ રહે એ રે॥ ૩ ॥

———:—:———

સ ત સનુરા, સ તોભાઈ પ્રેમ ભક્તિના પુરા ॥ ટેક ॥
સદગુર શબ્દ પાલે સાચા વાચા અનીયળ વાણી
રહેણી કરણી કર કમાઇ, નીજે નામ નીશાણી ॥ સંતો ॥ ૧ ॥
સતને મારગે ચાલે શુરા, પુરા કેદી ન હોય અધુરા
આપ કસીને પરને પોખે, હુકમે રહે હજુરા ॥ સ તો ॥ ૨ ॥
બીજસુ ખેતર વાવે વીગતે, પાતર જોઈને પોખે
નરની ઝારીને નીપજ આ઼તિ, સ ત સેવે ચીન ચોખે ॥ સ તો ॥ ૩ ॥
અભેદાન દઈ માન ન માગે, પરમ ધરમ પરકાશા
ધરમના ધોરી ધર લઈ ચાલે, પગ ધરે નહિ પાછા ॥ સંતો ॥ ૪ ॥
મોર છાપ મેરમ ગુર દીયા, પટા પુરવકા પાયા
રજ મોરાર સત રવીકે ચરણું, ભક્તિકા લેખ લખાયા ॥ સ તો ॥ ૫ ॥

———:—·———

ઝરમર વરસે સદ્દગુર પરસે, દરસે ઝરમર વરસે ॥ ટેક ॥
નિરમળ નુરને નુકે આગર, પુગ નુરી પરસે
જાગ્રત જોગી બ્રહ્મ રસ ભોગી, ધ્યાન નિરંતર ધરશે ॥ ૧ ॥
બાહેર ભી તર સુભ રસ ભરીયા, કરીયા કરણી કરશે
મન વશ કરીને મહા રસ પીવે, તો અજર પીયાલા જરસે ॥ ૨ ॥

નામ નિરંજન દેવા સેવા ભક્તિ ભાવે ભળશે
અરસ પરસ એક આતમ માહી, મન ચંગા હોય મળશે ॥ ૩ ॥
ગુણ અવગુણ તો ગ્રહને ગરવા, જ્ઞાન હેમાળે ગળશે
સ્વેમાંહી નીરાળા ખેલે તેનુ કારણ કોઇ કળશે ॥ ૪ ॥
સકલ ધરમને સત કરી જાણે, સોઇ નર તારી તરસે
રવ મોરાર સત ગુરૂકે ચરણું, શરણે કારજ સરસે ॥ ૫ ॥

——:—:——

જીરે સત ધરમરી હાં જીરે સાધુ ભક્તિ કરો ભાવે પ્રહારી ॥ ટેક ॥
ધન ધન બીજ દીન થાવરો, જ્યા જુગતીરા જગન રચાયારે
સુન્દરો પાટ પ્રેમની પુન્જ, ત્યાં કરણીરા કળસ થપાયારે જીરે ॥ ૧ ॥
આતન અંચલો પાટ પાથરણું, ચિતરા ચોક પુરાયાજીરે
શ્રદ્ધા શ્રીફળ સ તોરા સાથકા મનરે મોતીડે વધાવો ॥ ૨ ॥
ધ્યાનરો ધુપ ખેવે ધણી આગે જોતે જોતું જાગીજીરે
જાગી જોત તીહાં છોતજ નાહિ, ભ્રાંત ભરમણા ભાંગીજીરે ॥ ૩ ॥
નમણુ કરો ગુરૂ દેવ નાથને પુરણ પંઝા લીજે જીરે
જ્ઞાનરી કોળી ફરે સારી ગતમાં તો નિઝાર પાવળ લીજે જીરે ॥ ૪ ॥
જીતી સતી મલી મેળે માળો, નજીયા ધરમના નુરીજીરે
મહા વૃત ધારીને પરઉપકારી, હકમી બંદા હજુરી જીરે ॥ ૫ ॥
નર નારી મળી નીમજ લીજે, મેહને વખીયા વારીજીરે
શીલ શણગાર પેર્યો સાંવરાં તો આપે આનંદ કારીજીરે ॥ ૬ ॥
ભગત ભગવંત સંગ ભક્તિ આવે, ગુરૂ ચર્ણે ચિત લાવે જીરે
દાસ મોરારકે સંત સનુરા આવા ગમન નહિ આવેજીરે ॥ ૭ ॥

——:—:——

જીરે સત ભક્તિ કરો હાં, સતગુરૂજીના શબ્દ શીર ધરો ॥ ટેક ॥
સત જુગમાં સતવાદી રાજા, સુમીરણ ભક્તિ સાધી
પ્રેલાદને રત્નાવલ રાણી, પાંચે કરોડ આરાધી ॥ ૧ ॥
ત્રેતા જુગમે હરિશ્ચંદ્ર તારા, જેણે સત વૃત ચિત ધરીયા
પંડકથી પરમાર્થ પ્રીછયો, સાત કરોડ ઓધારીજી ॥ ૨ ॥

દ્વાપર માંહી યુધિષ્ઠિર રાજા પાંડવ પર ઉપકારી
ધરમ નિરંતર સતિ દ્રૌપદી, ખટ ત્રય કરોડ ઓધારીજી ॥ ૩ ॥
કળજુગમે વિશ્વાસી વીરા, બળ લિઝાવળ રાણી
આતન અર્પણ કીયો શામને, બારા કરોડ નિરવાણી ॥ ૪ ॥
સુરે ભક્તિ કરી શીર સાટે તારે લાભ અઢળક લીધો
મરજીવા હોઈ મારગ માલે, મુનીવરે મહારસ લીધોજી ॥ ૫ ॥
અનંત કરોડ મળી અનુભવ કીનો વેદ પુરાણે વીચારી
સકલ ધરમમે મોહી શીરોમણી ભક્તિ મહિમા ભારી ॥ ૬ ॥
શીવ સનકાદીક નારદ બ્રહ્મા, સહસ્ત્ર અઠયાસીએ સેવી
દાસ મોરાર કહે ભગવદ ભક્તિ, અશ ઓધારણ એવી ॥ ૭ ॥

———:—:———

સુણો સતવાદીઓ જીવોરે, સંતોને સેવો સાહેબ જાણ
સેવા કીધી તેને ભક્તિ દીધી ભક્ત વત્સલ ભગવાન ॥ ટેક ॥
ભાઈરે મન દઈને ધન દીજે કાયા કીજે કુરબાન
દશે દોષ ગાળી ત્રીવીધી ટાળી કરે કોટ કલ્યાણ ॥ ૧ ॥
ભાઈરે ચેતન મણી જેમ ચિંતા ટાળે, એમ સંતની સાનજી
ચાર પદારથ ચરણે તેને વેદ કરે રે વખાણ ॥ ૨ ॥
ભાઈરે પુજ્યા તેના પંડ પાવન જનમ સુફળ જાણ
એકોતરે પરીયા એમ તર્યાં નર ચઢયા નિરવાણ ॥ ૩ ॥
ભાઈરે હરિ હજુરી નામ નુરી, અલખ દેવ દીવાન
લખ્યા અંક ફેર લખાવે દીયે મુક્તિદાન ॥ ૪ ॥
ભાઈરે ગુરૂજ્ઞાને ધરમ ધ્યાને પુરવ હોય પરમાણ
દાસ મોરાર પર દયા કરીને ભેટયા રવિગુણ ભાણ ॥ ૫ ॥

———:—:———

ગંગારામ ગુણ સાગરા પોચ્યા પરાને પાર
સદગુરૂ રૂપ સ્વરૂપમાં, નિરખ્યા નિરાધાર—ગંગારામ ॥ ટેક ॥
ભાણ વંશમાં ભજના નદી ભયાં બ્રહ્મ ભેક
બાર પંથ ખટ દરશનમે સનમે દેખ્યા એક ॥ ૧ ॥
શીલ જ્ઞાન સત શોભતા, ધ્યાન ધારણ ધીર
આતમ અનુભવ અણુલંગી, સંતા સુખની શીર ॥ ૨ ॥

શબ્દે સૌને સંતોશીયા પાળ્યો પંથ પરવાર
ઢાંકણુ સૌના ઘર થકી સરવે ભેખ શણુગાર ॥ ૩ ॥
ગુણાતીત ગરૂવા ગુરૂ તે અવતારી અંશ
અનેક જીવ ઓધારવા, કાટી કાળની ફાંસ ॥ ૪ ॥
મોજ ભયી મલુ કરી કરૂણા કેશવદાસ
પુરૂષોતમમાં પ્રેરક હુવા અનજે પુરણ આશ ॥ ૫ ॥
ખેમ ત્રીકમ ખાંતે વર્યાં, ભાણુ આરાધ્યા બ્રહ્મ
રવી રટયા રરંકારમે સતગુરૂ સાચો ધર્મ ॥ ૬ ॥
બાંહ છોડાવી બાંધવા મોરે કીયા મુકામ
વેલાવાર કરી તેડજો રમતા રવી ગુરૂ રામ ॥ ૭ ॥
આદિ અંતે આરાધમાં નરભે નામ નિરવાણુ
રજ મોરાર રવિ ચરણુકે સદગુરૂ શબ્દ પ્રમાણુ ॥ ૮ ॥

———:—:———

મહાવૃતિ મુનીવરા અહોનીશ અલખનો આરાધ
સદગુરૂજીને સનમુખ લઇને શબ્દે ચાલે રૂડા સાધ ॥ ટેક ॥
ભાઇરે ધરમ ધારણુ તરણુ તારણુ, આપુ ગાળી આદજી
રેણી કરણી બને નહી વરણી, અગમમતો અગાધ ॥ ૧ ॥
ભાઇરે નજીવા જીવે અપીયા પીવે, આ તન છોડી ઉપાધ
સતગુરાને પ્રેમે પુરા, અનભે જ્ઞાન અનાદ ॥ ૨ ॥
ભાઈરે મત ન તાણો આતમ જાણો
કરે નહિ વાદ વિવાદ એક દશા આણી
તેને ભક્તિ માણી સેજાનંદ સમાધ ॥ ૩ ॥
ભાઈરે દ્વૈત ન દેખે એકજ લેખે એ અનુભવની આદજી
દીહાતીત અદેહીમાં વરતે, સમરે દીએ હરિસાદ ॥ ૪ ॥
ભાઇરે ઓધરા આગે તે ઓધારે, મહાપુરૂષ મરજાદજી
દાસ મોરારને રદે રવિ કહેછે, પુરાજાણે મેલાદ ॥ ૫ ॥

———:—:———

મારૂં ચીતડું ચોરાયલરે મારૂં મનડું વીંધાયલરે
કોડીલા કાનસે,
હરિ વિના મારે વાધેલ વ્હને વેરાગેરે
ઓધવ વાત કેને કહીયે,
પ્રીતુ છે પુરવની નવીયું નહી થાય નાયજી, હો મે
વારી જાઊં, છપાનીયું નહી રહે છાનીયું
મરને જાય શરીર ॥ ઓધવ ॥ ૧ ॥
ધીરજને કેમ ધરીએરે, દેહમાં કેમ વીસમે રેહો મે વારી જાઊં
તેણે કરી તપે હમારા શરીર રે ॥ ઓધવ ॥ ૨ ॥
દીવસને જાય દોહેલા જાણે જુગ જેવડા હો મે વારી જાઊં
રૂદન અમને કરંતા રજની ન જાય રે ॥ ઓધવ ॥ ૩ ॥
પ્રાણુને પાંજરીયે વાલમ વિલંબ ન કીજીયે હો મે વારી જાઊં
નેણે કાંઈ નિરખ્યા નંદજીનો લાલ રે ॥ ઓધવ ॥ ૪ ॥
મોરારના સ્વામી ગોપીજન વિનવેરે હો મે વારી જાઊં
દરશન હમને દેજો દીન દયાળ ॥ ઓધવ ॥ ૫ ॥

———:—:———

આપકે અંદર ખોલત, કેસા રૂપ કહાંસે આયા ॥ ટેક ॥
આતમ છોડ ચલા જબ ચેતન; કુનસા ધામ કહાંરે સમાયા ॥ ૧ ॥
પાંચતત ગુણુ તીન પસારા, કોન કારીગર બનાઇ કાયા ॥ ૨ ॥
કાયા ખોજ કરો જબ ખોજી, કોન અસ્થાન જાન જીન જાયા ॥ ૩ ॥
અનુભવ સત્ચીદાનંદ સાક્ષી, વીરલે વસ્તુ વીચાર ઠેરાયા ॥ ૪ ॥
રજ મોરાર રવિકે ચરનું, ગુરૂગુણુ જ્ઞાનસે ગાયા ॥ ૫ ॥

———:—:———

તું તેરે રૂપકું જાનો માનો, સંત તવ સુધડ સીયાના ॥ ટેક ॥
તું નહિ પાંચ પચીસ પસારા, તું નહિ નવ પંદર નીરાના ॥ ૧ ॥
તું નહિ ચીનો ગુનકે તાલબ, તું નહિ જીવ શીવકે જાના ॥ ૨ ॥
તું નહિ પ્રકૃતિ પ્રાણુ કે પુરૂષા, તું નહિ માયાતત્વ મંડાણુા ॥ ૩ ॥
તું સબહી કે માંહી સમહીકે સાક્ષી, તું વિના અવર નહિ કોઆના ॥ ૪ ॥
રજ મોરાર રવિકે ચરનાં, આપુ ગયે તબ ઓર ન્હાના ॥ ૫ ॥

———:—:———

તમે સદા હરિના સંત આવી રૂડી રીત પાળો, સાધુ રીત પાળો ॥ ટેક ॥
સાચુ બોલો હકે હાલો રૂડી પાળો રીત
આપ સ્વારથ ઇચ્છા નહિ, જેને પરમારથ પ્રતીત ॥ સાધુ ॥ ૧ ॥
સેવા સુમરણ ભાવ ઘણેરા, પ્રેમ તણો, તન મન ધન જેણે અર્પણ કીધાં
થઈ બેઠા નીજદાસ ॥ સાધુ ॥ ૨ ॥
વાચકાચ તમે વસકરી રાખો, મન વરતી એક ડોર
આંખડીયુ માં અમીરસ વરસે, સીલવંતા સાડી સોળ ॥ સાધુ ॥ ૩ ॥
રંગે ભોગે રાચે નહિ, કરીયા વંતા જેહ
સતગુરૂ શબ્દે ઉંડે બેસે, પરમાણી બંદ તેહ ॥ સાધુ ॥ ૪ ॥
સત ધરમમા સુરતા રાખો, ભજનમા ભરપુર
માનવડાયું મોટપ મેલો, ગ્રહી બેઠા નિજ મુળ ॥ સાધુ ॥ ૫ ॥
આપુ જેણે અર્પણ કીધું નિષ્પ્રેહી કહેવાય
અભ્યાગતનો ઓલવો લહીને, લાગે ગોરાંને પાય ॥ સાધુ ॥ ૬ ॥
આઠે પહોર રટનારટો ત્રીકમજી એકતાર
મહારાજ એનો મન્ત્રો માનો, હરિજન ઉતરે પાર ॥ સાધુ ॥ ૭ ॥
દર્શન કરતાં દોષ નાસે, કાટે કોટી કરમ
મોરાર કહે સંત મેલાવો, પોતે છે પરિબ્રહ્મ ॥ સાધુ ॥ ૮ ॥

———:—:———

આંબો અમર છેરે સાધુ કોક ભુમીને ભાવે ॥ આંબો ॥ ટેક ॥
ધરા તપાસી ધરતી ખેડાવો, કાલના ગુંડા કઢાવો
સત ધરમનું બીજ લઈને, વીગત કરી વવરાવો ॥ આંબો ॥ ૧ ॥
અકલ કલાથી ઘડો મંગાવો, હેતની હેલો ભરાવો
નુરત સુરત દો ખડી પનીહારી, પ્રેમકરીને પવરાવો ॥ આંબો ॥ ૨ ॥
કાચા મહોરતો કામ નહી આવે, ફાલફુલ ખરી જાશે
સદગુરૂ નામના ટોયા બેસારો, પરીપુરણ પકવાવો ॥ આંબો ॥ ૩ ॥
કાચા ભડદા કામ નહી આવે, જીરવીઆ કેમ જાવે
અલખના નુરીજન બેઠા હજુરમાં, ખરી નીતીસું ખાવે ॥ આંબો ॥ ૪ ॥
ધ્યાન કરીને ધરા તપાસી, ભાણુ સાહેબ છે ભેળા
રજ મોરારને રવિગુરૂ મળીયા, જેણે વરતી વેળા ॥ આંબો ॥ ૫ ॥

———:—:———

લખીયા નહી મટે, જવ તલ નહી ઘટે
મેરે સાધુ લખીયા ॥ ટેક ॥
દશરથ ચોકી તલાવની, સરવણુ પાણી ભરે
તાકીને માર્યો તીરડો, આંધળા રૂદન કરે ॥ મેરે સાધુ ॥ ૧ ॥
રામ સરીખા રાજીયા વનમાં ગમન કરે
કારમોક આવ્યો રાવણો સતી સીતાને હરે ॥ મેરે સાધુ ॥ ૨ ॥
લખરે ઘોડાની સાહ્યબી, માથે ચમર ઢળે
હરિશ્ચદ્ર સરીખા રાજીયા, નીચ ઘર પાણી ભરે ॥ મેરે સાધુ ॥ ૩ ॥
પારાધીએ બાધ્યો પાંસલો, હરણી વનમાં ફરે
પુરવના પાપ આવી મલ્યાં, આવી ફંદમાં પડે ॥ મેરે સાધુ ॥ ૪ ॥
દાસ મોરારની વીનતી, ગુરૂનું ધ્યાન ધરે
દોહલી વેળાના આવજો, બ્રદ તમ વડે ॥ મેરે સાધુ ॥ ૫ ॥

———:—.———

પડી આવી ભરી આંટી રે, ભણ્યો નહિ પ્રેમ તણી પાટી ॥ ટેક ॥
અહીંયા તારા અતરમાં પેઠી તેની ગાંઠ પડી ગાઢી
ચેતન પુરૂષ તો ચાલી જાશે, તારે પડી રહેશે માટી રે ॥ ૧ ॥
મહાદુખ ભોગવીને માયા મેળવી, તેને ઉંડી રાખી દાટી
ખાધું નહી ખવરાવ્યું નહિ, પછી જાતાં કુટે છાતી ॥ ૨ ॥
અંતકાળ વેળા આવી અચાનક, માંઢું રહ્યુ છે ફાટી
જમના દુતનો જોખમ ઘણો તુજને, વચ્ચે લીધો વાટી ॥ ૩ ॥
મીઠપ દેખી માયા તણી, પછી તેને રહ્યો ચાટી
દાસ મોરાર કહે દુગ્ધા નવ ટળી, તે શું જાશો ખાટી રે ॥ ૪ ॥

———:—:———

જગત છે ઝાંઝવાનું પાણી રે, રહેશે નામ નિશાની
કથા કીરતનને સદગુરૂ સેવા, મોજું લીયોને માણી ॥ ટેક ॥
બેલ થઇને બંધાણો પ્રાણી, ઘર ઘધાની ઘાણી
જીવને જમડા આવી લેશે, ત્યારે પીવા નહિ દે પાણી ॥ ૧ ॥
માત પીતા સુત સૌ મતલબના, ઓલખો એંધાણી
કાયા પડતા કોઈ નવ આવે, ઘરની ધણીઆણીરે ॥ ૨ ॥

કામની જાળમાં વિશ્વ વિટાણું, મતી તેની મુઝાંણી
કારજ કરતાં કારજ ભુલ્યો પછી અતે મરે તાણી ॥ ૩ ॥
કપટતણી શ્રીકૃષ્ણ ભજ્યા, તેની વેદના વેચાણી
દાસ મોરાર કહે અવીચલ રહેછે, સંતો તણી વાણીરે ॥ ૪ ॥

———:—:———

ભજન કેમ કરતો નથી પાજી, સીતારામ કેમ થશે રાજી
મમતાની ઘાણીએ ફેરા ફેરવશે અતર રહ્યુ દાઝીરે ॥ ૧ ॥
વિષય ભોગવતાં વંશ વધ્યો, કે મને નડયા માજી
ફાટમાં શીઓ ફાયદો ત્રુષ્ણા લાગે તાજી ॥ ૨ ॥
સોનુ પહેરતા શોભા દેખાડે માળાથી મન રાજી
ભક્તિ વીના ભુંડા હાલ તમારા, એમ કહી ગયા પંડીત કાજી ॥ ૩ ॥
સાચે મને જેણે સંત સેવ્યા, તેના મન થયા રાજી
દાસ મોરાર કહે ભાવે જમે, વાલો વીદુર ઘેર ભાજીરે ॥ ૪ ॥

———:—:———

મહોબત છોડી રે મનવા જોરે મરજાણા
તેરે તેરે શીરપે જમડા જોરાણા ॥ ટેક ॥
આદિલદા નહિ દમદા ભરસાં,
પ્રાણ પરદેશી પલમે કરત પીયાના ॥ મહોબત ॥ ૧ ॥
જનમ જરાના મતકર ગુરાના,
કર હક બંદગી જપીલે જુબાના ॥ મહોબત ॥ ૨ ॥
કહાં કીયા આઈ કહોગે આગે
કરેંગા હીસાબ હોયગા હેરાના ॥ મહોબત ॥ ૩ ॥
મહેરામ મુરસીદ મહેબુબ બતાયા,
તાહીકા સુમરન કરલે શીયાના ॥ મહોબત ॥ ૪ ॥
રજ મોરાર રવિકે ચરણે, અજબ ગુરૂએ
મીટાયા આવા ગમાના ॥ મહોબત ॥ ૫ ॥

———:—:———

આખર એક દીન યાર ઉઠજાના,
તેરે સ ગ કોઈ ચલેના નીદાના ॥ ટેક ॥
માત તાત સુતસગા સનેહી, મોસબ સ્વારથ સજન સીયાના ॥ ૧ ॥
કુંટુબ કબીલો કોઇ કામ ન આવે. રેનકા સ્વપના રેન વીહાના ॥ ૨ ॥
રાજપાટ શીર છત્ર સીંહાસન, મો સબ છોડ ચલા સુલતાના ॥ ૩ ॥
લંકા જેસી રાવણ રાજધાની, ક્ષણુંમેં ખપ ગયે ખાક મસાના ॥ ૪ ॥
સદગુર સેવા સાહેબ સુમીરણ, પાયા અવિચલ પદનિર્વાણા ॥ ૫ ॥
રજ મોરાર રવીકે ચરણે, કર બંદગી તબ હોયગા કલ્યાણા ॥ ૬ ॥

———:—:———

## મોરાર સાહેબકૃત બારામાસી
### રાગ સંદેસાનો

કહોને પવનસુત પ્રભુજી કયારે આવશે
અંતરજામી અજોધ્યાના રાયજો
જે દીન જાય હરિદર્શન વિના, તે દીન કલ્પ સમાન કહેવાયજો
॥ કહોને ॥ ટેક ॥
કારતકે કરણા હરિએ નવકરી, નપટ વીસારી મેલ્યા નીરાધારજો
ગીરાને સુણીને ગજને ઉગારીઓ, કેમે અમારે કઠણ થયા કીરતારજો ॥ ૧ ॥
માગસરે મધુસુદન અણે મારગે, શાને નાવ્યા સુંદર વર ઘન શ્યામજો
વાટલડી જોતાંરે કહીદીન વહીગયા, વાલાવીના નહીમન વિશ્રામજો ॥ ૨ ॥
પોશે આવોરે પુરવ પ્રીતુ પાળવા, મુની સંગે જેમ પધાર્યા મહારાજજો
પીનાક તોડીને પ્રભુ તમે પરણીયા, એ હેત રાખો અમ ઊપર આજજો ॥ ૩ ॥
મહામાસે રે મન મળવા કરે, અંગ આલીંગન લેવાને અકલાયજો
નેણાને સાહેરે નિરખવા નાથને, ચિત અમારૂ ચરણ કમળને ચહાયજો ॥ ૪ ॥
ફાગણે ફાગ કેની સંગે ખેલીયે, વાલા વિના કાંઇ વાલો ન લાગે વસંત જો
ચોળીનેચીર રે ચીતાજેમ પરજળે, તન આભુષણ તારૂણી તાપ તપંતજો ॥ ૫ ॥
ચૈતરે ચૌદશ જોઉં વાટડી, રેન દીન રોતાં જોતાં જાયજો
માસ ખટ વીતયારે ખબરો નાવીયુ, સ્થીર મન તે કેણી પેરે થાય જો ॥ ૬ ॥
વેશાખે વનમાળી કર્યા લઈ વાયદા,
વિધાતાએ લખ્યા હશે વિજોગ જો ––– ॥ ૭ ॥

જેહેને જીવન રે કેણી પેરે જાળવું, પાંજર ગળીને રીયા છેકજ પ્રા
અવધની આશાએ અંતર રીયો આતમા,
પિયુ વિના કાંઇ પલમાં કરે પ્રયાણજો
અશાઢે ઈંદ્ર ઉમંગે આવીયો, વીધવીધ વરસ્યા વાયા સીતલ વાય
પૃથ્વિએ ચીર નીલાંબર પેરીયાં, તેએ નાન્યા નગણગારા નાથ જો
શ્રાવણે સુરતેરે શિવજીને સેવીયા, વાચા પાડીને માગેલા વરદાન જો
પ્રાણ જીવન મળે તો જુગમાં જીવશું,
નહિ તો પડજો પાપી પીંજર પ્રાણ જો ।
ભાદરવે ભક્ત વત્સલ ભે ભાગજો,
અસુર મારીને કરજો અબલાનો આધાર જો
સુરનરના સંકટ છેદી પ્રભુજી સુખ કરો,
જુગદીશ જુગમાં વરતાવો જે જેકાર જો ॥
આસોએ આવોરે હરિ અમને તેડવા,
અનુજ સહીત કંઈ અંતર આતમ રામ જો
અવીચળ રાજ બીભીપણને આપીગે,
ધર્મ પાળીને ચાલો અજોધ્યા ધામજો ॥
દીવાળી યે દુંદુભી દેવના વાગીયાં, સીતા વાળીને પધાર્યા શ્રી રામ
મોરારના સ્વામીરે સહુ જનને મળ્યા,
આનંદ વર્ત્યો અંતર હુવો આરામ જો ॥

———:—:———

મારી ચાલતી વેળાના રામો રામ, સાધુ સંતને જેજે સીતારામ ॥
અળગા લીંબડા કુબરે મીલે ગે,
પ્રાણી કાઇ જઇ લેશે વિશ્રામ ॥ સાધુ સંતને
સંત સંગ કરીએ ભવ સાગર તરીયે, સદગુરૂ ચરણે વિશ્રામ ॥સાધુ
હંસ સભામાં જઇતિરે બેઠા, એતો લઇને ઊતારે નીજ ધામ ॥ સાધું
મોરારને ગુરૂ સેરામ મળીયા, તમે રૂદીયે રેજો રવીભાણ ॥ સાધુ ।

———:—:———

ચેતન વરની સુંદડી સુંદડી, સુંદર શામ સોહાંગ
ઓઢે અનુરાગ, જાગે જેનાભાગ ॥ ચેતન ॥ ટેક ॥
સુસમ વેદ વણુ વાવયાં, વીણીલીધા વીવેક વીચાર
કર્મ કપાસીયે કોરે કરીયે રે, સુતર કાંત્યા છે શબ્દ સાર ॥ ચેતન ॥ ૧ ॥
પાંચ તત્વ તાણો તણ્યો, માંહી પરા માયાનો પાન
મોહ સવીસી સાળે ચડયું રે, તેના વણનારા સંત સુજાણ ॥ ચેતન ॥ ૨ ॥
સત સુનેરી છેડલે માંહી શીલના બુટા સોય
બહુ વીધ બુધ્ધીએ બનાવીયેરે, જોતાં મુનીવરના મન મોય ॥ ચેતન ॥૩॥
પ્રેમ પ્રાતે રંગ પાસીયો, માંહી નવરંગ નવલી ભાત
કણી કસુ બો ચડાવીયેરે, એની વિશ્વાસે વર્ણ વિખ્યાત ॥ ચેતન ॥ ૪ ॥
અખ ડ રંગ ઊપટે નહિ, જુગો જુની ન થાય
પગટ પોત ફારે નહિ રે, જેનો મોરો મુળ મેમાય ॥ ચેતન ॥ ૫ ॥
સંત સોહાગણુ સુંદરી, જેણે ઓઢી અગો અંગ
અખંડ એવા તન એહનું, જેનો નિત નિત નવલો રંગ ॥ ચેતન ॥ ૬ ॥
અઘાટ ઘાટડી ગુરૂએ ઓઢાડી, પરણાવ્યા પરબ્રહ્મ
રજ મોરાર રવિ ચરણે કહેરે, સાચો સદગુરૂજી નો ધર્મ ॥ ચેતન ॥ ૭ ॥

———:—:———

સખી ગુણ ગણપતના ગાઈએ, ગાઈએ મન વાંછીત ફળ પાઇએ ॥ટેક॥
પ્રથમ પુંજો લ બોદર લગનેરે, સિંદુર સણગાર કરો અંગનેર
પુષ્પ ચડાવીને નમો પગને ॥ સખી ગુણ ॥ ૧ ॥
ધુપ દીપ આરતી કીજે રે, નૈવેદ લાડુ નિત ધરીજેરે
જણે ગરવા ગણપતી રીઝે ॥ સખી ગુણ ॥ ૨ ॥
સુંઢાળો સુધ બુધનો સ્વામીરે, લક્ષ લાભ આપે બહુ નામીરે
દોઇ કર શીશ રહીએ નામી ॥ સખી ગુણ ॥ ૩ ॥
સુર તેત્રીસે સ્તવે તેનેરે, સુરનર મુની સેવે જેનેરે
તન મન ધન અર્પો એને ॥ સખી ગુણ ॥ ૪ ॥
શંભુ સુત સેવા જો કીજેરે, ચીત ચરણ કમળમાં દીજેરે
અક્ષય અમૃત ફળ લીજે ॥ સખી ગુણ ॥ ૫ ॥
દુંદાળો દેવેશ્વર દેવારે, શ્રી ગુરૂ ચરણ કમળ સેવારે
મોરાર મુગત પાવે મેવા, ॥ સખી ગુણ ॥ ૬ ॥

———:—:———

સખી સુરતે સનમુખરે સ્વામીરે, આદે અંતે અંતર જામી રે ॥ ટેક ॥
સુરત દે મન મારૂં મગનારે, ત્રિવિધ તાપ ટળે અંગનારે
લાલનસે લાગ રહે લગના ॥ સખી સુરતે ॥ ૧ ॥
પરં પુરૂષ પુરષોતમ પ્યારારે, નિમીખ એક નાથ નથી ન્યારારે
શ્રી ગુરૂ સરજ હારા ॥ સખી સુરતે ॥ ૨ ॥
પોતાનું પદ જાની પ્રીતેરે, અંગ રસ વાધ્યો રસ રીતે રે
આતમ અનુભવ અદ્વૈતે ॥ સખી સુરતે ॥ ૩ ॥
પ્રીતમ પુરવ વર પામીરે, બેહદ સુખ દીધાં બહુ નામીરે
શરણાગત શીશ રહીએ નામી ॥ સખી સુરતે ॥ ૪ ॥
સદગુરૂએ સોહાગણ કીધીરે, ચીત ગ્રહી ચરણમા લીધીરે
સત વ્રત શીખામણ દીધી ॥ સખી સુરતે ॥ ૫ ॥
એવા હરિ અંતર જો આવેરે, પ્રસિધ્ધ પરમાનંદ પાવેરે
મોરાર જેની જનમ નાવે ॥ સખી સુરતે ॥ ૬ ॥

———:—:———

મન મળવાનું, મળવું હોઈ તો, મેરામ મળી લેજો
દશ દેશ વળ્યા, દેઈ મેળાવા, દર્શન તે દુર્લભ જો ॥ ટેક ॥
અમે સૌ પંખી પરદેશી, તમે આવી મળોને આ દેશી
હવે રંજન રાખ્યા નહિ રેશી ॥ મન ॥ ૧ ॥
કાચો કુંપો છે કાયા, તેમાં જુઠી મમતા માયા
કાચો ઉપન્યુ છે તે અંપાવા ॥ મન ॥ ૨ ॥
છેલ્લાં મેળા છે સાધુ, તેમા પાણ ઘડી છે પલ આધો
જલ પરપોટા પંડ બાધ્યો ॥ મન ॥ ૩ ॥
જે જે બોલો જે સીયારામ, સંત સરવેને કરૂં પ્રાણામ
કહે મોરાર મેલ્યા છે નિજ ધામ ॥ મન ॥ ૪ ॥

———:—:———

જુવો મન મંદીરમાં, મોહનની મુરત ઝાકમ ઝોળ છે
સંત કરે કીલોલ, કૃષ્ણ કથા કીર્તનરે રંગની રેલ છે ॥ ટેક ॥
હરીને મસ્તક મુગટ મુક્તા મણી, કાને કુંડળને હીરાકણી
મુખ શોભા મોરલી બની ॥ જુવો ॥ ૧ ॥

હરિને કૌસ્તુભ મણી મોતીની માળા, હેમ સાંકલીએ પરવાળા
સંગ રાધે રંગ રસાલા ॥ જુવો ॥ ૨ ॥
હારને પેરણુ પીતાંબર પટ પીળાં, વિધવિધ વાઘા છે વગતીળા
એનો ચૌદ લોક લાલની લીલા ॥ જુવો ॥ ૩ ॥
સેવક સકળ કારજ સીધ્યું, ચંત મન હરિ ચરણે લીધું
કોટ કોટ કારજ સીધ્યું ॥ જુવો ॥ ૪ ॥
સેવા સંતની સુફળ ફળે, હરિ જનની સંગતે હરિમળે
કહે મોરાર બ્રહ્મમાં જઈ ભળે ॥ જુવો ॥ ૫ ॥

———:—:———

ધન ઘડી ધન ભાગ્ય કે પરશોતમજી પધારીયારે
નિરખીને થઈ છું નીહાળ, કે તન મન ધન વારીયારે ॥ ટેક ॥
મંદીરમાં બેઠારે મહારાજ, કે પ્રેમે હરી પ્રગટયા રે
પ્રીતે કર્યો જઈ પ્રણામ, કે આનંદ ઊર અંગ ઊલટયોરે ॥ ૧ ॥
મન ગમતા મળીયા માવકે, તાપજ મટીયા તન તણારે
શીતળ થયાં સકળ શરીર, કે ગુણુ ગાવાય ધનનારે ॥ ૨ ॥
ભાગી મારા દીલડાની ભ્રાંત, કે અંતર મન સ્થીર થયુંરે
જનમો જનમનાં મટયા જંજાળ, કે ચીતતે ચરણે રહ્યુંરે ॥ ૩ ॥
લખીયા મારે કંકુના લેખ, કે ભાગ્ય જાગ્યા ભાલનારે
ર્દીયામાં ચયો ઊપદેશ કે વચન કહ્યાં વાલનારે ॥ ૪ ॥
નોતી હું તો કશા ખપની નાર, કે સુહાગણ કીધી શામળેરે
સખી મુને દીધોરે સુંઆંગ, કે મરમાળા પીયુ મને મળ્યારે ॥ ૫ ॥
સસરો મારો શીલ સ્વરૂપ, કે સુખમણા સાસુ સોહામણીરે
જેની ગોદે જનમીયા જુગદીશ ભાવે લઉ ભાંમણારે ॥ ૬ ॥
ભક્તિ ભાવે ભેટયા ભુદર. કે વિશ્વંભર વાલો વર્યા રે
પ્રગટી પુરવ જનમની પ્રીત, કે મોરારને સ્વામી લર્યાં રે ॥ ૭ ॥

———:—:———

સખી સદગુરૂ શબ્દે રે, સુરતે શ્યામ વરી
મન મેરામ મળીયારે, પ્રીતમ પ્રેમ ધરી ॥ ૧ ॥
મુરત મરમાળીરે, નિરખ્યા નેણા ભરી
પુરણુ વર પામીરે, પુરવ પ્રીત ખરી ॥ ૨ ॥
આતમ મોલે આવ્યારે, શોભા સરસ કરી
પલ ગે પધરાવ્યારે, હૈડે હેત ધરી ॥ ૩ ॥
સેજે સુખ વર્યાં રે, ભક્તિ ભાવે કરી
અંતર અંજવાળું રે અનુભવ આખ ઠરી ॥ ૪ ॥
મમતાને મેટીરે મનછા ગઈ છે મરી
શ્રમણા ભાંગીરે દુરમત દૂર પળી ॥ ૫ ॥
રવી ઊદે રજનીગે તીમીર ગયા ટળી
મોરાર મહાપદમાંરે ફેરા નાવે ફેરી ॥ ૬ ॥

———:—:———

જીવન જનમ કૃતાર્થ થાય સેવો હરિ સંતને ॥ જીવન ॥ ટેક ॥
જીરે પ્રેમના પાટ પથરાવીઆં, ચીતડાનો ચોક પુરાયરે ॥ જીવન ॥ ૧ ॥
જીરે હેતે પ્રીતે પધરાવીયા, મળી માનુની મંગળ ગાયરે ॥ જીવન ॥ ૨ ॥
જીરે પુનની પાતરી ચડાવીયાં, કરીયાં કેસર ઘોળ ॥ જીવન ॥ ૩ ॥
જીરે સાચના ચંદન ચરચાવીએ, પ્રફુલ્લીત ફુલનીહાર ॥ જીવન ॥ ૪ ॥
જીરે ધ્યાનનો ધુપ ખેવીએ, નિજ જ્ઞાનની ઘંટા સર ॥ જીવન ॥ ૫ ॥
જીરે અનુભવ આરતી, આતમ અરપા ઉતાર ॥ જીવન ॥ ૬ ॥
જીરે ભાવના ભોજન નિવેદીયે, નિર્મળ અમ્રત આચમન પાન ॥ જીવન॥૭॥
જીરે મહા પ્રમાદ સુખ લીજીયે, ચરણામ્રત લીજે મેલી માન ॥જીવન॥૮॥
જીરે રજ મોરાર રવિ, ચરણે જાઉ વારંવાર ॥ જીવન ॥ ૯ ॥

———:—:———

### ધોળ—

આજ સખી મુને સદગુરૂ મળીઆ, દેવ દીવાળીના દીવસ વળીયા
અંતર જામી અઢાલક ઢલીઆ, તો હીરસો આલ્યો હરીએ હાંથમાંરે ॥૧॥
સાન કરીને સોહાગણ કીધી, ચેતન પુરૂષે ચરણમાં લીધી
ભુદર ભાવે ભક્તિ કીધી તો, માળા ફેરાવી મોક્ષની રે ॥ ૨ ॥
હું તો ભુલીતીરે ભુવન હમારૂં, સદગુરૂએ ઘર બતાવ્યું સારૂં
તન મન ધન લઇ તાપર વારૂં જેણે, વર વરાવ્યો વીઠલોરે ॥ ૩ ॥
સેજ આનંદ સુખ શામને સંગે, નિતનિત નેડો મારે નવલે રંગે
અરસ પરસ લઈ આનંદ અંગે, તો માંહીરે મંદીરે માલતારે ॥ ૪ ॥
વેદ પુરાણ વદે છે રે જેને, સારદશેષ સ્તવન કરે છે તેને
મોરાર સમજ્યા સદગુરૂની સેને તો આતમ રવીગુરૂ ઓળખ્યારે ॥ ૫ ॥

———:—:———

સત ગુરૂએ સત નામ સુણાવ્યો, સોહં શબ્દમેં સુરતે પાયો
જાગ્રત જોતે જોત જગાયો તો, તેજ મેં તીમીર ગયાં ટળીરે ॥ ૧ ॥
અનુભવી અંતરનેત્ર ઊઘડીયાં, શબ્દ નીસરણીએ ચેતન ચડીયો
અનહદ નાદ ગગન ગઢ હડીયા, તો નુર વરસે ત્યાં નીરમળારે ॥ ૨ ॥
સદગુર રૂપ અનુપ અનામી, આદી અનોપમ અંતર જામી
સંત સનાતન સત બહુ નામી, તો સુખમણાને ઘરે શોભતાંરે ॥ ૩ ॥
શાંત જોગની જુગતી જાણી, તત્વ સમાસ ભયા સબ પ્રાણી
એક દશા લઇ એક ઘર આણી, તો ગેબ નીરતર ગુરૂગમેરે ॥ ૪ ॥
કાયમ કોટ કળા બહુ કહાવે, ચતન શક્તિ ત્યાં ચમર ઢોળાવે
હીલ મીલ હંસા મંગળ ગાવે, તો અનભે સુખ આનંદમાં રે ॥ ૫ ॥
રણુંકાર રંગ સંગમાં રેવું, એ સુખ મુખથી કહેવાઇ નહિ કેવું
મોરાર મન મહા પદ એવું તો આપે આપમાં ઓળખ્યારે ॥ ૬ ॥

———:—:———

આતમ દેવ શીરોમણી પુજયા, અંતે દેવ નહિ કોઈ દુજા
સચ્ચીદાનંદ સોહં બ્રહ્મ બુઝયા તો પ્રતિમાં તે પરિબ્રહ્મનીરે ॥ ૧ ॥
ત્રીગુણાતીત સરવેથી ન્યારા, જીવ ઈશ્વિરમાં વ્યાપક સારા
અક્ષરાતીત તે બાવન બારા, આતમ ભુલ્યા આપમારે ॥ ૨ ॥

ઘટાકાશે ને મઠાકાશે, ઘટોઘટ બોલે છે સૌની પાસે
જલમાં જેમ સુરજ ભાસે, તો કીરણોને કાંઇ અડે નહી રે ॥ ૩ ॥
એમ સમજે તેનો સંશય ભાજે, લક્ષ સ્વરૂપમા જઈ ને લાધે
મુક્તિ તણું ફળ કાંઈ નવ પામે તો, ગોરાર બ્રહ્મ થઈ રહ્યારે ॥ ૪ ॥

———:—.———

મરમવાળા મોહનજી ઝુલીતાં મંદીર માણારાજ
સુંદીર શોભા શામળીયા, ગાજે ગજપતી રાય મણારાજ ॥ ટેક ॥
છત્ર સિંહાસન શ્વેત બને પુજે પાર્ષદપાય માણારાજ
આભુષણ અંગ ઓપતાં, શામ સાવાવિસવા માણારાજ ॥ ૧ ॥
દોય નેન દીવાકરે છે, મુખ મયંક લજાય માણારાજ
ભાલ વીશાળ ચંદન ચોકી,મોર મુગટ મન હરાય માણારાજ ॥ ૨ ॥
ઘંટા નાદ ઝણણ ઝાલરી, મુખ મોરલી વાગે માણારાજ
ઊતરે આરતી આરત હરકી, ભક્ત વત્સલ મન ભાયે માણારાજ ॥ ૩ ॥
સુરીનર મુનીજન મન વ છે શરના, પ્રેમદર્શન પાય માણારાજ
દાસ મોરાર દોયકર જોડી, ગુણ તીહારા ગાય માણારાજ ॥ ૪ ॥

———:—:———

સખી સત લોક શેરખી ગામ, રામ રવી ગાદીરે
અમર પુરૂપ અસ્થાન આદ અનાદી રે ॥ ટેક ॥
પુજા જુગલ પદ પ્રેમ, નેમ સત નામીરે
ત્યાં ધુપ દીપ ધુન ધામ નાથ નમામીરે ॥ સખી ॥ ૧ ॥
ઝાલરના ઝણકાર, ઘંટા ઘન ગાજેરે
તીહાં તાલ મૃદંગ ઊપંગ વાજાં બહુ વાગેરે ॥ સખી ॥ ૨ ॥
ઊતરે આરતી અખંડ ઝલોમલ જાગીરે
ત્યાં ગાવે સંત સુજાણ લોલેહ લાગીરે ॥ સખી ॥ ૩ ॥
દેશ ગામના દાસ દર્શને આવેરે
દંડવત કરીને દ્વાર પરંપદ પાવેરે ॥ સખી ॥ ૪ ॥
સદગુર દીન દયાળ દર્શન દેજોરે
રવિ ચરણે મન મોરાર રૂદયે રેજોરે ॥ શખી ॥ ૫ ॥

॥ ———:—:———

## રાગ ભેરવ પ્રભાત

રામ ચરણ અભીરામ કામ પ્ર તીર્થ રાજ બીરાજે
શ કર કરદે ભક્તિ મુતલ પદ પ્રેમ અક્ષે વટરાજે ॥ ટેક ॥
સ્યામ વરણ પદ પીઠ અરૂણતા, લસત વસત નગ શ્રેણી
માનુ રવી સુતા શારદ સુરસરી, મળી ચની લનીત ત્રિવેણી ॥ રામ ॥૧॥
અ કુશ કુલીશ કમળ ધ્વજ શોભીત ભમર તુરગ વીલાસા
ચરચે હે સુરનર મ જન મુનીજન મુદીત મનોહર વાસા ॥ રામ ॥૨॥
વીના વેરાગ જોગ મત સજમ, વન તીરથ તન ત્યાગે
સોઈ સુખ સુ નભ સદાય તુનસી, જો પ્રભુ પદ પ્રાણ અનુરાગે ॥ રામ ॥૩॥

---

## રાગ રામગ્રી

સાને આવ્યો સ સારમા આવી અનરથ કીધો
અમૃત રસને અળગો કરી, વીખ હળાહળ પીધો ॥ શાને ॥ ટેક ॥
અવિદ્યા વ્યાપી તારા અ ગમા, પર નિ દાશુ રે પ્રીતી
રતીએ ન ઉપજે રામમા તે કેમ જાશો જીતી ॥ શાને ॥ ૧ ॥
ભાવે ભક્તિ ન આદરી મન માયામા વિધ્યુ
નિમીખ નવરો નવ થયો, નીરભે નામ ન લીધુ ॥ શાને ॥ ૨ ॥
સ ત બતાવે સાધના, ઉલટા હાર ચઢાવે
જેને રૂઠસે રમાપતિ તેને ભક્તિ ન ભાવે ॥ શાને ॥ ૩ ॥
જીત્યા તે જગામા જાણીયે, જેણે સતસ ગ કીધો
મોરાર કહે મનની મોટપ તજી, હેતે હરિરસ પીધો ॥ શાને ॥ ૪ ॥

---

## રાગ કાનરો

સુન સખી દન આયો દોહીલો, સ ત વીછડે સુખ નાહી
તાતે ભલો આતન ત્યાગનો એહુ ખ સહો નજાઇ ॥ ટેક ॥
વ દનકીયે સબ બધન હરતહે, અર્ચન કીયે અઘ નસાઈ
મુખ દેખે મહાપદ પાવે, દેઇ ભેટે દુખ દુરાઈ ॥ ૧ ॥

મહાપ્રસાદી જાકે મુગત મહાનિધ, વાકી ગીત સદા સુખદાઇ
ચરણામૃત અમૃત રસ પીવત, કોટ વીઘન મીટ જાઇ ॥ ૨ ॥
નામ માતમ જાકો મહીમા મોટા, વેદ પુરાણે વ'ચાઈ
ગોઈ જાનત શીવ સનકાદીક, શ્રીમુખ શ્રીપતીએ મુખ ગાઈ ॥ ૩ ॥
સેવે અ ગ સ'ત સાહેબ સદગુર, એક બ્રહ્મ એકતાઇ
દાસ મોરારકુ દીયો નીજ દાના, સનમુખ હુ સદાઈ ॥ ૪ ॥



ગરીબ નવાજ મે ગરીબ તેરા, પ્રણતપાલ દયાલ ગુરૂ દેવા
રાખો ચરન શરનકા ચેરા ॥ ટેક ॥
દ્વાર પડયો રહુ મેં દર્શન પાઉ, જુઠહી પાઊ રહુ' નિંતેરા
દુરન જાઊ તુમ ગુણ ગાઊં, આપહી જાનો અપને ઘરકેરા ॥ગરીબ ॥૧॥
અમ ન મરૂ મે મહાસુખ પાયો, જેની જનમ ફર નહિ ફેરા
પરમાનદ તેરા પાલવ પકડગો, અબહી જાગ્યો ભાગ્ય હમેરા ॥ગરીબ ॥૨॥
રવિ પ્રકાશ ઉજાસ ભયો હે, ભાગ્યો ભરમ ગયો હે અ ધેરા
દાસ મોરાર પર કરૂણા કીની, આવાગમનકા ભયોહે નિવેરા ॥ગરીબ॥૩॥



સદગુર મે શરણુ તીહારી, પતીત પાવન બડો બ્રદ તેરા
વેદ પુરાન યુ કહેત પુકારી ॥ ટેક ॥
ગજ અરૂ ગીધ પ્રગટ પશુતે, વ્યાધી વનકા હોત હત્યારી
દેવ દુર્લભ વાકુ ગતી દીની, એસી જાનમે ધારણ ધારી ॥સદગુર ॥ ૧ ॥
ઓર અજામીલ અસુભ ગુન ગનીકા, તાકુ નામ લેત તે તારી
સમરથ સાચા શેષ કહતહે, બાયા અહો એસોબ્રદ વિચારી ॥સદગુર॥ ૨ ॥
જુગ જુગ શાખ સ ત જન સમરે, નાથ અનાથ અધમ ઓધારી
દાસ મોરાર કહે કર જોડ, એસે અબ મોહી લીયોને ઉગારી॥સદગુર॥ ૩ ॥



ભુલેલ મન કયુ ભક્તિ વિસારી, ધીક ધીક જન્મ લીયો જગ માંહી
મિથ્યા બોજ દીયો મહતારી ॥ ભુલેલ ॥ ટેક ॥
જઠર જાળમે જરતહી રાખ્યો, બ ધી છોડ તેરા બ ધન છોડાયો
સોધ સાધકુ યાદ ન કરતે, મુઢ મતી ગતી કયુ ગમાઈ ॥ ભુલેલ ॥ ૧ ॥
મહા મણી મનુષા દેહ તેરી, સબ સુખકારી સબનકે ટીકે
બહોર ન આવે અવસર એસો, નર નારાયણ નીજ પદ નિકો॥ભુલેલ॥૨॥
તજો ગુમાન અહો ગુરૂચરણા, જો ભલ ચાહીયે આપની ભલાઇ
દાસ મોરાર કહે મહાપદ પાવે, સદગુરૂ સ તકુ કરવે સહાઇ ॥ભુલેલ॥૩॥

---

## રાગ જેજેવ'તી

સુરત મનોહર દેખી, નેનનીલોભાયેરે ભાઈ ॥ સુરત ॥ ટેક ॥
સુરત સનમુખ શામા નુરત લગી હે તામા
રમતા આતમ રામા ભજો મન ભાઇહે ॥ સુરત ॥ ૧ ॥
દ્વાદસ રથા પુરી, નીરખે કોઈ નામ નુરી
નીકટ હે નાહી દુરી ગુની ગન ગાવહે ॥ સુરત ॥ ૨ ॥
લલીતા લાવન કીરી, દેખો દગ ઉલટ ફેરી
મન પવન ગગના ઘેરી, સરૂપે સમાય હે ॥ સુરત ॥ ૩ ॥
સતગુર કરૂણા કીની, વસ્તુ અમુલખ દીની
મોરાર સુરતક ધરી લીની, રવી ર ગ લાયાહે ॥ સુરત ॥ ૪ ॥

---

મધુરીસી મોરલી વાજે મેરા મન મોહ્યોહે ॥ મધુરી ॥ ટેક ॥
શબ્દકી ધુન સુન મોહે સબ મહામુની
બડેબડ જ્ઞાની ગુની, પ્રેમે મન પ્રોયોહે ॥ મધુરી ॥ ૧ ॥
તખત ત્રીવેણીતીરે, બજાયી બળભદ્ર વીરે
ધ્યાન ચીત રહે ન ધીરે જગમગ જોયોહે ॥ મધુરી ॥ ૨ ॥
દીનકર નાહી ડોલે, વિધુ મુખહી નવ બોલે
તેજ ત ત નાવે તોલે શેષ તન મોહ્યોહે ॥ મધુરી ॥ ૩ ॥
એ લાલજીકી લીના કહી ન જાઈ કીના
મોરાર સ્વરૂપમે મીલા, સુખ મન સોયોહે ॥ મધુરી ॥ ૪ ॥

---

## રાગ કાફ્રી

સુરત તોરી શામળા મનડે મોજે વસી ॥ ટેક ॥
આનંદ મોજી આતમા, દરશન તોજે ડસી
પલ ન વીસારે પ્રાણ મોજા, વાલમ રહ્યો વીલસી ॥ ૧ ॥
નેજે વસ્તુ આયા નરોહર, જલ જ્યું મીન ડસી
સચે સમરે પડ દીયોથો, હેતે આયો હશી ॥ ૨ ॥
નાસે નિનો જે નીવાલ અંગ્યા, પ્રીત પ્રીયન જીયસી
મોરાર ચેં મેરસુ મથ્યા, દર્શન છીયા દથી ॥ ૩ ॥

———:—:———

મહારાજા મ વેતા મથુરાં, મનડેજા મોહન મોજાં ॥ ટેક ॥
વેડારો આંઈ વલ વલ ગોથા, તન મન આંય તોજાં
હાલ અસાંજે હાજર હોંદી, સાંઈ થઇ રોને સુજાં ॥ ૧ ॥
કાયમ તુંજી આયા કમણે, રંજન અસાંજે રાજાં
છડાં છેડો તોજે જખીવા, પુરવ પ્રીત પરાંજાં ॥ ૨ ॥
નેડો અસાંજે નભાય નરોહર, અધમ ઓધારણ આજાં
મુરાર દાસી ગુણ ગાય તોજાં, નજરે જીનેડા રોજાં ॥ ૩ ॥

———:—:———

ભક્ત વત્સલ હરિ ભાવે ભાજી પાયરે
ભાવે ભાજી પાય હરિ ભાવે ભાજી પાયરે ॥ ટેક ॥
અનેક મીઠાઈ એલી મેવા પકવાન મેલી
તાંદુલકી તરકારી સુંદર મન ભાયરે ॥ ભગત ॥ ૧ ॥
દુર્જોધનકે ડાર કૃષ્ણ ન ગયે એક વાર
વાલો તો વીદુર ઘર અણુતેડે આયરે ॥ ભગત ॥ ૨ ॥
યજ્ઞેહી અનેક જાગ ભાવે નહિ જગત ભાગ
પ્રેમકે પાઉને પ્રભુ દુજો ન આવે દાયેરે ॥ ભગત ॥ ૩ ॥
મોરાર કહે મહારાજ, સંતનકે સારે કાજ
વિદુરકી વિખ્યાતકીની તીન લોકતાયેરે ॥ ભગત ॥ ૪ ॥

———:—:———

દેખો કર્માકે ભાત પાયે જગન્નાથરે
પાયે જગન્નાથરે, પાયે જગન્નાથરે ॥ દેખો ॥ ટેક ॥
ચોકા ચતુરાઈ કરે નાંઈ નાંઇ નેવેદ ધરે
પ્રીત કેરી રીત પાત જુવે નહિ જાતરી ॥ દેખો ॥ ૧ ॥
આચારી કરે આચાર રચી પચી રહેહાર
હેત વીના હાથ નાવે સમરે દીન રાતરી ॥ દેખો ॥ ૨ ॥
નામ પ્રતીપાળે નેમ પ્રેમ વિના સર્વે એમ
સાચ વિના વાત હરિને સુપને ન સુવારી રે ॥ દેખો ॥ ૩ ॥
મોરાર કહે કૃપાળ પ્રેમે કરે પ્રતીપાળ
ગુન શારદ શેષગાત વેદ કરે વખ્યાતરી ॥ દેખો ॥ ૪ ॥

———:—:———

## રાગ કાફી

સતગુરૂજી એ સત નામ સુનાયો, સુનત શબ્દ લોલાઇ ॥ ટેક ॥
નુર નીશાન આઈ અણી અગ્રે, તત ત્રિવેણી તાર મીલાઈ
અનહદ નાદ નિરંતર વાજે, સાજે તખત પર રરંકાર રાઇ ॥ ૧ ॥
પંચ સખી મીલ સ્યામ વધાવે, અલીગાવે મંગળ મોદ વધાઈ
ઝનન ઝાલરી તનન ટાલરી, ધનન ઘંટા ગગન ગરજાઈ ॥ ૨ ॥
ભેરી નફેરી સુરંગા સારંગી સરોદા, મોરલી મધુરી શંખ શરનાઇ
અજબ ખેલ અનહદ અનોપમ, રમતા આદમ રામ રમાઇ ॥ ૩ ॥
ઝગ મગ જોત ઊદ્યોત ઊજારા અમૃત ધારા અનંત વસાઈ
રજ મોરાર રવિકે ચરણે, રવી કારણ રવીમાંહી સમાઈ ॥ ૪ ॥

———:—:———

સુમરોને સનજનહાર તનદા તલબ તજીને ॥ સુમરો ॥ ટેક ॥
જે જગદીશે જનમ દીયોહે, ઉતમ મનુશ અવતાર ॥ સુમરો ॥ ૧ ॥
જબ રામે તોકું જતન કરીને, ઓાતમ દીગો હરિ આર ,, ॥ ૨ ॥
પાનીકે સુંદકા પીંજરા બનાયા નખ સખ નેન નીહાર ,, ॥ ૩ ॥
સકલ ભુવનકી શોભા જામે, દેહતો મુક્તિનો દ્વાર ,, ॥ ૪ ॥

હલ'દા ચલ દા ચિતવન ચેતન ખોલણ હારા માહી બાર ,, ॥ ૫ ॥
રજ મોરાર રવિકે ચરણુ, ભજન કીયે ભવ પાર ,, ॥ ૬ ॥

---

ગવરીનંદ ગુણાવંતા ભજીયે ભગવંતા ॥ ગવરી ॥ ટેક ॥
સુરત ધરીને સેવો સુધ બુધ સ્વામિ
પરથલ વાણી પસંતા ,, ॥ ૧ ॥
ધુપ દીપ પ્રેમે પુષ્પ ચડાવુંસી દુરે શોભંતા ,, ॥ ૨ ॥
અર્ઘ્ય પાદ કરી અસ્તુતી કીજે લક્ષ લાભ લહંતા ,, ॥ ૩ ॥
સકલ ભુવનમાં સૌકોઈ વંદે તેત્રીસે સ્તવંતા ,, ॥ ૪ ॥
રજ મોરાર રવિકે ચરણે, આરાધુ પુરૂષ અનંતા ,, ॥ ૫ ॥

---

મેરે પ્રીતમકુ પ્રણામ અબ જઈ એસે કહીયો ॥ મેરે ॥ ટેક ॥
ચિતવત મન મેરા ચરન તિહારો, અેાનિશ આઠો જામ ॥ મેરે ॥ ૧ ॥
ઈષ્ટ ઉપાસન એક ટેક તેરી, નિશ દીન સમરૂં નામ ॥ મેરે ॥ ૨ ॥
પ્રાણ પ્રીતમ તોહે પલ ન વીસારૂં, સામા સનમુખ શામ ॥ મેરે ॥ ૩ ॥
દાસ મોરારકુ દર્શન દઇઓ, મેરમ રવિગુરૂ રામ ॥ મેરે ॥ ૪ ॥

---

મેરે પ્રીતમ ચલે પરદેશ, જીવન મે કૈસે જીવુ ॥ મેરે ॥ ટેક ॥
આવે ન જાવે કોઉ ખબર ન લાવે, કોવનકુ કાહુ સંદેશ ॥ મેરે ॥ ૧ ॥
સાચી કહો તો મે સંગ ચલુંગી હારે મે દીલ કીયા દરવેશ ॥ મેરે ॥ ૨ ॥
નાહી કહો તો મે નીશ્ચે મરૂંગી, હારે મે એસો લીયો ઊપદેશ॥ મેરે ॥૩॥
મરત વીના મે સુરત ન દેખુ આતમકુ આદેશ ॥ મેરે ॥ ૪ ॥
દાસ મોરારકુ મેરમ રવિ મળીયા, પુરણ કીયા પરવેશ ॥ મેરે ॥ ૫ ॥

---

## રાગકાફી ધુમાર

હરી રંગ હોરી ખેલીયેહો, હોરે ખેલીયેરે સદા સદગુરૂ સંગે હોરી ॥ટેક॥
ક્ષમા આંગનેમેં હોરી ખેલો, બ્રહતન વાજાં વજાવે
આરત અબીર આનંદ અરગજા, ગુનકે ગુલાલ ઉડાવે ॥ હરી ॥ ૧ ॥
ચીતકર સુવા ચાપકર ચંદન કરીયા કેશર ઘોર
પ્રીત પીચકારી ભરપુર પુરી, શ્યામકે સનમુખ છોર ॥ હરી ॥ ૨ ॥
શીલસંતોષ શ્રધ્ધા સખીરે, ધીરજ ધુમ મચાય રે
રેણીકેસે સુંદર સંગ રમીયે, દરશન ફગવા પાય ॥ હરી . ॥ ૩ ॥
એસે વસંત ઓનશ ખેલો, સધકર સંતન કો સાથ
રજ મોરાર રવીકે ચરણે હરિ ગ્રહેગો હાથ ॥ હરી ॥ ૪ ॥

———:—:———

હેલી હરસે હોરી ચાલો ખેલીયેહો
હારે ખેલીયેરે ખેલત રંગ રસ રેલ ॥ હેલી ॥ ટેક ॥
શીલ આભુષણ સજેરે સાહેલી પ્રેમ પરોળી પહેર
કરણુ કંચવો કરસે કુચપર, નેનાં કાજર નિરવેર ॥ હેલી ॥ ૧ ॥
સેજ સંતોષ ઝાલસો શ્રવણે, નકવેસર નિરમલ નામ
સમતા સુંદર સેંથો સારલેરે, શીશ ફુલી શીર શ્યામ ॥ હેલી ॥ ૨ ॥
અરસ પરસ અંગોઅંગ રમીયે, માધવ અર્પી મન
રજ મોરાર રવીકે ચરને, આનંદ વાધ્યો દનો દન ॥ હેલી ॥ ૩ ॥

———:—:———

## રાગકાફી વસંત—

હમસે ખેલન આયો હોરીરે, મનમોહન લાલ ॥ હમસે ॥ ટેક ॥
આરત રંગ સો રંગસે ફુલે, એસો બની આવેના બહોરી ॥હમસે॥ ૧ ॥
હમસબ સખીઅન સંગ લેઆવું, અરસ પરસ જુગલ જોરી॥હમસે ॥ ૨ ॥
સુવાચંદન ઓર અરગજા, કુંકુમ કેસર ઘોરી ॥ હમસે ॥ ૩ ॥
પ્રીત પીચકારી ભરભર પુરી, શ્યામકે સનમુખ છોરી ॥ હમસે ॥ ૪ ॥
ધામ મંદાવન ધુમ મચાઈ, દેખન આવે સબ દોરી ॥ હમસે ॥ ૫ ॥
રજ મોરાર રવિ કે ચરને, લોક લાજ સબ તોરી ॥ હમસે ॥ ૬ ॥

———:—:———

## રાગ ગોડી

ચકવીરેન પડે મતરોવે, અપના પીયાજીસું પ્રીત લગાય
ચરન કમલ ચીત પ્રોવે, ॥ ચકવીરેન ॥ ટેક ॥
દોલખ જોજત ચંદ રહે દુરી, પોયણુ પ્રફુલીત હોય
ચકોર આહુત ચંદ કીરણકું, જીવનને નહિ જોવે ॥ ચકવી ॥ ૧ ॥
કીટ સમુદ્ર રહત સ્વાંતજલ, મોર બપૈયા મોવે
લગન મોરાર એસી જોસાવે, પ્રીતમ પ્રીતન બીછાવે ॥ ચકવી ॥ ૨ ॥

———:—:———

સંજાફુલી ફુલી વારી, ફુલંદી વાડી ફુલંદી બાગ ॥ સંજા ॥ ટેક॥ ||
પોંચી ફુલંદી કર કંકણુ ફુલંદી, હાર ફુલરાં ઉરમાલ ફુલંદી
॥ સંજા ॥ ૧ ॥
ફુલકે કુંડળ કરણુમાં સોચે, ફુલદે મુગટ સોહરા ફુલંદે॥ સંજા ॥ ૨ ॥
ફુલદે કડાં કર કમલ ફુલંદે, જામા જંગીયા ફેંટા ફુલંદે॥ સંજા ॥ ૩ ॥
પ્રફુલ પ્રેમનેમ ફુલંદે, રજ મોરાર રવિ ચરણુ વંદે ॥ સંજા ॥ ૪ ॥

———:—:———

ગૌવા ચરાવી ગોવીંદ ઘર આવે,
ગોવીંદ ઘર આવે મુખ મોરલી બજાવે ॥ ગાવા ॥ ટેક ॥
નટવર નટવા નાચ નચાવે, ગ્વાલ બાલ તન તાન મીલાવે ॥ ગૌવા ॥ ૧ ॥
ધ્રુમધ્રુમ મરદંગ ધ્રુમ મચાવે, ગુનીજન આગે ગંધ્રવ ગાવે॥ ગૌવા ॥ ૨ ॥
વ્રજનારી વનમાળ પહેરાવે, પ્રેમેપુજે પુષ્પે વધાવે ॥ ગૌવા ॥ ૩ ॥
આનંદ મૈયા આરતી ઉતરાવે, દાસ મોરાર ત્યાં દર્શન પાવે॥ ગૌવા ॥ ૪ ॥

———:—:———

સદ્દગુર સાંચા મોય શરન તેહારી, શરન તેહારી સ્વામી શરન તેહારી ॥ટેક॥
તમમેરે દાતા પિતારે મહતારી, તુમ મેરે સજન સખા સુખકારી ॥૧॥
તુમ મેરે ભુગત મુગત ભંડારી, તુમ મેરે આતમ રામ ઓધારી ॥૨॥
તુમ મેરે ધન ધામ ધ્રુન ધારી, તુમ મેરે તીરથ મત તન તારી ॥૩॥
તુમ મેરે અખંડ રવીરે ઉજીયારી, દાસ મોરાર જન જાય બલીહારી ॥૪॥

———:—:———

હમ સદ્ગુરૂજીકી બાનીવે, સાધો હમ સદ્ગુરૂજીકી બાનીવે ॥ ટેક ॥
પરસત પદરજ પાવન પતિત જન, સેવત સકળ સુખદાનીવે ॥ ૧ ॥
પુજત પ્રેમ નેમ કરી નિશદીન, જીવન ધન જન જાનીવે ॥ ૨ ॥
કદમ કમળ અમળ અનુરાગી, વદત વદે વેદ વાનીવે ॥ ૩ ॥
રજ મોરાર રવિકે ચરને, સુરત મનોહર સુગત દાનીવે ॥ ૪ ॥



સંતો હમ ગુરૂ ચરન ઉપાસીવે ॥ સંતો ॥ ટેક ॥
સદ્ગુરૂ સબકે સરજહારા, અખંડ પુરૂષ અવીનાશીવે ॥ ૧ ॥
સકલ તીરથ સદ્ગુરૂજીકે ચરને, કોટ ગંગા કોટ કાશીવે ॥ ૨ ॥
સંજમ નેમ સમરણસેવા, પરમ જ્યોત પરકાશીવે ॥ ૩ ॥
રજ મોરાર રવિકે ચરને, નરધન ભયા ધન રાશીવે ॥ ૪ ॥



અજબ આરતી અજબ ધુન ગાજે, સુરત તખતપર સદ્ગુરૂ સાજે ॥ટેક॥
પુરણ બ્રહ્મ પુરૂશોતમ પુરા, ઝગ મગ ઝગ મગ વરમે નુરા ॥ ૧ ॥
અક્ષરાતીત અજીત અવીનાશી, સબ ઘટમેં પુરન પ્રકાશી ॥ ૨ ॥
અનંત આદીત ઉદ્યોત ઉજારા, રવેં પ્રકાશ સોહુ બ્રહ્મચારા ॥ ૩ ॥
ભાણકી બ્રહ્મ સોહુ સુખશીરા, રવીગુરૂ રમતા રામ કબીરા ॥ ૪ ॥
સુરત મનોહર મંગળ કારી, દાસ મોરાર જન જાય બલીહારી ॥ ૫ ॥



આનંદ મંગળ આરતી ઉતારૂ, ગુરૂકે ચરણપર નમન વારૂં ॥ ટેક ॥
પ્રેમકે પુષ્પ પ્રેમકી પાતી, ચિતકે ચંદન જ્ઞાન ગ્રંથ બાની ॥ ૧ ॥
ધ્યાનકા દીપક ધ્યાનંક ધુપં, અનહદ ઘંટા બાજે અનુપમ ॥ ૨ ॥
સનકા સોરંદા ઇજતકી ઝાલરી, મનકી મરદંગ તનકી તાલરી ॥ ૩ ॥
આતમ દેવા સેવા સુખ પાવે, ગુન મોરાર રવી ચરને ગાવે ॥ ૪ ॥



જનરા ભાગવે ગુરૂકે ચરન ગ્રહી ॥ ટેક ॥
સેજ સગુરી શીલ સ તોકે સેવા સુમીરન સહી
ભજના ન દ અર ભાવ ભરસે, બ્રહ્મમા વરતી ભાઈ ॥ જનરા ॥ ૧ ॥
જપ સો જાપ ધ્યાન સો ધારન પ્રમ પરતીત પઈ
દીનતા દામ આસ વિશ્વાસે કેવન નામ કહી ॥ જનરા ॥ ૨ ॥
શબ્દ વરીયા ભવજન તરીયા, જગમે પુજાવત જાઇ
કામ કરે ધ મદ લોભન લાગે, દુરમત દુર ગઈ ॥ જનરા ॥ ૩ ॥
જોની જનમ જરા નહિ મરના વરણુ વાસના વહી
રજ મોરાર રવિકે ચરનુ મુરત મકન મઈ ॥ જનરા ॥ ૪ ॥

———:—.———

પુન્યરા પ્રાણીરે જન સત સ ગ કીજે ॥ ટેક ॥
ધન જતનો જનક જાકે, જત પે પાન કીજે
ધન ગુરૂ દેવ જેણે દીક્ષા દીની પુનરપી જનમ ટરીજે ॥ ૧ ॥
નિમ ધરમ સાધન સ જમ, અજ પા જાપ જપીજે
તીરથ વ્રત તન મન ત રસા ચરનુમે ઓત દીજે ॥ ૨ ॥
સેજ જોગે સુમતા સુકીન, ગુન કૃત માન ગીજે
અવિચલ ભક્તિ આતમ અનુભવ, જીવન મુક્ત જીજે ॥ ૩ ॥
ગુરૂગમ જ્ઞાન ધ્યાન નિજ ધરમા, હરદમ સુદ્ધહીજે
રજ મોરાર રવીકે ચરને, ગુરૂપદ રજ રજીજે ॥ ૪ ॥

———:—:———

પરસન ચરન શરન સુખ પાવે, ગાવે નિગમ નિજ નામકી
આરતી કીજે શ્રી સદગુરૂ શામકી ॥ ટેક ॥
શીરગુણ બ્રહ્મ ધરમ નિજ ધારણ, કારણ કોટીક કામકી
અમર આનમ નિરાન બ નિરગુણ વિશ્વરૂ વિશ્રામકી ॥ ૧ ॥
જ્ઞાનકે ગમ વિજ્ઞાન વિલાસી, હું મેહદ નહિ ઠામકી
શબ્દાતીત સકળસે ન્યારા, રમતા રામ અતમ રામકી ॥ ૨ ॥
ધ્યેય ધ્યાન સત ધુન લાગી, અતરાતીત નિજ ધામકી
મોરાર એ મુરત પરવારી, ઔનસ આઠો જામકી ॥ ૩ ॥

—————.—:———

## છપે કવીત.

ભાગ્ય હીન નર સોય, સતગુ કરે ન પ્રીતી
જ્ઞાન દયાનકુ ત્યાગ અધનર ચલે અનિની
દયા ધર્મ નહિ લેશ દેશ નહિ ગુરૂકો પાયો
કરી વિષય વહાલ વૃથા નર દેહ ગુમાયો
એસે પાપી જગતમમે ગુરૂ શબ્દ નહિ મન વર
ચરણદાસ સો નીચ નર વાર વાર જન્મે મરે ॥ ૪૭ ॥
ગુરૂ ચરણકી રજ સદા હમ શીરપર ધારી
દેહ પ્રાણ ધન ધામ સરવે સો તાપર વારી
ભયો સહજ પ્રકાશ અમર પદ સુરતા લાગી
મહા મોહ અજ્ઞાન અવિદ્યા પલમે ત્યાગી
જીવન મુકી જગતમે પરમ ઓખધી સરી
જનમ મરણકે રોગકુ ચરણદાસ નિશ્ચે વરી ॥ ૪૭ ॥

### દોહા.

મોરાર ગુરૂકે ચરણહી આય નમાયો શીશ
ચરણદાસ અપના પીર ભવજલ વિશ્વાવીસ ॥ ૪૯ ॥
ચુમાલીસ ચોપાઈ હે બને દોહરા ચાર
છપે કવીત દો જાનીયે ચરનદાસ વિસ્તાર ॥ ૫૦ ॥
ઇતિ શ્રી ચરણદાસકૃત ગર્ભ ચિંતામણી સંપુર્ણ

---

## અથ શ્રી ચરણદાસ કૃત બોધ ચિંતામણી પ્રારંભ

### દોહા

ચિંતામણી ચીતવીને ભાખુ, સુરત શબ્દમા ધરીયે
ચરનદાસ કહે સન્મુખ થઇને મન એકાગ્ર કરીયે ॥ ૧ ॥
મને ધીરજ રાખી ધારણા ભજીએ અંતર જામી
ચરણ દાસ કહે ઓળખી લેજો સત્ય સનાતન સ્વામી ॥ ૨ ॥

નામ રૂપને મિથ્યા જાને જ્ઞાન ગુરૂની સાચી
ચરણદાસ કહે જાણો નિશ્ચે આ કાયા છે કાચી ॥ ૩ ॥
ગુરૂ શબ્દનો અર્થ વિચારી સમજી લેજો સાચું
ચરણદાસ કહે પડશે પલમાં કાયાનું છે કાચું ॥ ૪ ॥
જોબનનું પુર જાતું રહેશે જેમ નદીનું પાણી
ચરણદાસ કહે જાગી જો જે મુરખ પામર પ્રાણી ॥ ૫ ॥
ચોરાશીની રજની વીતી વાયુ છે હવે વહાણું
ચરણદાસ કહે પુરા પારખ પરખી લેજો ટાણું ॥ ૬ ॥
આ સંસાર સુપનની બાજી જે જન જાગી જોશે
ચરણદાસ કહે આવાગમનની સર્વ આપદા ખોશે ॥ ૭ ॥
આળપંપાળ મેલીદે મનથી સમરો સારંગપાણી
ચરણદાસ કહે આ કલજુગમે સાચી નામ નિશાણી ॥ ૮ ॥
રૂપ જોઈને રાજી થતાં ચાર દીવસનું ચટકું
ચરણદાસ કહે ચીતમાં ચેતી રામ ભજનનું લે લટકું ॥ ૯ ॥
પાણીનો પરપોટો આનો પલમાં જાશે ફુટી
ચરણદાસ કહે વેઠ કરીને મરવું માથું કુટી ॥ ૧૦ ॥
રથ ન આગળ રહેશે નાહી જોને પુંઠે ફરીને
ચરણદાસ કહે અ રત આણી સમરો સદા હરિને ॥ ૧૧ ॥
જોઈ વિચારી ચાલો જુગમે માથે જાય છે ભારી
ચરણદાસ કહે ભજો હરિને બીજુ મેલ વિસારી ॥ ૧૨ ॥
ખુબ કરીને જોયું ખોળી દીઠુ ખોટે ખોટું
ચરણદાસ કહે આગળ પાછળ જાશે નાનુ મોટું ॥ ૧૩ ॥
નાનુ મોટુ રહે ન કોઈ મેલો મનની આટી
ચરણદાસ કહે રામ ભજનમાં થાજો સર્વે માટી ॥ ૧૪ ॥
કાણુ મોટું કરમાં ભાઇ કામ કરીને કુડું
ચરણદાસ કહે આ અવસરમા રામ ભજો તો રૂડું ॥ ૧૫ ॥
નામ નાવકું વદે વખાણે ભવ સાગરને તરવા
ચરણદાસ કહે તેને મુકી જામાં બુડી મરવા ॥ ૧૬ ॥

કાને મુણો જશ કેશવના હેત હૈયામા આણી
ચરણદાસ કહે પ્રગટ પોકારી કહુ સત વખાણી ॥ ૧૭ ॥
દુર્લભ દાવ ફરી નહી આવે, દાસ હરિનો થાજે
ચરણદાસ કહે શુધ્ધ વિચારી સમો જાગી જાજે ॥ ૧૮ ॥
શ્વાસો શ્વાસે સુમર હરિને જો તુ માને મારુ
ચરણદાસ કહે જોને ભાઇ મુલ વીચારી તારુ ॥ ૧૯ ॥
ધર્મ રાયનુ રણ છે માથે તેને નાખ ઉતારી
ચરણદાસ કહે તારા મનમા જોને વાત વીચારી ॥ ૨૦ ॥
ચાર જણાની કાંધે ચડવુ માયા સરવે મુકી
ચરણદાસ કહે મસાણમા જઇ દેશે અગની ફુકી ॥ ૨૧ ॥
આક તુરની પેઠે ઉડી જાવુ સૌને જો રડવડતુ
ચરણદાસ કહે માટે કહુ છુ રાખ હરિસુ ભળતુ ॥ ૨૨ ॥
માગવુ હોઈતો માગજે ભાઈ આ અવસર માગવુ
ચરણદાસ કહે આખર નિશ્ચે માગી ભેળુ ભળવુ ॥ ૨૩ ॥
માગી ભેળુ મળવુ ભાઇ કાઈ ન આવે સાથે
ચરણદાસ કહે જુવો વીચારી જાવુ ઠાલે હાથે ॥ ૨૪ ॥
સોનુ રૂપુ માલ ખજાના વાહન ઘોડાહાથી
ચરણદાસ કહે મેલી મરવુ અંતે કોઇ ન સાથી ॥ ૨૫ ॥
ખરચ્યું ખાધુ તે નર ખાટયા કહે છે વેદ પોકારી
ચરણદાસ કહે અંતે સહુને જાવુ હાથ પસારી ॥ ૨૬ ॥
હાથ પસારી જાવુ નિશ્ચે આવ્યો બાંધી મુઠી
ચરણદાસ કહે ચેતી લેજે અંતે જાવુ ઉઠી ॥ ૨૭ ॥
આખર કોઇ કામ ન આવે સગા સનેહી માયા
ચરણદાસ કહે જાશે સરવે જેમ વાદળની છાયા ॥ ૨૮ ॥
છાયા માયા એકજ જાણો પળમા થાશે અળગી
ચરણદાસ કહે ભુંડી મરવા તેને રહેતુ વળગી ॥ ૨૯ ॥
ધન જોબન અવિદ્યા સરવે ઘડી ઘડીમા નાસે
ચરણદાસ કહે માનો સાચુ ફુલ્યુ તે કરમાસે ॥ ૩૦ ॥
ફુલ્યુ તે કરમાસે ભાઈ જોને આખ ઊઘાડી
ચરણદાસ કહે ચાર ઘડીમા દેશે દેહ લગાડી ॥ ૩૧ ॥

આજ કાલમાં મરવુ' ભાઈ ફરીયો ધાટે ધાટે
ચરણુદાસ કહે મેલી વળસે વાલા વસમી વાટે ॥ ૩૨ ॥
વળાવીને પાછો વળસે અ'તે એકલુ' જાવુ'
ચરણુદાસ કહે જુવો વીચારી ગાંઠે હોય તે ખાવુ' ॥ ૩૩ ॥
મસાણુ સુધી પ્રીત સર્વની આગળ ડગલુ' નાવે
ચરણુદાસ કહે માટે કહુ' છુ' ભજ સુંદરને ભાવે ॥ ૩૪ ॥
માત પીતા બાંધવ સુત નારી સરવે સ્વારથ સાધે
ચરણુદાસ કહે વેરી પુરાં બાલપણુાથી બાંધે ॥ ૩૫ ॥
બ'ધન બાંધી બહુ પ્રકારે વાડામાં લઈ રાખે
ચરણુદાસ કહે મીઠુ' બોલી ભવ સાગરમાં નાખે ॥ ૩૬ ॥
સ્વારથના છે સર્વે' સ'ગી પરમારથ નહિ જાણે
ચરણુદાસ કહે દેશે ઠેલી દયા ન મનમાં આણે ॥ ૩૭ ॥
સ્વારથ સાધી પોત પોતાનો સૌ કોઇ સારૂ કહેશે
ચરણુદાસ કહે જો જો ભાઈ અ'તે અળગુ રહેશે ॥ ૩૮ ॥
સગપણુ સાચુ' રાખી હરીનુ' આદ અ'તના બેલી
ચરણુદાસ કહે કુટુ'બ તારૂ' સરવે દેશે મેલી ॥ ૩૯ ॥
લોક કુટુ'બની લાલચ મેલી રામ રૂદામાં રાખો
ચરણુદાસ કહે જ્ઞાનામૃત ગુરૂ મુખેથી ચાખો ॥ ૪૦ ॥
તેતર ઊપર તાકી ઉભો કાલ સદા સી ચાણો
ચરણુદાસ કહે ચાલ્યુ' આવે જમરાજા નો આણો ॥ ૪૧ ॥
વેરી કાળ માથે છે મોટો નિશ્ચે તુ ને નડશે
ચરણુદાસ કહે જખ મારીને જરૂર મરવુ પડશે ॥ ૪૨ ॥
સ્થાવર જ'ગમ દૈત્ય દેવતા રાજા પ્રજા જોગી
ચરણુદાસ કહે સોધી સોધી સહુને કરે વીજોગી ॥ ૪૩ ॥
સહુને કરે વીજોગી ભાઈ ચાર ઘડીમાં આવી
ચરણુદાસ કહે છીનમાં લેશે ઓચી'તાનો આવી ॥ ૪૪ ॥
ઓચી તાનો આવી લેશે કાયાનો ઘટ પાડી
ચરણુદાસ કહે કાલ કસાડી જોનો હી ડે દહાડી ॥ ૪૫ ॥
પીર પેગમ્બર સીધ્ધ સન્યાસી શિવ બ્રહ્માદીક જેવા
ચરણુદાસ કહે મોટ મોટાને તે તાકે છે લેવા ॥ ૪૬ ॥

લોમસ ને બગદાલક કહીયે ધ્રુવને લેવા ધારે
ચરણદાસ કહે કાલ કબાડી તાકી તાકી મારે ॥ ૪૭ ॥
છપન કુળ જાદવ જગ જાને ફુલ્યા ફરતા જગમાં
ચરણદાસ કહે ચાર ઘડીમાં લઈને નાખ્યા મુખમાં ॥ ૪૮ ॥
દુરજોધન હીરણાકસ બળીયા, બાણાસુરને બોલ્યા
ચરણદાસ કહે રાવણ સરખા તેને રણમાં રોળ્યા ॥ ૪૯ ॥
સાઠ હજાર સગરના બાળક જેની વજરમેં કાયા
ચરણદાસ કહે એક પલકમા સરવે તે અલપાયા ॥ ૫૦ ॥
ભલા ભલાને લીધા મુખમાં કાળ સહુથી બળીયો
ચરણદાસ કહે કોઇ ન પોંચે મહામોટો છે છળીયો ॥ ૫૧ ॥
છળીયો કાઢી જાશે છીનમાં રાખ્ય હરિનું થાણું
ચરણદાસ કહે ગુરૂ જ્ઞાનનું પુરણ લે પરમાણું ॥ ૫૨ ॥
પોપા બાઇનું રાજ ન આગળ શરણ ગુરૂનું લેજે
ચરણદાસ કહે મારૂં તારૂં મનથી મુકી દેજે ॥ ૫૩ ॥
કામ કોધ છે શત્રુ તારા તેને રાખ સમાવી
ચરણદાસ કહે જુગમાં આવી જાશો લાજ ગુમાવી ॥ ૫૪ ॥
મોહુ માયાનું લસ્કર એછે નિશ્ચે લુટી લેશે
ચરણદાસ કહે જ્ઞાન હરિને દેશવટો લઈ દેસે ॥ ૫૫ ॥
દેશવટો ચોર્યાસી દેસે જેનો પંથ ન ખુટે
ચરણદાસ કહે મહાદુઃખમાંથી કોટ કલ્પ નહિ છુટે ॥ ૫૬ ॥
આશા તૃષ્ણા લાગી ઉરમે ચારે દીશે ભમાવે
ચરણદાસ કહે મહા અમુલખ મીથ્યા જનમ ગુમાવે ॥ ૫૭ ॥
મીથ્યા જનમ ગુમાવે મુરખ મેલ મમતા તારી
ચરણદાસ કહે માની લેજે આ શીખામણ મારી ॥ ૫૮ ॥
મમતા મેલી ભજો હરીને તે જણ જાણો ગખીયા
ચરણદાસ કહે આશા રાગે દેરે અભ્ર ॥ ૫૯ ॥
દુખ દરીયા[illegible] ન આવે ચોર્યાર
ચરણદા[illegible] અવતરતાને ॥
અવતરે[illegible] ના દીવસ
ચરણદ[illegible] રણ ૨ ॥ ૬

પુરણ રાખો પ્રીતી હરીશું આ અવસરછે છેલો
ચરણદાસ કહે ચાર ખાણુમાં બહુ ભટક્યો નર ઘેલો ॥ ૬૨ ॥
ચોરાસીનો ઘટ મહા મોટો ચારે દીસે ચોકું
ચરણદાસ કહે જાણો ભાઈ મનુષ દેહ છે નાકું ॥ ૬૩ ॥
મોક્ષનો દરવાજો મેલી ફરતો ચારે ખાણી
ચરણદાસ કહે પીવા ઇચ્છા મૃગ ત્રષ્ણા પાણી ॥ ૬૪ ॥
ચાર ખાણુમાં ભટકી ભટકી કોઇ હરિનો લાવ્યો
ચરણદાસ કહે પુરણ પુન્યે મનુષ્યા દેહમાં આવ્યો ॥ ૬૫ ॥
મનુષ્ય દેહને પામી મુરખ કુબુદ્ધિ કાંઈ ન કમાણો
ચરણદાસ કહે રાત દીવસ નર, રાત દિવસ અવટાણો ॥ ૬૬ ॥
આવ્યો તો નર લાભ લેવાને ફેરો કાંઈ ન ફાવ્યો
ચરણદાસ કહે જનમ ધરીને સામોગર્થ ગુમાવ્યો ॥ ૬૭ ॥
આ અવસરમાં લાભ ન લીધો આવ્યો મુંડી ખોવા
ચરણદાસ કહે ચાલ્યો હરખી જનનાં મોઢાં જોવા ॥ ૬૮ ॥
ડહાપણ ડહોળી નાખ્યું સરવે ચતુરાઇમાં ચુક્યો
ચરણદાસ કહે ઊદરમાંથી શું કરવાને મુક્યો ॥ ૬૯ ॥
નવ મહિના ઊદરમાં રાખ્યો જનુની ભારે માગી
ચરણદાસ કહે જીતી બાજી બેઠો તું નર હારી ॥ ૭૦ ॥
બાળપણુમાં બહુ દીન ખોયા, રમતાં ખાતાં રોતાં
ચરણદાસ કહે કઈ દીન વીત્યા તાન તમાસા જોતાં ॥ ૭૧ ॥
જોબન મદમાં કંઈ ઉપાધી કોઈનું ધરે નહી કાને
ચરણદાસ કહે લોક વેદની મરજાદા નહી માને ॥ ૭૨ ॥
મરજાદા નહી માને કેની વિષય કેફમાં કામી
ચરણદાસ કહે મગરૂરીમા વિસાર્યા બહુ નામી ॥ ૭૩ ॥
દયા દીનતાં સ્વપ્ને નાવે જેનુ તેનુ તાકે
ચરણદાસ કહે પર નીંદામાં રાત દીવસ નહી થાકે ॥ ૭૪ ॥
સુત વીત દારા દેખી દેખી રાજી મનમાં થાતો
ચરણદાસ કહે વેરી હરીનો કપટી મદમાં માતો ॥ ૭૫ ॥
આ મારૂં આ મારૂં છે મુરખ મનમાં લેખે
ચરણદાસ કહે ખુસા ખુટે તેને કોઇ ન દેખે ॥ ૭૬ ॥

લોમસ ને બગદાલક કહીયે ધ્રુવને લેવા ધારે
ચરણદાસ કહે કાલ કબાડી તાકી તાકી મારે ॥ ૪૭ ॥
છપન કુળ જાદવ જગ જાનો ફુલ્યા ફરતા જગમાં
ચરણદાસ કહે ચાર ઘડીમાં લઈને નાખ્યા મુખમાં ॥ ૪૮ ॥
દુરજોધન હીરણાકસ બળીયા, બાણાસુરને બોલ્યા
ચરણદાસ કહે રાવણ સરખાં તેને રણમાં રોળ્યા ॥ ૪૯ ॥
સાઠ હજાર સગરના બાળક જેની વજરમેં કાયા
ચરણદાસ કહે એક પલકમાં સરવે તે અલપાયા ॥ ૫૦ ॥
ભલા ભલાને લીધા મુખમાં કાળ સહુથી બળીયો
ચરણદાસ કહે કોઇ ન પોંચે મહામોટો છે છળીયો ॥ ૫૧ ॥
છળીયો કાઢી જાશે છીનમાં રાખ્ય હરિનું થાણું
ચરણદાસ કહે ગુરૂ જ્ઞાનનું પુરણ લે પરમાણું ॥ ૫૨ ॥
પોપા બાઇનું રાજ ન આગળ શરણ ગુરૂનું લેજો
ચરણદાસ કહે મારૂં તારૂં મનથી મુકી દેજો ॥ ૫૩ ॥
કામ ક્રોધ છે શત્રુ તારા તેને રાખ સમાવી
ચરણદાસ કહે જુગમાં આવી જાશો લાજ ગુમાવી ॥ ૫૪ ॥
મોહ માયાનું લશ્કર એછે નિશ્ચે લુટી લેશે
ચરણદાસ કહે જ્ઞાન હરિને દેશવટો લઈ દેસે ॥ ૫૫ ॥
દેશવટો ચોરાંસી દેસે જેનો પંથ ન ખુટે
ચરણદાસ કહે મહાદુઃખમાંથી કોટ કલ્પ નહિ છુટે ॥ ૫૬ ॥
આશા તૃષ્ણા લાગી ઉરમે ચારે દીશે ભમાવે
ચરણદાસ કહે મહા અમુલખ મીથ્યા જનમ ગુમાવે ॥ ૫૭ ॥
મીથ્યા જનમ ગુમાવે મુરખ મેલ મમતા તારી
ચરણદાસ કહે માની લેજો આ શીખામણ મારી ॥ ૫૮ ॥
મમતા મેલી ભજો હરીને તે જણ જાણો સુખીયા
ચરણદાસ કહે આશા રોગે ફરે અભાગી દુખીયા ॥ ૫૯ ॥
દુખ દરીયાનો પાર ન આવે ચોરાંસીમાં ફરતાં
ચરણદાસ કહે વારે વારે અવતરતાને મરતા ॥ ૬૦ ॥
અવતરતાને મરતાં ભાઇ ઘણા દીવસ ગયા વીતી
ચરણદાસ કહે પરમાતમસું પુરણ રાખો પ્રીતી ॥ ૬૧ ॥

પુરણ રાખો પ્રીતી હરીશુ આ અવસરછે છેનો
ચરણદાસ કહે ચાર ખાણુમા બહુ ભટકશો નર ઘેલો। ॥ ૬૨ ॥
ચોગસીનો ધઢ મહા મોટો ચારે દીસે ચોકુ
ચરણદાસ કહે જાણો ભાઈ મનુષ દેહ છે નાકુ ॥ ૬૩ ॥
મોક્ષનો દરવાજો મેની ફરતો ચારે ખાણી
ચરણદાસ કહે પીવા ઇચ્છા મૃગ તૃષ્ણા પાણી ॥ ૬૪ ॥
ચાર ખાણુમા ભટકી ભટકી કોય હરિનો લાવ્યો
ચરણદાસ કહે પુરણ પુન્યે મનુષ્યા દેહમા આવ્યો ॥ ૬૫ ॥
મનુષ્ય દેહને પામી મુરખ કુબુદ્ધિ કાંઈ ન કમાણો
ચરણદાસ કહે રાત દીવસ નર, રાત દિવસ અવટાણો ॥ ૬૬ ॥
આવ્યો તો નર લાભ લેવાને ફેરો કાંઈ ન ફાવ્યો
ચરણદાસ કહે જનમ ધરીને સામોગર્થ ગુમાવ્યો ॥ ૬૭ ॥
આ અવસરમા લાભ ન લીધો આવ્યો મુડી ખોવા
ચરણદાસ કહે ચાલ્યો હરખી જનના મોક્ષ જોવા ॥ ૬૮ ॥
ડહાપણ ડહોળી નાખ્યુ સરવે ચતુરાઇમા ચુકયો
ચરણદાસ કહે ઊદરમાથી શુ દરવાને ચુકયો ॥ ૬૯ ॥
નવ મહિના ઊદરમા ગાળ્યો જનુની ભારે મારી
ચરણદાસ કહે જીતી બાજી બેઠો તુ નર હારી ॥ ૭૦ ॥
બાળપણુમા બહુ દીન ખોયા, રમતા ખાતા ગાતા
ચરણદાસ કહે કંઈ દીન નીત્યા તાન તમાશા જોતા ॥ ૭૧ ॥
જોબન મદમા કરે ઉપાધી કોઈનુ ધરે નહી કાને
ચરણદાસ કહે વેદ વેદની મરજાદા નહી માને ॥ ૭૨ ॥
મરજાદા નહી માને કેની વિષય ફેકમા કામી
ચરણદાસ કહે મગરૂરીમા વિસાર્યા બહુ નામી ॥ ૭૩ ॥
દયા દીનતા સ્વપ્ને નાવે જેતુ તેનુ તાકે
ચરણદાસ કહે પર નીંદામા રાત દીવસ નહી થાકે ॥ ૭૪ ॥
સુત નીત દારા દેખી દેખી રાજી મનમા થાતો
ચરણદાસ કહે વેરી હરીનો કપટી મદમા માતો ॥ ૭૫ ॥
આ મારૂ આ મારૂ છે મુરખ મનમા લેખે
ચરણદાસ કહે ખુસા ખુટે તેને કોઇ ન દેખે ॥ ૭૬ ॥

લોમસ ને બગદાલ્ભ કહીયે ધ્રુવને લેવા ધાઈ
ચરણદાસ કહે કાન કમાડી તાણી તાણી મારે ॥ ૪૭ ॥
છપન કુળ જાદવ જગ જાનો ફુલ્યા ફરતા જગમા
ચરણદાસ કહે ચાર ઘડીમા લઈને નાખ્યા મુખમા ॥ ૪૮ ॥
દુરજોધન હીરણાકસ બળીયા, બાણાસુરને બોલ્યા
ચરણદાસ કહે રાવણ સરખા તેને રણમા રોળ્યા ॥ ૪૯ ॥
સાઠ હજાર સગરના બાળક જેની વજરમે કાયા
ચરણદાસ કહે એક પલકમા સરવે તે અનપાયા ॥ ૫૦ ॥
ભલા ભલાને લાધા મુખમા કાળ સહુથી બળીગો
ચરણદાસ કહે કોઇ ન પોચે મહામોટો છે છળીગો ॥ ૫૧ ॥
છળીયો કાઢી જાશે છીનમા રાખ્ય હરિનુ થાણુ
ચરણદાસ કહે ગુર જ્ઞાનનુ પુરણ લે પરમાણુ ॥ ૫૨ ॥
પોપા બાઇનુ રાજ ન આગળ શરણ ગુરૂનુ લેજો
ચરણદાસ કહે મારૂ તારૂ મનથી મુકી દેજો ॥ ૫૩ ॥
કામ ક્રોધ છે શત્રુ તારા તેને રાખ સમાવી
ચરણદાસ કહે જુગમા આવી જાશો લાજ ગુમાવી ॥ ૫૪ ॥
મોહ માયાનુ લસ્કર એછે નિશ્ચે લુંટી લેશે
ચરણદાસ કહે જ્ઞાન હરિને દેશવટો લઈ દેસે ॥ ૫૫ ॥
દેશવટો ચોર્યાસી દેસે જેનો પંથ ન ખુટે
ચરણદાસ કહે મહાદુ ખમાથી ક્રોટ કલ્પ નહિ છુટે ॥ ૫૬ ॥
આશા તૃષ્ણા લાગી ઉરમે ચારે દીશે ભમાવે
ચરણદાસ કહે મહા અમુલખ મીથ્યા જનમ ગુમાવે ॥ ૫૭ ॥
મીથ્યા જનમ ગુમાવે મુરખ મેલ મમતા તારી
ચરણદાસ કહે માની લેજો આ શીખામણ મારી ॥ ૫૮ ॥
મમતા મેલી ભજો હરીને તે જણ જાણો સુખીયા
ચરણદાસ કહે આશા રોગે ફરે અભાગી દુખીયા ॥ ૫૯ ॥
દુખ દરીયાનો પાર ન આવે ચોર્યાસીમા ફરતા
ચરણદાસ કહે વારે વારે અવતરતાને મરતા ॥ ૬૦ ॥
અવતરતાને મરતા ભાઇ ઘણા દીવસ ગયા વીતી
ચરણદાસ કહે પરમાતમસુ પુરણ રાખો પ્રીતી ॥ ૬૧ ॥

પુરણ રાખો પ્રીતી હરીશું આ અવસરછે છેલો
ચરણદાસ કહે ચાર ખાણુમાં બહુ ભટક્યો નર ઘેલો . ॥ ૬૨ ॥
ચોરાસીનો ઘટ મહા મોટો ચારે દીસે ચોકું ।
ચરણદાસ કહે જાણો ભાઈ મનુષ દેહ છે નાકું ॥ ૬૩ ॥
મોઢાનો દરવાજો મેલી ફરતો ચારે ખાણી
ચરણદાસ કહે પીવા ઇચ્છા મૃગ ત્રષ્ણા પાણી ॥ ૬૪ ॥
ચાર ખાણુમાં ભટકી ભટકી કાલ હરિનો લાવ્યો
ચરણદાસ કહે પુરણ પુન્ये મનુષ્યા દેહમાં આવ્યો ॥ ૬૫ ॥
મનુષ્ય દેહને પામી મુરખ કુબુધ્ધિ કાંઈ ન કમાણો
ચરણદાસ કહે રાત દીવસ નર, રાત દિવસ અવટાણો ॥ ૬૬ ॥
આવ્યો તો નર લાભ લેવાને ફેરો કાંઈ ન ફાવ્યો
ચરણદાસ કહે જનમ ધરીને સામોગર્થ ગુમાવ્યો ॥ ૬૭ ॥
આ અવસરમાં લાભ ન લીધો આવ્યો મુ ડી ખોવા
ચરણદાસ કહે ચાલ્યો હરખી જનનાં મોઢાં જોવા ॥ ૬૮ ॥
ડહાપણુ ડહોળી નાખ્યું સરવે ચતુરાઇમાં ચુકયો
ચરણદાસ કહે ઊદરમાંથી શું કરવાને ચુકયો ॥ ૬૯ ॥
નવ મહિના ઊદરમાં રાખ્યો જનુની ભારે મારી
ચરણદાસ કહે જીતી બાજી બેઠો તું નર હારી ॥ ૭૦ ॥
બાળપણમાં બહુ દીન ખોયા, રમતાં ખાતાં રોતાં
ચરણદાસ કહે કઈ દીન વીત્યા તાન તમાસા જોતાં ॥ ૭૧ ॥
જોબન મદમાં કંઈ ઉપાધી કોઈનું ધરે નહી કાને
ચરણદાસ કહે લોક વેદની મરજાદા નહી માને ॥ ૭૨ ॥
મરજાદા નહી માને કેની વિષય કેફમાં કામી
ચરણદાસ કહે મગરૂરીમાં વિસાર્યો બહુ નામી ॥ ૭૩ ॥
દયા દીનતાં સ્વપ્ને નાવે જેતુ તેનુ તાકે
ચરણદાસ કહે પર નીંદામા રાત દીવસ નહી થાકે ॥ ૭૪ ॥
સુત વીત દારા દેખી દેખી રાજી મનમા થાતો .
ચરણદાસ કહે વેરી હરીનો કપટી મદમાં માતો ॥ ૭૫ ॥
આ મારૂં આ મારૂં છે મુરખ મનમાં લેખે
ચરણદાસ કહે ખુસા ખુટે તેને કોઇ ન દેખે ॥ ૭૬ ॥

જોબનનું કાંઇ જોર ન ચાલે જરા આવે છે જ્યારે
ચરણદાસ કહે સમજ સમજ નર કહું છું વારે વારે ॥ ૭૭ ॥
શરીર વાંકુ વળશે તારૂં નાડીયું નરમ થાશે
ચરણદાસ કહે ઇંદ્રીઓમાંથી શક્તિ ઉડી જાશે ॥ ૭૮ ॥
આંખોમાં અંધારા આવે માથુ ડગડગ ડોલે
ચરણદાસ કહે મુખમાંહીથી શુદ્ધ શબ્દ નહિ બોલે ॥ ૭૯ ॥
ધામધુમ કરી અકલ ગુમાવી ત્રણે અવસ્થા બોળી
ચરણદાસ કહે હજુ સમજ નર આવરદા છે થોડી ॥ ૮૦ ॥
આવરદા અંજલીનું જલ છે છીનમા જાશે ઉડી
ચરણદાસ કહે ભવસાગરમાં શાને મરો છો બુડી ॥ ૮૧ ॥
બુડી મરવા આવ્યો પામર મહા પદારથ ખોયું
ચરણદાસ કહે ભટક્યો ભવમાં રામ રૂદે નહિ જોયું ॥ ૮૨ ॥
શી ગતી તારી થાશે ભાઈ ભુલ્યો ભજન હરિનુ
ચરણદાસ કહે માલ ખજીના અંતે નહિ રહે કોઈનું ॥ ૮૩ ॥
ધ્યાન હરિ મેલી અભાગી આડુ અવળુ દોડે
ચરણદાસ કહે ભરમે ભુલ્યો ગુરૂ સંતથી તોડે ॥ ૮૪ ॥
હરિભજનમાં લાભ ઘણો છે કુબુદ્ધિ કાંઇ ન જાણે
ચરણદાસ કહે ભાત ભાતના પાપી ત્રેલા તાણે ॥ ૮૫ ॥
અલ્પ સુખ જે સુપના જેવુ મનમાં લાગે મીઠું
ચરણદાસ કહે ભજન હરિનું નજરે ગમે ન દીઠું ॥ ૮૬ ॥
કાચમણી ને ગાંઠે બાંધી હરિ હીરો તેં ખોયો
ચરણદાસ કહે જુગમે આવી ભુંડો જનમ વીગોયો ॥ ૮૭ ॥
જનમ વીગોયો જગમાં આવી અવળો અવળું ખોયું
ચરણદાસ કહે હરિ મલ્યાનો સુદ્ધ મારગ નહિ જોયું ॥ ૮૮ ॥
જગજીવનને મુકી પાસે પ્રીત જગતસું જોડી
ચરણદાસ કહે ભુલ્યો ભાઈ ત્રીકમસું તે તોડી ॥ ૮૯ ॥
કામ ધેનુને કાઢી ગોતે ગાડર આણી ઘરમાં
ચરણદાસ કહે પારસ ત્યાગી કોડી લીધી કરમાં ॥ ૯૦ ॥
આક ધતુરા બહુ ઉછેર્યા કલ્પ વૃક્ષને કાપી
ચરણદાસ કહે મહાદુખ પામે જનમ જનમનો પાપી ॥ ૯૧ ॥

ખલ મંડલીમાં સૌથી મોટા સંત સભાથી ભાગે
ચરણુદાસ કહે મહી મુકીને પાણી મથવા લાગે ॥ ૯૨ ॥
બગલા સાથે હેત કરે બહુ હંસને માને વેરી
ચરણુદાસ કહે કોડો ચાટે કડવી લાગે કેરી ॥ ૯૩ ॥
પતિવ્રતાને પડતી મુકી દાસી ઘરમા રાખી
ચરણુદાસ કહે અમૃત મુકી હળાહળ જોયું ચાખી ॥ ૯૪ ॥
સુરને તો સનમુખ થઇ નાવે કાયર નો છે મુખીયો
ચરણુદાસ કહે ભાગે પાછો સાધુ જનથી દુખીયો ॥ ૯૫ ॥
ધરણીધરને ત્યાગી તનમાં ભૂત ભેરવને પુજે
ચરણુદાસ કહે સુરજ ઊગે અંધાને નવ સુજે ॥ ૯૬ ॥
મુક્તિ પુરી કાશી મુકી મગહર મરવા ધાયો
ચરણુદાસ કહે ગંગા ત્યાગી કર્મ નાશામાં નાયો ॥ ૯૭ ॥
ગંગાના ઘટ ઘરમાં ભરયા તેને નાખે ઢોળી
ચરણુદાસ કહે છીલર જલને લાવે માથુ ફોડી ॥ ૯૮ ॥
ઘરમાં સાકર ગાડાં મોઢે મુરખ મીઠું ફાકે
ચરણુદાસ કહે મહા જળ મુકી મૃગ તૃષ્ણાને તાકે ॥ ૯૯ ॥
આંબાને ઉખેડી નાખી બાવળ વાવી બેઠો
ચરણુદાસ કહે ઢોલ વગાડી ભવ સાગરમાં પેઠો ॥ ૧૦૦ ॥
હરદરીયામાં મોતી મુકી શંખલા ગોતી લીધાં
ચરણુદાસ કહે ગાજર માટે, પરવાળા લઈ દીધાં ॥ ૧૦૧ ॥
હરિ ગુરૂની સંગત ત્યાગી ખોટામાં ખપી જાતો
ચરણુદાસ કહે ચાલ્યો નરકે જમના જોડાં ખાતો ॥ ૧૦૨ ॥
કુબુધી નરને કાંઈ ન સુઝે ગારે ગારો ધોયો
ચરણુદાસ કહે જ્ઞાન તજીને કર્મ કાચમાં મોયો ॥ ૧૦૩ ॥
પરાપાર પરણાતમ ઈશ્વર ઘટ ઘટ પુર્ણ રહે છે
ચરણુદાસ કહે સદા સર્વદા શાખ સ્મૃતિ કહે છે ॥ ૧૦૪ ॥
ચિદાનંદ ચૈતન ઘન સ્વામી પરગટ મુકી પાસે
ચરણુદાસ કહે અંધા ભટકે આન દેવની આશે ॥ ૧૦૫ ॥
ચતુર નર તે સાને સમજે અરથ જથારથ જાણે
ચરણુદાસ કહે પારખ હોય તે વસ્તુને પરમાણે ॥ ૧૦૬ ॥

સદગુરૂ સાને સમજી લેજો દીન દીન ઘટતી વેળા
ચરણદાસ કહે ચિદાનદમા ભાવે થાજો ભેળા ॥ ૧૦૭ ॥

સદગુરૂ ચરણે મુસ્તક મેલી હું મારૂં દે નાખી
ચરણદાસ કહે પોચે પતમા સત સરવ છે સાખી ॥ ૧૦૮ ॥
ગુરૂ વિનાતે કોઈ ન સુઝે મારગ ભુલી જાશો
ચરણદાસ કહે નિશ્ચે જાણો અગુઘડમા અચડાસો ॥ ૧૦૯ ॥

અગુઘડ મારગ અવિદ્યા જાણો ભુલ્યા ડાહ્યા ડાહ્યા
ચરણદાસ કહે ફરી ફરીને ભવમા તે ભટકાયા ॥ ૧૧૦ ॥.

ગુરૂચરણમા ગગા કાશી સદા સર્વદા કહેછે
ચરણદાસ કહે વિશ્વાસીને વેદ પોકારી કહેછે ॥ ૧૧૧ ॥

હરી ગુરૂને સત સર્વમા એક રૂપ કરી જાણો
ચરણદાસ કહે અતર મેલી પુરણ બ્રહ્મ પરમાણો ॥ ૧૧૨ ॥

વાણી સુણતા સાધુ જનની ભ્રાત ભ્રમણા ભાગે
ચરણદાસ કહે ચેતન થઇને નિદ્રામાથી જાગે ॥ ૧૧૩ ॥

નિદ્રામાથી જાગો જ્યારે, સુપન સહેજ સમાતુ
ચરણદાસ કહે જાગ્રત થઇને આળસ ચેન ગુમાવ્યુ ॥ ૧૧૪ ॥

આળસ ચેન ગુમાવ્યુ જ્યારે અનુભવ સુરજ ઉગે
ચરણદાસ કહે તજી ઉપાધી પરા પારને પુગે ॥ ૧૧૫ ॥

બ્રહ્મવેતાની સગત કરતા જ્ઞાન યથારથ થાશે
ચરણદાસ કહે સેહેજે સેજે સરવ આપદા જાશે ॥ ૧૧૬ ॥
વૈરાગે વીધાણા જે નર તેની હુ બલીહારી
ચરણદાસ કહે છેદ કલેજે લાગી શબ્દ કટારી ॥ ૧૧૭ ॥
શબ્દ કટારી લાગી જેને રહે દેહથી ન્યારા
ચરણદાસ કહે એવા જન તે સદા ગુરૂને પ્યારા ॥ ૧૧૮ ॥
શબ્દ બાણની વરખા વરસે પાપી પાડે પટમા
ચરણદાસ કહે શુર સુખીનર ઘાયલ ઘીલે ઘટમા ॥ ૧૧૯ ॥
ઘાયલ ઘુમે ગુરૂજ્ઞાનમા બાણુ મેહના લાગ્યા
ચરણદાસ કહે કાયર નર તે રણ દેખીને ભાગ્યા ॥ ૧૨૦ ॥
કહી શીખામણ મારા મનને જે સમજે તે શુરા
ચરણદાસ કહે ચેતી ચાલે પ્રેમી કોઇ પુરા ॥ ૧૨૧ ॥

પુરા પ્રેમી તેને કહીએ શબ્દ સુણીને હરખે
ચરણદાસ કહે ગુરૂ મુખેથી, સાચ જુઠને પરખે ॥ ૧૨૨ ॥

કળજુગમાં કરૂણાના સાગર શ્રી ગુરૂ દેવ મોરારી
ચરણદાસ કહે જીવન મુક્તા સૌ જનના હિતાકારી ॥ ૧૨૩ ॥

મોરાર સદ્દગુરૂ મલીયા જ્યારે સહેજ શાંત મન પામ્યું
ચરણદાસ કહે જનમ જનમનું સંકટ સર્વે ભાંગ્યું ॥ ૧૨૪ ॥

મોરાર ગુરૂની મંગળ મુરતી, ધ્યાન રૂદામાં ધારી
ચરણદાસ કહે કહી ચીંતામણી, સમજી શુધ્ધ વિચારી ॥ ૧૨૫ ॥

કુડ કપટને મમતા મેલી ધ્યાન ગુરૂનું ધરો
ચરણદાસ કહે કહી ચીંતામણી સમજી શુધ્ધ વિચારો ॥ ૧૨૬ ॥

મોરાર ગુરૂને મસ્તક નામું જેણે મહા સુખ આપ્યું
ચરણદાસ કહે દયા કરીને મારૂં બંધન કાપ્યું ॥ ૧૨૭ ॥

બોધ ચી તામણી થઇ સંપુરણ પ્રીતે ઉરમાં ધરજો
ચરણદાસ કહે પરપંચ મુકી ભજન હરિનુ કરજો ॥ ૧૨૮ ॥

ઇતિ શ્રી ચરણ સ્વામી કૃત બોધ ચિંતામણી સંપુર્ણ

———:—:———

## અથ શ્રી ચરણ સ્વામી કૃત કક્કો પ્રારંભ

કક્કા કુડાં કરમા કામ દુખ દાયક છે સહુને દામ
ત્રણે ભવમાં ફેરાફરે વારે વારે જન્મે મરે
જન્મ મરણનો નાવે અંત ચોર્યાશીમાં ફરતાં જંત
સર્પ શીયલને સિંહને નાર એવા લીધા બહુ અવતાર
માટે સહુ કોઇ સુમરો શ્યામ કકા કુડાં કરમાં કામ ॥ ૧ ॥
ખખખા મેલો ખેંચાતાણુ તારૂં મારૂં તાણો વાણ
કોઇ જન સાથે કરમાં રોષ ભુંડા કેને દેમાં દોષ
જગમા જીવન દીન છે ચાર અંતે ખાસો જમનો માર
કાલ કબાડી તારે શીશ નિશ્ચે લેસે વિશવા વીસ
ફરવું પડશે ચારો ખાણુ ખખ્ખા મેલો ખેચા તાણુ ॥ ૨ ॥

ગગગા ગુણાતીત ગુરૂ દેવ સાચો થઇને કરજે સેવ
સેવા કરતાં દેસે સાર સુખે ઉતારે ભવજળ પાર
સચરાચર ઓળખાવે ઇશ સુરવીર થઈ ને સોંપો શીશ
ગુરૂ કાશી ગંગા કેદાર ગુરૂને જાણો સરજનહાર
અંતરથી ટાળ અહંમેવ ગગા ગુણાતીત ગુરૂદેવ ॥ ૩ ॥

ઘઘઘા ઘટમા ઘડતાં ઘાટ ચોરાશીની લેશો વાટ
આગળ ઉભી જમની જોડ કરશે તારે માથે ગોડ
તે માંટે તું ગુરૂને પુજ સાચ જુઠની પડશે સુજ
સદ્‌ગુરૂ આવી ઝાલે બાહ ચોરાશીના મારગ માંય
નહિ માનો તો પડશો પાટ ઘઘા ઘટમાં ઘડતા ઘાટ ॥ ૪ ॥

નન્ના નિરણે કરીને જોય નિશ્ચે સદ્‌ગુરૂ સમ નહિ કોય
સાધન સરવે સેજે થાય જે સદ્‌ગુરૂને ચરણે જાય
માથુ અરપે કરશે મહેર તારે થાશે લીલા લહેર
સદ્‌ગુરૂ છે સહુના શીરતાજ રામનામની બાંધી પાજ
પરિબ્રહ્મ છે પોતે સોય નન્ના નિરણે કરીને જોય ॥ ૫ ॥

ચચ્ચા ચૌદ વિદ્યા ગુણ જાણ સારી સારી શીખો વાણ
બ્રહ્મવિદ્યાનો મારગ જેહ નિશ્ચે ન મળ્યો તુને તેહ
ગાળ વગાડી ગોત્યા ભોગ તેને દીન દીન વાધ્યો રોગ
જાણ્યા નહિં તેં નિર્ગુણ નાથ રોઇશ માથે દઈને હાથ
અરે અભાગી થઈ બહુ હાણ ચચ્ચા ચૌદ વિદ્યા ગુણ જાણ ॥ ૬ ॥

છછછા આની થાશે સાર એની વેલી કરજે વાર
ધન જોબન છે મીથ્યા ઠાઠ દેખ્યા માત્ર દીન છે આઠ
આયુશની અધુરી આશ, અજંલી જલનો શો વિશ્વાસ
મહા નર્કમાં પડશો નીચ મુખમાં ભરશે વિષ્ટા કીચ
કોટ કલપ નહિ કાઢે બહાર છછછા આની થાશે સાર ॥ ૭ ॥

જજજા જગજીવનને જોય શું રેહ્યો માયામા મોય
કાચું છે કાયા કમઠાણુ સાચું છે એક બ્રહ્મ નિશાન
જે જે દીશે તે તે ફોક મેલી દેજે મનનો શોક
વૈરાગે થાશે તરત્યાલ નટ બાજીનો આછો ખ્યાલ
નિશ્ચે અંતે રહે ન કોય જજજા જગજીવનને જોય ॥ ૮ ॥

ઝઝઝા ઝીણો થઇને જાણુ તો થાસે આતમ ઓળખાણુ
ક્ષમા દયાની રાખો ફોજ તારે મળશે મોટી મોજ
ખુબ કરીને અંતર ખેડ બાહેર મેલી ઘોડા ઘોડ
મોરાર સદગુર કરજો મોર અહું પણાનો ત્યાગી જોર
એ શિખામણ ચીતમાં આણુ ઝઝઝા ઝીણો થઇને જાણુ ॥ ૯ ॥

નનના નામે સહુ સંસાર આખર રહે નહિ દસને ચાર
પુરણ રાખો પ્રેમ સંતોષ કોઈ વસ્તુનો કરમાં શોક
સુપનામાં જેમ પામ્યો ધન્ન ભાત ભાતના જમીયો અન્ન
જેવી સુખની જુવો મીઠાઈ તેમાં સુખી ન થાશો ખાઇ
એવા સરવે ભવન ભંડાર નનના નાસે સહુ સંસાર ॥ ૧૦ ॥

ટટટા ટેક ભજનની રાખ દલની દુબ્ધા કાઢી નાખ
દુબ્ધા મેલી થાજે દાસ જગથી રહેજો સદા ઉદાસ
આ દેહ નાવે વારંવાર પાણી પેલી બાંધો પાળ
ઘટતાં ઘટતાં આવે છેહ ગમનામસું રાખો નેહ
વેદ વચનની માની શાખ ટટટા ટેક ભજનની રાખ ॥ ૧૧ ॥

ઠઠ્ઠા બેસ ઠરીને ઠામ ઓળખી લેજો આતમ રામ
ઘર ધંધાની મેલો ધાંખ અંતરની ઉઘાડો આંખ
જરૂર આતો જાશે ખપી, જગ જીવનને લેજો જપી
સ્વાસો સ્વાસે કરજો જાપ બીજા સરવે મેલી વિલાપ
નિશ્ચે રાખો મોઢે નામ ઠઠ્ઠા બેસ ઠરીને ઠામ ॥ ૧૨ ॥

ડડ્ડા ડાહ્યો થઇને ચાલ મુસ્તક માથે નાચે કાળ
વેરીએથી બીજો કોણ ચોદ લોક છે એની ચુણ
એછે મોટો મહાબળવંત સો પોકારી કહેછે સંત
જયારે ફરસે એની આણ ત્યારે તુને પડશે તાણ
સાચું કહું એછે સાળ ડડ્ડા ડાહ્યો થઇને ચાલ ॥ ૧૩ ॥

ઢઢા ઢાંકી બેસમાં નેણ ધર્મ રાયનો થાશે કેહણ
મનુષા દેહછે મહાઅમુલ તેનો કાંઇક કરજે તોલ
સમજી સમજી સંશય ટાળ બાહેર ભીતર હરિને ભાળ
વેદ વગાડી કહેછે ઢોલ બ્રહ્મભજન મુખથી બોલ
સાધુ જનના સમજો વેણ ઢઢા ઢાંકી બેસમાં નેણ ॥ ૧૪ ॥

રેણુ રણુમાં લુટે ચોર ઘેરી લેશે ચારે કોર
શામળીઆને લેજે સંગ તારે તારો રહેશે રંગ
હરિની માયા હરીને આલ ગુરૂજ્ઞાનની રાખો ઢાળ
નહિતો જરૂર લેશે જમ ચારે કોરે લાગ્યો દમ
નિશ્ચે કરશે પાણી ઢોલ રેણુ રણુમા લુટે ચોર ॥ ૧૫ ॥

તત્તા તારો આતમ તાર બહુ જનમ તેં ખાધી માર
હવે રાખ હરીશું હેત ચતુર થઇને ચિત્તમા ચેત
થોડામાં જે સમજે ઘણો એ લક્ષણ છે ડાહ્યા તણો
આળસ મેલી આપ તપાસ નિશ્ચળ પદમાં કરજે વાસ
વિષય વાસના મનથી વાર તત્તા તારો આતમ તાર ॥ ૧૬ ॥

થથ્થા જે થાવું તે થાય શાને કરો છો કોટ ઉપાય
લખીયા જેહ કરમના લેખ, તેમા થાય નહિ નમેખ
થાવું મિથ્યા કરે ન કોય ભાવે બ્રહ્મા શિવજી હોય
એવું સમજી મેલી આશ કામકલ્પના કરવી નાશ
અથવા આવે અથવા જાય થથ્થા જે થાવું તે થાય ॥ ૧૭ ॥

દદદા દુર્લભ ગુરૂનો દેશ જો આવે તો શોભે વેશ
નહિ તો જેવા જગમાં ભાંડ ધણી વિનાની વેશ્યા રાંડ
વેશ દેખાડી પાડે વાટ જેમ ધુતારે માંડયુ હાટ
ભેખ ધર્યાનુ ફળ નહિ ભીખ, સાચી સહુ કોઈ માનો શીખ
જ્ઞાન ધ્યાન તો ન મળે લેશ દદદા દુર્લભ ગુરૂનો દેશ ॥ ૧૮ ॥

ધધ્ધા મુખમાં પડશે ધુડ કેવળ મનમાં ભરીયાં કુડ
કાયાનો છે કાચો કોટ માથે લીધે મમતા મોટ
નિશ્ચે એની થાશે ખાક ન મળે કાંઇ તુને નાક
રામ ભજ્યા વિન સરવે રાંક તારે શીઓ કરમનો વાંક
જગમાં જેવા જનમ્યા ધુડ, ધધ્ધા મુખમાં પડશે ધુડ ॥ ૧૯ ॥

નન્ના નિરમળ રાખો મન થાજે સાચો હરિનો જન
ચરણ કમળનું ધરજે ધ્યાન તેણે થાસે આતમ જ્ઞાન
દેખી તુળશી તીલક ભાળ જખ મારીને જાશે કાળ
આપું મેલી ઓળખો આપ, તારે જાશે ત્રીવીદ્ધ તાપ
રહેજે ભાવે વસ્તી વન નન્ના નિરમલ રાખો મન ॥ ૨૦ ॥

પપા આપંડ જાશે પડી માટી ભેળી માટી ભળી
ચાલ્યા જાય દિવસને માસ તેનો રાખો મનમાં ત્રાસ
વાદળ છાયા જાશે વહી નિશ્ચે જાણો સાચું સહી
આ કાયાની એવી રીત હરિશું રાખો પુરણ પ્રીત
જોબન જાયછે બહુ તે છડી પપા આપંડ જાશે પડી ॥ ૨૧ ॥

ફફા ફજેત થામા ભાઇ સગા કુટુંબની જુઠ સગાઈ
ભાર ઉપાડી ભાંગી પુઠ જગમા જોવા ખરને ઉંટ
હારી બેસ હૈયાના ફુટ મુરખ શાને માથું કુટ
તારા ડહાપણને લઇ દાટ કેરી મેલી કરસું ચાટ
હરિ દરીયામાં લેજે નાઇ, ફફા ફજેત થામાં ભાઈ ॥ ૨૨ ॥

બબ્બા બીક રાખજે ઘણી જેતું તેનું લેમાં હણી
હણતા જાશે સૌથી હેઠ જમરાજાની કરશો વેઠ
સાચા જન તે સાચું કરે જે હોય કાચું તે પર હરે
જે કરવું તે કરજે આજ કાલે થામે મીથ્યા સાજ
સાહેબ સરખા સોના ધણી બબ્બા બીક રાખજે ધણી ॥ ૨૩ ॥

ભભ્ભા ભારીમાં છે ભાર વાસે ચાલી આવે લાર
નાખી દઇને નાસી છુટ નહિતો થાસે લુટા લુટ
આગળથી ઉતારી બોજ માંહી પડીને મનને ખોજ
માથે ઉભું જોને મોત લેશે આશાતૃષ્ણા સોત
કરશે તુને મારો માર ભભ્ભા ભારીમાં છે ભાર ॥ ૨૪ ॥

મમ્મા મારૂં મારૂં કરી ભાવે જઈ ચોરાશી ભરી
આછે સુપનનો ખોટો ખેલ માની સાચું મમતા મેલ.
રાવણ કુંભ કરણને કંસ જુવો કૌરવનો કયાંછે વંશ
એનો મોટા મહા રણધીર તે ના રહ્યાં ન અ તે શરીર
એવા એવા ગયા છે મરી મમ્મા મારૂં મારૂં કરી ॥ ૨૫ ॥

જજ્જા જાગી જોને વીર આવ્યો છે ભવ સાગર તીર
કાંઠે આવી ઉભો નાવ ત્યારે તુ ને આવ્યો તાવ
કાળા સરવે બદલ્યા કેશ તોય ન મેલ્યો કર્મ કલેશ
મનુષ્ય દેહનો થામે પાત આગળ છે ચેરાશી રાત
ચાલ્યા જાય નદીના નીર જજ્જા જાગી જોને વીર

રેરા રામ ભજ્યા નહિ રતી તેની કયાંથી ઉત્તમ ગતી
પાપ ભંડાર ભર્યો ભરપુર ઘરથી રહ્યો ધર્મથી દુર
ગુરૂ વિના છે સરવે અંધ કાળ માયાના બાંધ્યા બંધ
તે પ્રાણીને મટે ન તાપ જેવા જુગમા સરજ્યા સાપ
વેશ્યાનું મન નાગે સતી રેરા રામ ભજ્યા નહિ રતી ॥ ૨૭ ॥

લલ્લા લાગી તુને લાત જેની તેની કરોછો ઘાત
ચોરે બેઠો કાઢી નામ જમરાજાનો જડસે ડામ
તે તો ટેક ન રાખી ટાક નિશ્ચે તારા અવળા આંક
પરમેશ્વર નો મેલ્યો ધર્મ કાંઈ તુને નાવી શરમ
માની નહિ તે સાચી વાત લલ્લા તુને લાગી લાત ॥ ૨૮ ॥

વવ્વા વાઢી જમનો વેર ધારે થઇને જાજે ગેર
કરતો રહેજે આતમ રાજ કોઈ ન તારી લોપે લાજ
હાથ જોડીને સોથી હાર માચે સાચી મમતા માર
ધરણી ધરની ધરજે છાપ મેલી દેજે મનના પાપ
પીજે અમૃત મેલી ઝેર વવ્વા વાઢી જમનો વેર ॥ ૨૯ ॥

શશ્શા સંપત નાવે સાથ બળીયા મુવા ભરિને બાથ
જાદવ જુગમા સમરથ અતિ જેના ઘરમાં નવનિધ હતી
માનધાતાને પૃથ્વિ વરી ચાલ્યા ટાણે પાછી ફરી
નંદરાજ મોટા મહીપતી જેની સંપત સૌને છતી
એવા ગયા ઉઘાડે હાથ શશ્શા સંપત નાવે સાથ ॥ ૩૦ ॥

ષષા ખોદમાં ધરની ખાડ રામ નામની રાખો આડ
જે વડે તે ગેલે પોક ધિક ધિક કહેશે સૌ લોક
હાથે લેજે દીવો તેલ જોઈ જોઇને પગલાં મેલ
કૃષ્ણ કયાને દેજે કાન ખોટી કાટો મમતા માન
જ્ઞાન હિમાળે ગાળો હાડ ષષ્ષા ખોદમા ધરની ખાડ ॥ ૩૧ ॥

સસ્સા સેવી લેને સાદ તો થાસે જાદવ ને જાદ
સંત બતાવે શ્રી ભગવાન મોક્ષ પદારથ દેસે દાન
સાધુથી અળગા નહિ ઈશ જેનો મહિમા કહે જુગદીશ
પાસે રહીને કરીયે પ્રેમ ચરણામૃતનો લઇએ નેમ
બીજી સરવે મેલ ઉપાધ સસ્સા સેવી લેને સાદ ॥ ૩૨ ॥

હહા હરિ હૃદામાં ધાર સગા કુટુંબની મેલો લાર
આવ્યો છે દુર્લભ દાવો લઈ શકતો લેજો લાવો
હરિ ભજનમાં છે સુખ ભાઈ બીજા જાણો સહુ દુખદાઇ
સંત સરોવર તેને મળે કર્મ કીચમાં તે નહિ ભળે
મેલી દેજો મન અહંકાર હહા હરિ હૃદામાં ધાર ॥ ૩૩ ॥
એ અક્ષર છે સરવે સાર કથ્યા સંપુરણ સાગે ધાર
પ્રેમ કરીને ચિતમાં ધરે નિશ્ચે તે ભવ સાગર તરે
ચરણદાસના ચિત્તમાં વસી મોરાર સદગુરૂ બોલ્યા હસી
મોરાર સદગુરની મારે ટેક જેથી પામ્યા પરમ વિવેક
સાચા ગુરૂની સેવા કરી ચરણદાસની ચીંતા હરી
બોલન હારો સૌથી બહાર એ અક્ષર છે સરવે સાર ॥ ૩૪ ॥
ઇતિ શ્રી ચરણસ્વામી કૃત કકા સંપુર્ણ

---

## અથ શ્રી ચરણ સ્વામી કૃત કક્કો બીજો પ્રારંભ

કક્કા કાયા કાચી જાણ આતમ શિવની કરો ઓળખાણ
બલાકાર જે વરતી કહી પારવતી તે જાણે સહી
એવું સમજે પોતે ઈશ નિશ્ચે જાણો વિસવાવીસ
એ છે વેદ વચન પ્રમાણ કક્કા કાયા કાચી જાણ ॥ ૧ ॥
ખખ્ખા ખોળે જાશે ખેદ મહા વાયકનો જડશે ભેદ
મહા વાયકમાં તું તે એક ભાગે લાગે કરી વીવેક
બે ઊપાધીને પરહરો બાકી રહેતે નિશ્ચે કરો
અંતરમા રાખો નિર્વેદ ખખ્ખા ખોળે જાશે ખેદ ॥ ૨ ॥
ગગ્ગા ગોતી લે ગોપાળ જો તુ માં કાંઈ હોય માલ
ઘટમાં બેઠા સુંદર સ્યામ અંતર જામી આતમ રામ
ગોતે તેને અંતર ગોત તારે મળશે પોતે પોત
નહિ તો લેશે નિશ્ચે કાળ ગગ્ગા ગોતીલે ગોપાળ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘર ભરીયો ગોળ તેને મુકી ખામા ખોળ
તુ છો પોતે પુરણ બ્રહ્મ મુરખ કરમાં અવળા કર્મ
પારસમણી પોતાને પાસ બીજાની શું કરો છો આશ
બીજા છે તે મનનો ડોળ ઘઘ્ઘા ઘરમા ભરીયો ગોળ ॥ ૪ ॥

નન્ના નાશવંત એ રૂપ પરિબ્રહ્મ તું સદા અરૂપ
જેમ અરૂપી છે આકાશ તેમ તારો સર્વંત વાસ
ઘાટે વળગે નાવે ઘાટ અંતર મેલી જો અઘાટ
અખંડ તાર છે સ્વરૂપ નન્ના નાશવંત એ રૂપ ॥ ૫ ॥

ચચ્ચા ચિત ગુરૂ ચરણે ધરી ભાવે કરજે સેવા ખરી
ગુરૂ ઉઘાડે અંતર નેન મોહ નિદ્રાનું મટે ઘેન
મનને મેલી આગળ ભેટ કુ મારૂં તે સર્વે મેટ
એ આચરણે જાશો તરી ચચ્ચાચિત ગુરૂ ચરણે ધરી ॥ ૬ ॥

છછ્છા છલ બલ મુકી માન લેજે તું સદ્દગુરની સાન
સદ્દગુરૂ સાને સિધ્યા સહુ જેને આગળ થયા જે બહુ
શીશ મુંડાવે સરે નહિ કાજ જમ ફી કર તે લેશે લાજ
સદ્દગુરૂ વાયક ધરજે કાન છછ્છા છલ બલ મુકી માન ॥ ૭ ॥

જજ્જા જોતું હમણા જાગ તો તારા મોટા ભાગ
જાગી કરી લે આતમ જોગ, સેહેજે નાસે સરવે રોગ
ઘણા કાળનો રહ્યો છુ મોય, સરવે રસ બેઠો છુ ખોય
લાવ લીધાનો આવ્યો છે લાગ જજ્જા જોતું હમણા જાગ ॥ ૮ ॥

ઝઝ્ઝા ઝીણો સઘળે રામ જડ ચૈતન ઠાલો નહિ ઠામ
જોને જીવની શુ છે જાત એતો અમથી ચાલી વાત
આદ અંત કોઇ જોતો નથી જીવજીવ સહુ કહે છે કથી
જીવનું નોખુ કયા છે ધામ ઝઝ્ઝા ઝીણો સઘળે રામ ॥ ૯ ॥

નન્ના નિરમળ થાશે અંગ બ્રહ્મ વિદ્યાનો કરજે સંગ
બ્રહ્મ વેત્તાની રહેજે પાસ બીજી સરવે મુકી આશ
હાથ જોડીને કરજે પ્રશ્ન બ્રહ્મ વેત્તાને જાણો કૃષ્ણ
વિષય વાસના કેરજે ભંગ નન્ના નિરમળ થાશે અંગ ॥ ૧૦ ॥

ટક્કા કર સાધુની ટહેલ તો ધોવાસે મનનો મેલ
કરજે પુરણ એજ કમાઇ આ અવસર છેવો છે ભાઈ
એ છેવાસે સહુથી સાર મહા પતિત તે પામે પાર
ચાર પદાર્થો થાસે સહેલ ટક્કા કર સાધુની ટહેલ ॥ ૧૧ ॥

ઠઠઠા તે જન બેઠા ઠરી જેણે દીઠા સરવે હરી
દીઠા વીના નહી દુબધા જાય ભાવે કાશી ગ ગા નહાય
બ્રહ્મ વિદ્યાનુ ઊનરે પુર સાગે નજરે આવે નુર
જનમ મરણ નાવે ફરી ઠઠઠા તે જન બેઠા ઠરી ॥ ૧૨ ॥
ડડડા તાર દીઠુ ડાપ જોયો નહિ પોતાને આપ
પોતે આતમ છો અવીનાશ તેને મુકી ફરે ઉદાસ
શ્રતી તુને કહે છે શિવ અણુજતો તુ થામા જીવ
અ ય દેવના જપીયા જાપ ડડડા તાર દીઠુ ડાપ ॥ ૧૩ ॥
ઢઢઢા ઢીલ મકરજે કાય વેલો વળજે અ તર માય
સામો ધાડે સરે નહિ કામ આગળ નહિ ઠર્યાનુ ઠામ
કસ્તુરીછે મૃગને નાભ ખડમા ખોગે કયાથી લાભ
આયુષ્યછે અગ્નની ઝાય, ઢઢઢા ઢીલ મ કરજે કાય ॥ ૧૪ ॥
રેણા રણમા મૃગજળ જોઈ નિશ્ચે શાત ન પામ્યા કોઈ
બાજીગરનો જેવો બાગ તેમા થાય ન કેનુ સા.
વેળુમા જેમ ન મળે તેન એવો છે આ ખોટો ખેન
મુરખ એમા રહ્યાશુ મોહી રેણારણમા મૃગજળ જોઈ ॥ ૧૫ ॥
તતતા તુર્યા આદિ ચાર તુ છો સઊમા સઊથી બહાર
ત્રણે દેહ ને ત્રણછે ભોગ તેનો તારે શીયો સ જોગ
અસ ગને તે સ ગ ન હોય જુવો વિચારી નિશ્ચે સોય
તુ અસ ગછો સહુથી સાર, તતતા તુર્યા આદિ ચાર ॥ ૧૬ ॥
થથથા થર નહી સુક્ષમ સ્થુળ આતમ નિશ્ચળ સહુનો મૂળ
ત્રણ વળ દીવસને રાત્રી આવે જીએ જાય પાછા વળી
સુપના જાગ્રત જાય અને. તુ કુટસ્થ છો સઊવો છે.
એવો અનુભવ ગી ન ભુન થથથા થર નહી સુક્ષમ સ્થુળ ॥ ૧૭ ॥
દદદા દેવ ન બીજે કોય મગનો દષ્ટ સાક્ષી સોય
દેહ ઇ દ્રિ બુદ્ધિને પ્રાણ તેની આદે ચારે ખાણ
સઊમા રહીને ન્યારો રહે સઊનુ અનુભવ નિશ્ચે કહે
અહોનિશ એમા વૃત્તિ હોય દદદા દેવ ન બીજે કોય ॥ ૧૮ ॥

વણું વિચારી સરવે કહ્યા પરમાતમ તે પાછળ રહ્યા
એ અક્ષર વાચ વિનાસ સમજે થાએ જ્ઞાન પ્રકાશ
મોરાર ગુરૂ છે મારે ઇષ્ટ જન્મ મરણની મેટી કષ્ટ
ચરણદાસ ચોર્યાસી મટી મોહનિદ્રા જ્યારે વટી
મોરાર ગુરૂછે મારે દેવ ભવતાર્યાની જેને ટેવ
એ સદગુરૂની પામ્યો દયા વણુ વિચારી સર્વે કહ્યા ॥ ૩૪ ॥

દોહા — ચર્ણુદાસ ચિદ રૂપમા ભેદ ભાવ નહિ કોય
જેમે જળમે જળ મિલે નામ રૂપ નહિ હોય ॥ ૩૫ ॥

———:—:———

ઇતિ શ્રી ચરણ સ્વામીકૃત બોધ ચિંતામણી કકકા સંપુર્ણ

———:—:———

## અથ ભકત બીદાવલી પ્રારંભ

———:—:———

ભક્ત આધીન હરી, હરીદાસનકે પાસ ભક્ત આધીન હરી ॥ ટેક ॥
ન જાણે કુળ રીત રંક રાજા ન વીચારે
ભકત વત્સલ ભગવાન શરણ આયેકું સુધારે
દીન સુદામા જાણુકે કૃષ્ણ કરી મનવાર
અર્પને જનકો દરિદ્ર મીટાયો દીયે પદારથ ચાર ॥ ભકત ॥ ૧ ॥
કુલ કારણ નહિ કોઈ ભજે તીન ગોવીંદ પાવે
અજાણ રહે લજ્જાય શુપચને શખ બજાવે
દુર્વાસા રૂષી મુની ધરત ચરણકો ધ્યાન
ભકત હેત અવતાર ધરેસો ગાવે વેદ પુરાન ॥ ભકત ॥ ૨ ॥
લહે પ્રીતકી રીત ભાવ વિન તજે મીઠાઇ
દુર્યોધન ઘર ત્યાગ વીદુર ઘર ભાજી પાઇ
જાત ભાત જાણે નહિ કયા મુરખ કયા જાણ
જુઠે ફલ ભીલરીકે પાયે હેત પ્રીત પહિચાન ॥ ભકત ॥ ૩ ॥

સેવા વિધી આચાર કરી બહુ પાક બનાવે
પ્રીત વીના પાખંડ પ્રભુકું એક ન ભાવે
વિપ્રનકી સેવા તજી ગયે ભક્તનકે ધામ
તીન વાર સધના ઘર આયે, ફરી ફરી શાલીગ્રામ ॥ ભક્ત ॥ ૪ ॥
વિપદ દેખ રોહીદાસ વહાં પ્રભુ આપે આયે
ભક્ત વત્સલ ભગવાન પારસ દીયે દેખાય
જન પારસ રાખત નહિ, જરૂરત હે મહરાજ
પાંચ મોહોર ખટવેમેં નિકસે દીન પ્રતી સેવાકાજ ॥ ભક્ત ॥ ૫ ॥
ધનો બીજ લઈ ચલ્યો સંત તહાં ભુખે આયે
ઘરમે નિકસ્યો ભેદ ખેત જઈ સંત જીમાયે
કરી રીઝાઇ ખેતમે કઞોમિટનકે કાજ
અપને જનકો ખેત નિપાયો બિન બોયે મહારાજ ॥ ભક્ત ॥ ૬ ॥
જયોં ભક્તકો ધામ ઘોર પાવક રીતુ આયે
વર્ષન લાગ્યો મેઘ, પવન છુટત પુરવાઇ
નામદેવ ભીંજે ઘર આંગણે ગુણ ગાવે ભગવાન
અપને જનકો હુઠ રાખ્યો, છો છાયે છબીલે ઘન શ્યામ ॥ ભક્ત ॥ ૭ ॥
કમર કાટ તરવાર ભવાન ખાંડે પત રાખી
ગુણ ગાવે ગોપાળ સુરકુ દીની આંખી
ઘાટમ ઘોડા પાલટયા ભયા શ્યામકા શ્વેત
જગન્નાથ માધુ પર રીઝે કૃષ્ણ કામળી દેત ॥ ભક્ત ॥ ૮ ॥
ત્રિલોચન હરિ ભક્ત ધ્યાન સેવા ચિત લાયે
પરમધામ પરિ બ્રહ્મ રૂપનરકો ધરિ આયે
રહ્યો અલુંદો વર્ષ જ્યું ટહેલ કરી મનજાણ
બીસને પાવનકો દુઃખ સુનકે હરિ ભયે અંતર્ધ્યાન ॥ ભક્ત ॥ ૯ ॥
સેન ચલ્યો દરબાર રાય સેવાકી વારી
ઘર ચલી આયે સંત તાસકી કરી મનવારી
સેન ભક્ત સેવા લગ્યો તહાં હરિ ગયે હે આપ
મજન કરકે નૃપ રીઝાયો મેટ્યો તનકો તાપ ॥ ભક્ત ॥ ૧૦ ॥
મીરાં ગુરૂ પ્રતાપ રાયકો પરચો દીનો
મનસા વાચા જાણ ઝેર અમૃત કરી પીનો
કહાં દેવ દ્વારામતી કહાં દ્રૌપદી નાર
આયા ઓઢાયે પલકમેં તો અમર ચીર મોરાર ॥ ભક્ત ॥ ૧૧ ॥

કાજી મુલ્લા ખોજ પકડ દરબાર બુલાયે
ધરી દાદુકા રૂપ અરૂપી આપે આયે
ચાર પહોર રહે ભાકશીમે અપને જનકે કાજ
દો ડોર દર્શન દીખાયે ઐસે હે મહારાજ ॥ ભક્ત ॥ ૧૨ ॥
કાશીવશે કબીરજી દુવટ વેચન આયે
સબ રંગ માગે સંત દેત કછુ વારન લાયે
ઘર લડકા ભુખે મરે આપ ગયે હે ભાગ
જીન કારણ હરિ બળદ ભરી લાયે, ભાત ભાતકે અનાજ ॥ ભક્ત ॥ ૧૩ ॥
નિર્ધન ભક્ત નરસગો નગરમે હાસીકીની
ઘર ચલી આયે સંત તાસકું હુંડી લીખદીની
તીરથ વાસી ગયે દ્વારકાં હુંડી ન સકારે કોય
આને જનકું દીયા રૂપૈયા આપે પારખ હોય ॥ ભક્ત ॥ ૧૪ ॥
ઘરમે વિપત વિચાર દાસકુ દ્રવ્યા દીખાયો
પીપા ધરી વિશ્વાસ કડાકું હાથ ન લગાયો
રાત વાત ઘરમે કરી ચોર ગયે ધન પાસ
તસ્કર કુ તો સર્પ દીખાયો, ભરી છાંડયો અવાસ ॥ ભક્ત ॥ ૧૫ ॥
હદ્દકીતો જો દેવ તહાં પ્રભુ આપે આયે
અષ્ટ પદી ઉચાર ગીત ગોવીંદ જશ ગાયે
ચૌદ લોકમે વારતા ભઈ સજીવ ન નાર
અનમ ઓધારણ કૃષ્ણજી કરી સતનકી સહાય ॥ ભક્ત ॥ ૧૬ ॥
ભક્ત વત્સલ ભગવાન વેદ સ્મૃતિ ગાવે
પડે ભક્તનકું ભીડ તહાં કેશવ ચલી આવે
અગમ ગુણ ગીતા કહે અગમ અગોચર ભગવાન
ચરનદાસકી વિનતી સો બીંદ તીહારા જાન ॥ ભક્ત ॥ ૧૭ ॥

ઇતિ ભક્ત બીદાવળી સંપૂર્ણ

---

## જીવણદાસજીનો ઉમાવ

જોગી જીવો જીવણદાસજી ભજનાનંદ ભરપુર
આઠો પહોર આનંદમાં નેનુમા નરમે નુર ॥ ટેક ॥
ધારણા સદગુરના ધામની ગરવા ગુણ ભંડાર
સ્વાસો સ્વાસે સમરતાં મુખથી નામ મોરાર ॥ ૧ ॥

શીલ સ તોષી નિર્મલા રમતા આશ નિરાશ
પોચ્યા પદ નિરવાણમા જગથી ફીરે ઉદાસ ॥ ૨ ॥
ભલીરે બજાવી બ દગી પાળી પુરણ ટેક
આયા સદગુરૂ દેવની અખ ડ ઊપાસના એક ॥ ૩ ॥
ગુરૂ ભાઈ ગ ભીર અની ગુરૂ ભક્તા ગુણવ ત
પ્રેમ નીતની વાતમા સમજે વીરલા સ ત ॥ ૪ ॥
અ તર દષ્ટી અનુભવી ઇ દ્રજીત અતિત
અહોનિશ સદગુરૂ શબ્દમા પુરણ છે પ્રતીત ॥ ૫ ॥
ઓચી તાના ઉડીયા પોચ્યા પુરવ ધામ
સદગુરૂ સાથે લઇ કરી નિશ્ચન રાખ્યુ નામ ॥ ૬ ॥
કાળ નદીના પુરમા મુ જને મુકયો વીર
કમર બાધી કારમી ધારણ ધરી નહી ધીર ॥ ૭ ॥
તરત તેડવા આવજો વાનપના વિશ્રામ
વચન વિચારો આપણા જન્મ સ ઘાથી નામ ॥ ૮ ॥
કાળજુ કોરુ માહી થી વાગ્યા નેહના બાણ
નેણે ઝરશે નીર બહુ એ સમજો એધાણ ॥ ૯ ॥
વહેલા વારે આવજો પ્રીતમ જાણી પ્રાત
કર ઝાલીને કાઢજો રાખો આપણી રીત ॥ ૧૦ ॥
કેને કહીને દાખવુ વાલપણાની વાત
નેહની થાય વેદના રાત દીવસ પ્રભાત ॥ ૧૧ ॥
સ ગ તણા ગુણ સાભરે મળવા કલ્પે મન
આરત ઊરમા અતી ઘણી જીવન મારૂ ધન ॥ ૧૨ ॥
મણી સરપને સ ગ જેમ હાલર લકડી હાથ
એવુ મુજને માનજો સજન તણો સાથ ॥ ૧૩ ॥
સતવાદી શુરા ખરા સમજુ સાચા મેણ
સદગુરૂ શબ્દ વિચારમા પુરાછો પ્રવીણ ॥ ૧૪ ॥
ભાઈ તમને ભેટવા નિરખી ઠારૂ નેણ
રાત દીવસ નહી વીસરે વાલપ તારા વેણ ॥ ૧૫ ॥
દીવસ નીતાવુ ડોલતા રોતા કાઢુ રાત
નેહ નિભાવ્યો નિર્મળો જીવન જનમ સ ગાથ ॥ ૧૬ ॥

ભાવી સઉને ભુલવે ભાવી મીટે નહી ભાઇ
આખર વખતે આપણી તોડી સરવે સગાઈ ॥ ૧૭ ॥
મોરાર આવી મન વસો ટાઢો દુખને દુર
ચરણદાસ ચીત ચરણમા રાખો આપ હજુર ॥ ૧૮ ॥

——— — ———

રે સતગુરૂજી તુમહો તારણ હાર, અપનો બીરદ સભાળરે ॥ ટેક ॥
જલ થલ નભ ઓર ઊચ નીચ કુન ધરન ધર્યો મે અવતાર
ભવ સાગરમે ધ્રુમત ની- તર પાયો નહિ મે પારરે ॥ અપનો ॥ ૧ ॥
અબતો આયો શરણ તેહારી, લીજે શામ સુધાર
સેવા સુમરણ કછુ ન કીનો, જાણ્યુ ન જ્ઞાન વિચાર રે ॥ અપનો ॥ ૨ ॥
તુમહો સ્વામી અધમ ઓધારણ કહત વેદ પુકાર
ચરણદાસકુ ચરણે રાખો, શ્રી ગુરુ દેવ મોરારરે ॥ અપનો ॥ ૩ ॥

——— — ———

અબતો મળે એેમે સ ત સુજાણ સુજાણ ॥ અબતો ॥ ટેક ॥
શીલ સ તોષ ક્ષમા સુખ સાગર, ઓર આતમકો જ્ઞાન
સુખ દુખ રહિત સદા સમ દ્દષ્ટિ, નહિ તનકો અભીમાન માન ॥ અબતો ॥૧॥
ક્રદાતીત દ્વૈત નહિ જાકુ અહોનીશ અ તર ધ્યાન
સાક્ષી હોઈ સબ જગ વિચરત, જેમે શશી અરૂભાન ભાન ॥ અબતો ॥૨॥
નિર્ગુણ સીરગુણ જ્ઞાન અજ્ઞાન સ ગ્રહ ત્યાગ સમાન
મુક્તિ બ ધન માન અપમાના જાકુ લાભ ન હાન હાન ॥ અબતો ॥૩॥
મ હા વાકયકો અર્થ યથારથ પાયો પ્રબલ પ્રમાન
જીવ ઈશકો સાર ભુતજે, સો લીનો પહિચાન ચાન ॥ અબતો ॥૪॥
પરમ હ સ પરિ પૂરણ અનુભવ, નિશ્ચળ સ્થીત નિર્વાણ
જાકો સ ગ કરત એક છીનમે, હોતહે મોટ કલ્યાણ કલ્યાણ ॥ અબતો ॥૫॥
મોરાર સદગુરૂ મનકા મેરમ સેહજ બતાઈ સાન
ચરણદાસ મન શાત ભયો અબ, દીનો અનભે દાન દાન ॥ અબતો ॥૬॥

———:—:———

અબતો મનવા મેરા કરો સાધકો સ ગ સ ગ ॥ અબતો ॥ ટેક ॥
પવન કુમાર ચલે અતી આતુર, લગી અગ્ની જબ અ ગ
પરઘાત પુરન રાત ભરો ઉર શીતલ સીધુ તરગ ગ ગ ॥ અબતો ॥૧॥
ત્રીવીધ તાપ બુઝાવન કારણ જ્ઞાન ગુરૂકો ગ ગ
ઓર ઉપાધ છોડદે ઉરતે તાકો ધરો ઊમ ગ ઉમ ગ ॥ અમતો ॥૨॥
પારસ પરસત લોહ ધાતકુ ક ચન કરત ઉત ગ
ચ દન બાસ લગત ઓર બનકુ, હોત સુરભી સરવ ગ અ ગ॥અબતો ॥૩॥
જૈસે ભમરી ઉલટ પનટકે, કરત કીટતે બ્ર ગ
તેસે સાધુ કરત જીવતે પુરણ બ્રહ્મ અભ ગ અભ ગ ॥ અબતો ॥ ૪ ॥
અહ કાર વિખ પુરન કરકે યહ મન બડો પન ગ
મહુતમ ત્ર મહાવાચક તાસુ, હોત અભાવ અન ગ અન ગ ॥ અબતો ॥૫॥
મોરાર સદગુર સબ ઘટ વ્યાપક, ભીતર બાર અસ ગ
ચરણદાસતા સ ગત રતે, દીન દીન બાઢત ર ગ ર ગ ॥ અબતો ॥ ૬ ॥

---

અબતો મનવા મેરા અપની આદ વિચાર વિચાર ॥ અબતો ॥ ટેક ॥
ચાર ખાણુ ચોર્યાશી માહી ભટક્ત વાર વાર
સ્થાવર જ ગમ જીવ ચરાચર તે લીનો અવતાર તાર ॥ અબતો ॥ ૧ ॥
બડે બડે જોગી સીધ્ધ સાધ, સાધન કરત અપાર
તેરી આગે જોર ન ચાને પાવત નાહી પાર પાર ॥ અબતો ॥ ૨ ॥
સબ કોઈ અપનો રાહ બખાને અ ધ કરત અહ કાર
અગ્નિ વિના જડ દેત આહુતી મે નિશ્ચે નિરધાર ધાર ॥ અમતો ॥૩ ॥
જબ લગ અપની આદ ન જાણે તબલગ ફીરે ગમાર
ઓર ઉપાય અનેક કહે તબ, નહિ છુટે સ સાર સાર ॥ અબતો ॥ ૪ ॥
અષ્ટાદસ નવ ચતુર ચૌદ ખટ, તેરોહી કરત ઉચાર
તાડ અવિદ્યા પિ જર પલમે અપનો આપ સ ભાર ભાર ॥ અબતો ॥ ૫ ॥
બાહેર ભી તર ચૌદ લોકમે, તેરો સબ વિસ્તાર
જંતુ માટીકા કોટ બનાયા, માટી અ તર બહાર બહાર ॥ અબતો ॥ ૬ ॥
મોરાર સદગુરૂ મન । મેરમ, ભવજન તારણહાર
ચરણદાસકુ ચરણે લીજે, જીવન જગદાધાર ધાર ॥ અબતો ॥ ૭ ॥

---

અબતો મનવા મેરા ખસો સુરસરીકે તીર તીર ॥ અબતો ॥ ટેક ॥
સાધુ સુરસરી જામાંહી ઉત્તમ અનુભવ નીર
તામે નિશદીન નાવો મનવા, શીતળ હોત શરીર શરીર ॥ અબતો ॥ ૧ ॥
જ્ઞાન વિચાર સ તોપહી ત્રીવિધ, શીતળ વહત સમીર
અવિદ્યા અગન બુઝાવત અંતર, પાવત સુખકી સીર સીર ॥ અબતો ॥ ૨ ॥
હંસ મુમુક્ષુ સદા રહતહે, તા દેખત બડે ગંભીર
ભીન્ન અનાતમ કરકે પાણી, પીવત આતમ ખીર ખીર ॥ અબતો ॥ ૩ ॥
એહી ગ ગાકુ કોઈક પરસત ધર્મ ધુર ધર ધીર
પામર પ્રાણી નીકટ ન આવત, અધમ ભાગ અધીર અધીર ॥ અબતો ॥૪॥
મોરાર સદગુરૂ સમરથ મેરા, જ્યુ પ્રગટે રઘુવીર
ચરણદાસ જન અપનો જાણી, મેટી મનકી પીર પીર ॥ અબતો ॥ ૫ ॥

———:—:———

અબતો મનવા મેરા વૃથા જાત સબ સ્વાસ સ્વાસ ॥ અબતો ॥ ટેક ॥
ચિતવત નાહિ હરી ચરણકુ પરત કાલકી પાસ
સુપન સમાન સબે જગ જાની, હોવત નાહી નીરાસ નીરાસ ॥ અબતો॥૧॥
ઘડી પોર પુની દીવસ સતંતર, ગએ ગનત સબમાસ
આયુષ હે અંજલીકો પાણી, છીન છીન પાવત નાશ નાશ ॥ અબતો ॥૨॥
ઉતમ કામ કરનકો અબલગ પાયો નહિ અવકાશ
અધમ કામમા અવધ ગઇ સબ, આયો નહિ ઉર ત્રાસ ત્રાસ ॥અબતો॥૩॥
નાન દ્રષ્ટી કરી લખો હરીકુ, જ્યું છુટે ભવ પાસ
અંતર મુખ હોઈ આપ વિચારો, તજો જગતકી આશ આશ ॥અબતો॥૪॥
બ્રહ્મ સમાન સબે ઘટ પુરન જયું વ્યાપક આકાશ
પુરણ વસ્તુ પરસત નાહી, પાસર મરત પ્યાસ પ્યાસ ॥ અબતો ॥ ૫ ॥
કસ્તુરી હે નાભ કમલમે, મૃગ ઢુંઢત હે ઘાસ
અપને અંતર જાનત નાહી, બન બન ફીરે ઉદાસ ઉદાસ ॥ અબતો ॥ ૬ ॥
સાધુ સંગ સદા સતશાસ્ત્ર તાકો કર અભ્યાસ
શ્રવણ મનન ઓર નિદીધ્યાસન, હોત હે જ્ઞાન પ્રકાશ પ્રકાશ ॥અબતો॥૭॥
મોરાર સદગુરૂ મનકા સાક્ષી પુરણ પદ અવિનાશ
ચરણદાસ તા ચરણ કમલમે, નિશ્ચલ કરો નિવાસ નિવાસ ॥અબતો॥૮॥

———:—:———

અમતો મનવા મેરા નિર્મલ નામ સભાર ગ ભાગ ॥ અમતો॥ ટેક ॥
તેરે શીરપર કાન ફરત હે લેગો સાંજ સવાર
તાતે ભજને નામ નિર તર પરેન જમકી માર માર ॥ અમતો ॥ ૧ ॥
ગજ ગુનીકા ઓર ગીધ અજામીન, પાપી અધમ અપાર
નામ નાવપર નિશ્ચય બેઠે, એજ ભયે ભવપાર
બાહેર આઈ અકન ગુમાઈ સોતો પાવ પસાર પસાર ॥ અમતો ॥ ૨ ॥
નારદ શારદ શુક સનકાદીક, હનુમાન શીરદાર
ધ્રુવ અ બરીશ પ્રહલાદ વિભીષણ સબકો નામ આધાર આધાર ॥અમતો ૩॥
હિંદુ તુરક દો હે હરકે વાંસે ફેર નહાર
ઉતમ મધ્ય નહિ હે તાકુ કોણ પુરૂષ કોણ નાર નાર ॥ અમતો ॥ ૫ ॥
હરિ ચરનમે ચિત હે જાકો સો ઊત્તમ અવતાર
ભક્તિ ભાવ ઉર લેશ ન જાકે ઓહી જાત ચમાર ચમાર ॥ અમતો ॥ ૬ ॥
રામ ભરૂસો રાખી રૂદે ભજન કરો એક તાર
પાયો મનુષા દેહ અનુપમ નાવે વાર વાર વાર ॥ અમતો ॥ ॥
મોરાર સદગુરૂ મનમ મેરામ પુરણ ભજન ભડાર
ચરણદાસ તો ચરણ કમલ પર, બેર બેર બલીહાર બલીહાર ॥ અમતો ॥૮॥

---

અબતો મનવા મેરા ચ ચલતા ને ત્યાગ ત્યાગ ॥ અમતો ॥ ટેક ॥
પાયો ઉત્તમ દેહ અમુલખ પ્રગટે પુરન ભાગ
બેર બેર સબ સત પુકારે, મોહ નિંદ્રાસે જાગ જાગ ॥ અબતા ॥ ૧ ॥
નિશદીન તેરે ઉરમે મુરખ જરત તૃષ્ણા આગ
બ્રહ્મ સી ઘ્રુમે પેઠત નાહી તાતે બડે અભાગ અભાગ ॥ અમતો ॥ ૨ ॥
સભી તીરથમે ઉત્તમ જેસે, તિર્થ રાજ પ્રયાગ
તેસે સાધુ સ ગત જગમે તાસુ ઉર અનુરાગ અનુરાગ ॥ અબતો ॥ ૩ ॥
શાંત સ્વભાવ સદા ઘટ ભિતર દ્દઢ નિશ્ચય વૈરાગ
સદગુરૂ સેવા સદા સ્વતંત્ર, સાચો સોહી સુહાગ સુહાગ ॥ અબતો ॥ ૪ ॥
મોરાર સદગુરૂ સમરથ આયા તાકે ચરણે લાગ
ચરણદાસ ઓર ત્યાગ કલ્પના સદા અનન્ય વર માગ માગ ॥ અમતો ॥૫॥

---

અબતો મનવા મેરા કર સદગુરૂ સું હેત હેત ॥ અબતો ॥ ટેક ॥
બાલ જોબન સબ ગીયો વીવાઈ કેશ ભયે સબ શ્વેત
શ્રુતી સ્મૃતિ સદા પુકારે, ચતુર હોય કે ચેત ચેત ॥ અબતો ॥ ૧ ॥
જુઠી સબે જગતકી બાજી જ્યું બાજીગર ખેત
નાના વિધકી વસ્તુ દીખાવત, અંતે રેતકી રેત રેત ॥ અબતો ॥ ૨ ॥
બ્રહ્મ વેતાકી સંગત કીજે મન વાછીત ફલદેત
અનુભવ અમૃત પાવે પુરણ ત્રિવિધ તાપ હર લેત લેત ॥ અબતો ॥ ૩ ॥
જબ લગ અપનો અનુભવ નાહી તબલગ ફીરત અચેત
બીનુ પકાશ તીમીર નહિ નાસે, યહ ઇશ્વરકી નેત નેત ॥ અબતો ॥૪॥
મોરાર સદગુરૂ સમરથ સાચા, સાક્ષી શુધ્ધ સચેત
ચરણદાસ તા ચરણે દીજે, તન મન પ્રાણ સમેત સમેત ॥ અબતો ॥ ૫ ॥

———:—:———

બલીહારીરે જાઉં બલીહારી, સદગુરૂજીના નામ પર જાઉં બલીહારી ॥ટેક॥
નામ નિરંતર લેતા જેનુ ભાગ્યો જનમ નો ભે ભારી ॥ સદગુરૂજીના ॥૧॥
કાલ કરમની ચોટ ન લાગે ચરણ કમલમે ચીત ધારી ,, ॥ ૨ ॥
પુરવ જનમના બહુ પુણ્ય પ્રગટયા, મુક્ત દ્વારની ખોલી બારી ,, ॥ ૩ ॥
ભવ સાગરને મધ્યે આવી, બુડતા ઝાલી જેણે બાંય મારી ,, ॥ ૪ ॥
મોરાર સરીખા સદગુરુ સેવો, ચરણદાસ લીયે સેજ તારી ,, ॥ ૫ ॥

———:—:———

મન મોહ્યું રે મારૂં મન મોહ્યું સદગુરૂજીના શબ્દ સુણીને
મન મોહ્યું ॥ ટેક ॥
દર્શન કરતા દુરીત ભાગે રે આવાગમનનું દુખ ખોયું રે ॥ સદગુરૂજીના ॥૧॥
સીત પ્રસાદી સંત ચરણ રજ, ચરણામૃતસુ મલ ધોયું રે ,, ॥ ૨ ॥
ઊંઘ આળસમાં બહુ દીન વીત્યા, જાગીને હવે ઘટમાં જોયું રે ,, ॥ ૩ ॥
ધન ધન સ્વમિ ચરણ તુમારી, મહા વાયક ઉર બીજ બોયું રે ,, ॥ ૪ ॥
મોરાર ગુરૂના ચરણ કમલમાં, ચરણદાસનું ચિત પ્રોયું રે ,, ॥ ૫ ॥

———:—:———

ફેર માળા મન ફેર માળા, મુઢ મતિ મન ફેર માળા ॥ ટેક ॥
નેણુને નાસીકા ગશુત્રાને લાગ્યા, કેશ રહ્યા કોઈ નહિ કાળારે ॥મુઢ ॥ ૧ ॥
ખેલ ખુશીમા સહુ દીન ખોયા, આગળ છે દુખના દહાડારે ॥ મુઢ ॥ ૨ ॥
રાત દીવસ વીર શત્રૂ તાકે છે, ધર્મ રાયના ફરે પાગારે ॥ મુઢ ॥ ૩ ॥
સ્વામો સ્વાસે સુમીરણુ કરતા, અતગ્ના ઊઘડે તાળારે ॥ મુઢ ॥ ૪ ॥
મોરાર સરખા સદગુરૂ મળીયા, ચરણુદાસ હવે મેલ ચાળારે ॥ મુઢ ॥ ૫ ॥

———:—:———

નહી મેલુ હવે નહિ મેલુ, સદગુરૂજીના ચરણુ કમળ હવે નહી મેલુ ॥ટેક॥
લક્ષ ચોર્યાસી ફેરા ફેરી આવ્યો, આ અવસર
મુને મળીયો છે છેલોરે ॥ સદગુરૂજીના ॥ ૧ ॥
ભુત પ્રેત દેવી દેવતા પુજતા, પુરણુ દુખડુ પામ્યો પેલોરે ,, ॥ ૨ ॥
મેરૂ સરીખા મારા દુખડા મેટયા, સુખ સાગરમા સેજે ખેલુરે,, ॥ ૩ ॥
જ્ઞાન ખડગ લઇ બધન કાપ્યારે, કરમ ભરમનુ કાઢયુ ત્રેલુરે,, ॥ ૪ ॥
મોરાર સદગુરૂ મેરામ મળીઆ, ચરણુદાસ હવે તરવુ સહેલુરે ,, ॥ ૫ ॥

———:—·———

શુ દાખુરે મુખ શુ દાખું, સદગુરૂજીના સુખડા કહી મુખ શુ દાખુ ॥ ટેક ॥
જે સુખની કોઇ ઉપમા નાવે
રાત દીવસ એવો રસ ચાખુરે ॥ સદગુરૂજીના ॥ ૧ ॥
ભોચર ટાળીને ખેચર કરતા, જ્ઞાન વૈરાગ દઈ મે આખ્યુરે ,, ॥ ૨ ॥
પ્રાણુપતી મારા પડળ ઉતાર્યા, અજન આજી
કરી શુધ્ધ આપ્યુ રે ,, ॥ ૩ ॥
આતમ અનુભવ અચળ દટાવ્યો શ્રુતી સ્મૃતી બહુ લાવીરે ,, ॥ ૪ ॥
મોરાર સદગુરૂ મેરામ મળીઆ, ચરણુદાસ સોઇ ચિત રાખ્યુ રે ,, ॥ ૫ ॥

———·—:———

લે લાગીરે જેને લે લાગી, સદ્ગુરૂજીના ચરણ
કમલમાં જેને લે લાગી ॥ ટેક ॥
શુર સતીના પગ નહિ પાછા, કાયા
માયા જેણે મનથી ત્યાગી ॥ સદ્ગુરૂજીના ॥ ૧ ॥
મીન ઉદકની સંગત મેલી, એક ઘડી નહી રહે આધીરે ,, ॥ ૨ ॥
ચંદ ચકોર જેમ દ્રષ્ટી ન ચૂકે અંગ્ર અહારનો અનુરાગીરે ,, ॥ ૩ ॥
ભૂપ ભરથરી ગોપીચંદા, રાજ તજીને જેણે ભીક્ષા માગીરે ,, ॥ ૪ ॥
એહના વીંધાણા ઘાયલ ઘુમે, મોહ નિંદ્રામાં જેણે જોયું જાગીરે,, ॥ ૫ ॥
મોરાર સદ્ગુરૂ મેરામ મળીયા ચરણદાસ મન ભ્રાત ભાંગી ,, ॥ ૬ ॥

———:—:———

રસ પીધોરે જેણે મહારસ પીધો, મરજીવા
થઇને જેણે મહારસ પીધો ॥ ટેક ॥
શબ્દ સારડી સુરતે ખેંચી મન મોતીડાને જેણે વીંધ્યુરે ॥ મરજીવા ॥ ૧ ॥
અજર પીયાલા પી મત વાળા, તન મન ધન જેણે ગુરૂને દીધુ રે ,, ॥ ૨ ॥
જપ તપ સંજમ તીર્થ વૃતાદીક, સંત સેવ્યા તેણે સર્વે કીધુંરે ,, ॥ ૩ ॥
જ્ઞાનામૃત રસ પીજો માનવી, રામ ભજ્યાનો એ મારગ સીધોરે ,, ॥ ૪ ॥
મોરાર સદ્ગુરૂ મેરામ મળીઆ, ચરણદાસને ચરણે લીધોરે ,, ॥ ૫ ॥

———:—:———

કેમ તરસોરે તમે કેમ તરસો, આ ભવસાગરને તમે કેમ તરસો ॥ ટેક ॥
લોભ કુટુંબનો ભાર ઉપાડી, બુધ્ધી હીણ માંહી બુડી મરશોરે
॥ આ ભવસાગરને ॥ ૧ ॥
મારૂં મારૂં કરી મનમાં ફુલ્યાં, નર્ક ખાણ જઈ નિશ્ચે ભરસોરે
॥ આ ભવસાગરને ॥ ૨ ॥
પરમારથની ખબર ન જાણી, જીવ ચરાચર ગોની ધરશોરે
॥ આ ભવસાગરને ॥ ૩ ॥
રામ ભજન વિના મુક્તિ ન પામે, લક્ષ ચોર્યાંશી ફેરા ફરશોરે
॥ આ ભવસાગરને ॥ ૪ ॥
મોરાર સરખા સદ્ગુરૂ સેવો, ચરણદાસ હરિ ચરણે ઠરસોરે
॥ આ ભવસાગરને ॥ ૫ ॥

નામનીરે નિરગુણુ નામનીરે, રાખો ટેક નીજ નામની ॥ ટેક ॥
માત પીતા સુત સગાંસનેહી, અળગી થાશે અંતે કામનીરે ॥ રાખો ॥ ૧ ॥
સગા કુટુંબ સમ સ્વારથના બેલી, લાલચ્ય મેલો ધન ધામનીરે ॥રાખો । ૨ ॥
બાજીગરની બાજી સરવે આખર કોઇ નહિ કામનીરે ॥ રાખો ॥ ૩ ॥
સ્થાવર જંગમ જગ ઉપજાવે, જોજો રમત એ રામનીરે ॥ રાખો ॥ ૪ ॥
ચરણુદાસ સતગુરૂને સેવો, આયુષ જાય જેમ દામનીરે ॥ રાખો ॥ ૫ ॥

———:—:———

ફુલમાંરે તું ફુલમાંરે, ફોગટ મન તું ફુલમાંરે ॥ ટેક ॥
બહુ દુખ પામી બાહેર આવ્યોજે, નર્ક ખાણુ હવે ઝુલમાંરે ॥ ફોગટ ॥ ૧ ॥
મનખા જનમ ધરી શું નર ખાટશો, મુંડી ખોઇ તે મુલમાંરે ॥ ફોગટ ॥ ૨ ॥
રતન પદારથ હારી બેઠો, ડહાપણુ ગયું તારૂં ચુલમાંરે ॥ ફોગટ ॥ ૩ ॥
દુર્લભ દાવ તે ફરી નહી આવેરે, રામ વીના બીજું બોલમારે ॥ફોગટ॥૪॥
મોરાર સદગુરૂ મેરામ મળીઆ, ચરણુદાસ હવે ભુલમાં રે ॥ ફોગટ ॥ ૫ ॥

———:—:———

નરદાવેરે રહેવું નરદાવે, મમતા મેલીને રહેવું નરદાવે ॥ ટેક ॥
દાવો કરતા ડુબી જાશો, શ્રુતી સ્મૃતી સંત ગાવેરે ॥ મમતા ॥ ૧ ॥
મારૂં તારૂં મેલો મનથી, ભક્ત વત્સલ ને મન ભાવે ॥ મમતા ॥ ૨ ॥
આજકે કાલમાં ઉઠી જાવું અન્ન મેલી ભીખ શીદ પાવેરે ॥ મમતા ॥ ૩ ॥
જુગ જીવનને જાણો જગમાં, આ અવસરનો ફેરો ફાવે ॥ મમતા ॥ ૪ ॥
આશ નિરાશથી જે અળગા ખેલે, જીવન મુક્ત જન તે કહાવે॥ મમતા ॥ ૫ ॥
મોરાર સરખા સદગુરૂ મળીયા, ચરણુદાસ બીજું ચિત નાવે ॥ મમતા ૬॥

———:—:———

હવેતું રામજી ભજીવે પ્રાણીરે, મેલો કુટુંબની કહાણી ॥ હવે ॥ ટેક ॥
કાલ સીચાણો સીરપર તાકે, જીવડા લેતું જાણી ॥ હવે ॥ ૧ ॥
ઓચીંતાનો લેશે આવી, પીવા નહીદે પાણી ॥ હવે ॥ ૨ ॥
ભવસાગરનો અંત ન આવે, ફરતા ચારે ખાણી ॥ હવે ॥ ૩ ॥

જોબન તારૂ જાતુ રહેશે, હરિ ભજ્યા વિના હાની ॥ હવે ॥ ૪ ॥
માન મુન ધન કામ ન આવે, લેજ્યે નામ નિશાની ॥ હવે ॥ ૫ ॥
ચરણદાસ સતસગ કરીને, શુધ્ધ વિચારો સત વાણી ॥ હવે ॥ ૬ ॥

---

સદગુરૂ અખડ પુરૂષ અવીનાશી, અખડ ભોમકે વાસીરે ॥ સદગુરૂ ॥ટે૦॥
રીધ સીધ આદી મુક્ત પદારથ ચરણ કમનકી દાસી ॥ સદગુરૂ ॥ ૧ ॥
ઉતમ મધ્યમ નહિરે જાકુ કહા મગહર કહા કાશી ॥ સદગુરૂ ॥ ૨ ॥
સસ તે આનદ રૂપ નિહારે પુરણ પરમ પ્રકાશી ॥ સદગુરૂ ॥ ૩ ॥
કારણ સુક્ષમ સ્થુલ સગાથશે, આપા રહિત ઉદાસી ॥ સદગુરૂ ॥ ૪ ॥
સ્થાવર જગન જન થલ માહી, આપહી આપ વીલાસી॥ સદગુરૂ ॥ ૫ ॥
મોરાર સદગુરૂ મનકા મેરમ, ચરણદાસ સુખરાસી ॥ સદગુરૂ ॥ ૬ ॥

---

ધન ધન સાધુરે સુરમાજી, જેને લગ્યા પ્રેમના બાણુરે લો
સામા ઝુઝે સાચમા, પ્રેમે વિધાણા પ્રાણુરે લો ॥ ટે૦ ॥
ગોળી લાગી જેને જ્ઞાનનીજી, માર્યા મન નિશાનરે લો ॥ ૧ ॥
માતા રાતા નામસે, પોચ્યા પદ નિર્વાણુરે લો
આપ ઉદાસી ઉન્મુની, જેની ચુકી ગઇ ચારે ખાણુરે લો ॥ ૨ ॥
સનમુખ ઝાલે ગુરૂ શબ્દમાજી, એછે પોચ્યાના પરમાણુરે લો
આસન ચોરે કે ચોવટે કે દેવકે મસાણુરે લો ॥ ૩ ॥
હદ છોડી બેહદ ગયાજી, મેટી મનની તાણુરે લો
મરજીવા મોજુ કરેજી, સાચા સત સુજાણુરે લો ॥ ૪ ॥
મોરાર સદગુરૂ મળીયાજી, જેને વદે શ્રુતી પુરાણુરે લો
ચરણદાસ ચિતચેતીલે, ભીતર પ્રગટયા ભાણુરે લો ॥ ૫ ॥

---

## આનંદ રામજીના પદો રાગ જંગલો

અબતો મનવા મેરા કરીલે શુધ્ધ વીચાર વીચાર ॥ અબતો ॥ ટેક ॥
પરમાતમ પદ પુરણ સબહી, નહિ પાર નહિ વાર
સ્થાવર જંગમ લોક આદદે, નામ રૂપ આધાર આધાર ॥ અબતો ॥ ૧ ॥
વેદ સ્મૃતિ સદા પોકારે વિશ્વરૂપ કિરતાર
સમ સંતોષ વિચાર સુધા સંગ, એહી મોક્ષકો દ્વાર દ્વાર ॥ અબતો ॥ ૨ ॥
વિવેક અરૂ વૈરાગ ખટ સંપતી, મુમુક્ષુતા ઉરધાર
તત્પદ ત્વંપદ કરો વિવેચન, લક્ષાર્થ નિહાર નિહાર ॥ અબતો ॥ ૩ ॥
શ્રવણ મનન અરૂ નિદીધ્યાસન હોવત સાક્ષાતકાર
તિમીરનાશ ભયો તતકાલહી, સુરજકો ઉજીયાર ઉજીયાર ॥ અબતો ॥ ૪ ॥
સોહં સદગુરૂ જ્ઞાન બતાયા, મહાવાયક અનુસાર
આનંદરામ સદગુરૂકે ચરણે બાંહ્ય ગ્રહી લીયો તાર તાર ॥ અબતો ॥ ૫ ॥

——:—:——

### રાગ કાનરો

સત ચિદ આનંદ મેરા રેહો, સદગુરૂ સતચિત આનંદ સેન ॥ ટેક ॥
આદ અંત મધ્ય આપ બિરાજે, ઘાટ અઘાટ સબે નેન ॥ ૧ ॥
નામરૂપ સબ કલ્પીત જાણો, અસ્તિ ભાંતી પ્યાર ॥ ૨ ॥
મન બુધ્ધિ ચિત ઓર અહંકારહી નહિ કોઈ વાકીકા રેન ॥ ૩ ॥
પરા પસ્યંતિ મધ્યમા વૈખરી, તાસે રહેત હેનેરા ॥ ૪ ॥
શ્રતિ સ્મૃતિ વેદ સબે મિલ, નેતિ નેત કર રેન ॥ ૫ ॥
આનંદરામ સદગુરૂકે ચરણે, બલ જાઉ વેર વેર ॥ ૬ ॥

——:—:——

રે સદગુરૂ તુમવગ મેરી દોર, અવર ન [illegible] ॥ રે સદગુરૂ ॥ ટેક ॥
માત પીતા સબહી તુમહો મેરે, તુમ બીન [illegible] ॥ ૧ ॥
તુમ હો પ્રીત પ્રાન પ્યારે તુમહો [illegible] ॥ ૨ ॥
તીરથ વ્રત ઓર સંજમ, તુમહો [illegible] ॥ ૩ ॥
કામ ક્રોધ લોભ અરૂ મમતા, [illegible] ॥ ૪ ॥
આનંદરામ સદગુરૂકે બલસું, [illegible] ॥ ૫ ॥

——:—:——

પુરણ બ્રહ્મ પાર પરમાતમ, હે સદગુરૂ મેરા જ્ઞાની ॥ ટેક ॥
સેજ સમાધીમેં રહે આનીશ, ભેદ ભ્રમણા સબે ભાગી
સન્તની વીનતીસુ ગત ભેદ વિન શબ્દાતીત તિરવાણી ॥ ૧ ॥
તીન અવસ્થાકા સાક્ષી શુધ્ધ તુર્યાતીત કહાની
બ્રહ્મ વિદેહ બ્રહ્મ સ્વરૂપને, વેદ વાચક તે કેરાની ॥ ૨ ॥
જ્ઞાનીકું દેહુ જો દેખત મુદમતિ તે અજ્ઞાની
વિદેહ રહે સદાય વસ્તુગત જાનત હે કોઈ જ્ઞાની ॥ ૩ ॥
અખંડ એક રસ અવયવ નાહી, વ્યોમ દષ્ટાંતે પહિચાની
આનંદ રામ અમ આનંદ કારી, મોઈ ગુરૂ અનુભવદાની ॥ ૪ ॥

———:—:———

## મોરાર સાહેબના શિષ્ય ખત્રી જીવા ભગત ટંકારાવાળાની વાણી

### ઉમાવો-રાગવાણી સિંધુની છાયા

———:—:———

મહાવરતીના મોટા મુનીવરા, પુરૂષ અલંગી મોરાર
જેણે દીલ દીપક પ્રગટ કર્યા, પાયા આતમા દીદાર ॥ ટેક ॥
ભાણ વંસમાં ભજનાનંદી મણી રૂપે મોરાર
નવે ખંડે વાસના ફોરી રહી જસ ત્રીલોક મોરાર ॥ ૧ ॥
અર્ધ નામની ઉપાસના ધ્યાન અખંડા ધાર
સ્વે સરૂપથી સુરતી મલી, નીરખ્યા દીન દયાળ ॥ ૨ ॥
અનહદ વાજાં રે ઉઘડયાં રોમે રોમે રરંકાર
સુરતી શબ્દમાં મીલ રહી, પીધી બ્રહ્મ અમૃત ધાર ॥ ૩ ॥
રવિ ગુરૂસું રસ રૂપ થઇ લીધા વસ્તુના વિચાર
કોટી સુરજ કોટી ચંદ્રમાં ઝલકીયા ગગન મોઝાર ॥ ૪ ॥
આઠો પહોર એને અનુભવે, રીયા ઉમર લગે એ આધાર
ભજતાં પુરણ બ્રહ્મ આપે થયા, વરત્યા સચરાચાર ॥ ૫ ॥
અધમ જીવકે ઓધારીયાં, કરી સેવકારી સાર
એવા અદલ ધર્મ ચલાવીયા, પાળ્યો ગુરૂ અંગીકાર ॥ ૬ ॥

ભજનાનંદી ભરપુર રહે, રહેવે દેહથી ન્યાર
વપુ રાખ્યુ એક વર્ષ લગી, સૌ કોઇ જાણે નરને નાર ॥ ૭ ॥
વરતી પુગી ગોરા પાસમે, કર્યો સમાધિકો ઉચ્ચાર
સર્વે સ તોને સદગુરૂ સાહેબ કરી, સમાણા સાહેબ મોરાર ॥ ૮ ॥
સેવક જીવેરે વિનવે, રાખજો ગુરૂ ચર્ણે આધાર
દુર્લભ દાસની એ વિનતી, વસમાએ વેળી કરજો વાર ॥ ૯ ॥

———:—:———

આવા મોરારે મહાવ્રત સાંધીયાં પોસાં પરાને પાર
રવિ ગુરૂ રૂપ સ્વરૂપમા નિરખ્યા નિરારે ધાર ॥ ટેક ॥
ત્રિવેણી નીશાન માંડીયા સુરતી સુનરે મોઝાર
અ ગ મેર પ્રગટ કર્યાં ખેલ્યા ખાંડાની ધાર ॥ ૧ ॥
ભાણુ ઉજાગર ભેટીયા રવિગુરૂ રંગ અપાર
મોરાર મેગ પુરણુ ભઇ સ્પર્યાં દીન દયાળ ॥ ૨ ॥
ઝળ મળ જ્યોતુ ઝળ હળે દેખ્યા તેજ અપાર
બાહેર ભીતર ભરપુર રહે મગન ભયે મન ધાર ॥ ૩ ॥
અનહદ વાજે અમર ઝરે સાધી સુષુમના સાર
અધર દરીયા સુભર ભરીયા, નેણુ કમલસું નિહાર ॥ ૪ ॥
સુરતી સેજેરે શુન્યમાં તુરતીરે નીરધાર
વણુ વારે જોતુ જલ હળે આનશ ઝરે દીદાર ॥ ૫ ॥
આઠો પહોર એજ અનુભવમાં વરતી ભઈ બ્રહ્માકાર
બીજ બાળ્યુ વાસના તણુ વર્તાં સચરાચાર ॥ ૬ ॥
અખ ડ આન દ વરતાઈ રહ્યો પુરૂષ અનંગી ઉદાર
જે કોઇ આ ચરણુ ગ્રહે, કરે જોની જનમથી પાર ॥ ૭ ॥
પુરૂપ પોતાને દેશ વળ્યા તત્પર થયા તૈયાર
સમાધ ગળાવી સતગુરૂ સન્મુખે, બીરાજ્યા સાહેબ મોરાર ॥ ૮ ॥
બાર પંથ ખટ દર્શનનો મહીમા વધાર્યો અપાર
સેવક જીવેરે વિનવે, રાખો ગુરૂ ચરણુને આધાર ॥ ૯

———:—:———

## આરતી

આરતી કરૂં મારા સદગુરૂ મોરાર, વરતી બ્રહ્માકાર
તરણ તારણહાર, અધમના આધાર, મોરાર ગુરૂની આરતી ॥ ટેક ॥
ભાણ પ્રેમ રવિરામ ગુરૂરે, ત્રીકમ ગંગ મોરાર
અલંગી સાહેબ આપહો, મેતો બ્રહ્મકલ અવતાર ॥ મોરાર ॥ ૧ ॥
તમપદ ભર્યું ત્રીવેણીમારે તેનાતે ટાળણહાર
તત્પદમા તતપર રહ્યારે, એવા અસીપદ ઓળખાવણહાર ॥ મોરાર ॥ ૨ ॥
અનેક જીવ ઓધારવાને દેહ ધર્યો દયાળ
જે કોઈ સાચે ચરણ ગ્રહે, તેને નિરખે ક્યાંરે નીહાળ ॥ મોરાર ॥ ૩ ॥
બ્રહ્મચર્ય વ્રત પાળીઆને વરતાવ્યો જે જેકાર
નિહંગ ધર્મ ચલાવીઆરે કોઇ પાળજો છે ગુરૂ અધીકાર ॥ મોરાર ॥ ૪ ॥
સહેજ શુન્યમા સદાય રહેવે નિ ઋયા નિરાધાર
નિરંપદમા નિવાસ છે, એવી સુરતીર મહાલીશાળ ॥ મોરાર ॥ ૫ ॥
સુખમાંહીતો સુમન વરસે, દયાનીધીરે ભંડાર
ચકવે જ્ઞાન ચૌદ લોકમા રે, એમ પોકારે પુરાણ અઢાર ॥ મોરાર ॥ ૬ ॥
શ્રુતી સ્મૃતી શાખ પુરે, ઉપનીશદમાં અંગીકાર
જોગ જોગેશ્વર જાણે નહીરે, મોટા મુનીવર ન પામે પાર ॥ મોરાર ॥૭॥
સુરનર જેના ચરણ સેવે શિવ બ્રહ્મા કરે સતકાર
શેષ સરાહે ગુરના નામનેરે એનો વિષ્ણું શું જાણે વિચાર ॥ મોરાર ॥૮॥
સદગુરૂની શોભા શી વર્ણવું, એનો ક્ષર અક્ષરથી પાર
ત્રીગુણ તુર્યાતીત છેરે, નહિ વાણી તણો વિસ્તાર ॥ મોરાર ॥ ૯ ॥
મે પામર કોણ લેખમારે સમરથ સંભારો અંગીકાર
જીવો વિનવે મોરાર ગુરૂ દેવનેરે રહું છું
ચરણ રજને આધાર ॥ મોરાર ॥ ૧૦ ॥

———:—:———

## અથ શ્રી ભાણ સાહેબની વાણી પ્રારંભ

———:—:———

### રાગ મારવાડી

સદગુરૂ સાહેબ સઈ કર્યા જેને પ્રેમ જ્યોતી પ્રકાશી
અખંડ જાપ આપ્યો આતમરો, કટી કાલકી ફાંસી ॥ સદગુરૂ ॥ ટેક ॥

ગગન ગરજીયા શ્રવણે સુણીયા, મેઘજ બારે માગી
ચમક દામની ચમકન લાગી દેખ્યા એક ઉદાસી ॥ સદગુરૂ ॥ ૧ ॥
ગેબતણા ઘડીયાળાં વાગે દ્વૈત ગીયા દળ નાશી
ઝીણુપણામાં ઝાવર વાગી, ઉદય ભયા અવીનાશી ॥ સદગુરૂ ॥ ૨ ॥
મહી વલોયાં માખન પાયા, ગ્રથ તણી ગમ આસી
ચારસખી મીલ ભયા વલોણા, અમર લોકકા વાસી ॥ સદગુરૂ ॥ ૩ ॥
સપ્ત દ્વીપને સાયર નાહી નહી ધરણુ આકાશી
એક નિરંતર આતમ બોલે, સોવિધી વિરલા પાસી ॥ સદગુરૂ ॥ ૪ ॥
ગેબ નિરંતર ગુરૂ મુખ બોલ્યા, દેખ્યા શ્યામ સુવાસી
સ્વપ્ન ગયાને સાહેબ પાયા, ભાણ ભયા સમાસી ॥ સદગુરૂ ॥ ૫ ॥

———:—:———

સદગુરૂ મળીયા મેજમા જેણે સતનો શબ્દ સુણાયો
ચોર્યાશીનો રાહુ ચુકાવી અખંડ ધામ ઓળખાયો ॥ સદ્ગુરૂ ॥ ટેક ॥
પંથ હતા સો થીયા પરીપુરણ નવધા નામ મિટાયો
દશમ દશા આઇ દીલ બીતર, એકમે અનેક સટાયો ॥ સદગુરૂ ॥ ૧ ॥
અનેક હતા સો અખંડ સમાયો, નહી જાયો નહી આયો
છીકકર કરતાં ગઇ જામીની સોહં સાહેબ પાયો ॥ સદગુરૂ ॥ ૨ ॥
જપ તપ તિરથ જોગ ન ધરતા, સતંગ નેરડો પાયો
ખટ દર્શનમાં ખોજ કરીને, ફરી ફરી ઘેરજ આયો ॥ સદ્ગુરૂ ॥ ૩ ॥
અનંત ક્રોડમાં આગે ઉભા, સમસ્યાએ સાધ કહાયો
નહિ ભાણ્યો હરિ બીતર બેદા, જ્યોતીમેં જ્યોતી મીલાયો ॥ સદગુરૂ ॥ ૪ ॥

———:—:———

સદ્ગુરૂ સાહેબ મોઇ મલ્યા, જેણે અમર નામ ઓળખાયો
ગુરૂ પ્રતાપ સાધુકી સંગત, ભક્તિ પદારથ પાયો ॥ સદગુરૂ ॥ ટેક ॥
કથતાં બકતાં ભયો કીનારો, ઊન્મુનીકે ઘર આયો
નગર લોક સબ નિંદ ચલાયા, જીત નિશાન ઘુરાયો ॥ સદગુરૂ ॥ ૧ ॥
ચાર મલી ચૈતન ઘર આયો પકડ પાંચ બુલાયો
શબ્દ એક ટંકસાળ પડે ત્યાં, નિરભય નામ સુણાયો ॥ સદગુરૂ ॥ ૨ ॥

ઈશ ઉદ્દગુરૂ ધૂમ મચાગે, માહી સમીહે માથે
નદી નાવ સબ નીક ચલી હે, સાયર નિર સમાગે ॥ સદગુરૂ ॥ ૩ ॥
અક્ષર એકસે જુગ ઉપાયા, સેહંનામ સવાગે
અકળ પુરૂષ અવતાર ધરે ત્યાં, ભાણુ દેવ ભેદ પાગે ॥ સદગુરૂ ॥ ૪ ॥

———:—:———

એક નિરંજન નામજ સાથે મન બાંધ્યાંરે મારે
ગુરૂ પ્રતાપ સાધુની સંગત આવ્યો ભવનો આરો ॥ એક નિરંજન ॥ ટેક ॥
કુડે કપટે કાંઈ નવરાચ્યો સતનો મારગ ચાલ્યો
ગુરૂને વચને જ્ઞાન કથીને નીત ગંગામાં નાહ્યો ॥ એક ॥ ૧ ॥
ઘટ પ્રકાશ ગુરૂગમ લાધી ચોરાશીનો છેડો
જે દેવને દુર દેખતા, નજરે ભાળ્યો નેડો ॥ એક ॥ ૨ ॥
અનંત ક્રોડ અવનીમા આતમ જુગતી કરીને જાણ્યો
ભ્રાંતી ભ્રમણા ભવની ભાગી, શીવે જીવ સમાણ્યો ॥ એક ॥ ૩ ॥
જળ ઝાંઝવામાં કોઇ ન ભૂલો, જુઠો જગત સંસારો
ભાણુ કહે ભગવનને ભજીએ, જેનો સકલ ભુવન પસારો ॥ એક ॥ ૪ ॥

———:—:———

હંસો હાલવાને લાગ્યો, કાયાનો ગઢ ભાંગ્યો
તમે પોરા પ્રમાણે જાગો, હંસો હાલવાને લાગ્યો ॥ ટેક ॥
નિત નિત નિદ્રા નવ કરો નયણે, સુતાને સાહેબ આઘો
સુમરણ કરીલો સાચા ધણીનું, તમો મોજ મુક્તા ફળ માંગો ॥ હંસો ॥૧॥
જાગ્યા સોઈ નર સંસારમાં સીધ્યા, જેણે ઉજેડ મેલ્યો આઘો
મારગ ધાયાતે બહોત સુખ પાયા, તેનો જરા મરણ ભે ભાંગ્યો ॥હંસો ॥૨॥
જરા પહોંચી ત્યારે જમડારે આવ્યા, દેહડી તણો દલ ભાંગ્યો
કુડીએ આવી કાયાનો ગઢ ઘેર્યો, ત્યારે અંધો અરજવાને લાગ્યો॥હંસો ૩॥
કુડીછે કાયાને કુડીછે માયા, જુઠો આ જગ જાણો
સાચો નામ સાહેબકો જાણો, જાણે લુહાણો ભાણો ॥ હંસો ॥ ૪ ॥

———:—:———

તમે કુડ કાયાનો કાઢોરે, વીરા આવ્યો અશાઢો
વીખીયાના રૂખ વાઢો ॥ ટેક ॥
અવસર વારો તો કાંઇ નવહારો, તમે કાવર ખેતર મતખેડો વીરા
પાતર જોઇ જોઈ જાતર કીજે
તમે વીખીયા ફળ મત વેડો વીરા ॥ આવ્યો ॥ ૧ ॥
ખોટે મને જેણે ખેડું કીધી, ખરે બપોરે નાસેરે વીરા
આવ્યાં જઇને પાછાં ફરસે, એના કણકવાગે જોશે વીરા ॥ આવ્યો ॥ ૨ ॥
વીગત નવ જાણેને બીજ લઇ વાવે, કાઢી કઢાગે ચાવેરે વીરા
ધાઈ ધુતીને કાંઈક નર લાવે એની આગમ ખાડુંમાં જાવેરે વીરા ॥ ૩ ॥
વાવ્યા તણો જેનર વિચાર જાણે, એતો મુઠ મેસે લઇને ટાણેરે વીરા
ભાણુ ભણેનર નિપજ્યા ભલા, મોડા ભરે લઈ માણેરે વીરા ॥ ૪ ॥

———:—:———

અસુરાને મન દયાઆણો, એમ ભણે લુહાણો ભાણોરે ॥ ટેક ॥
મીરાબાઇને મારવા જેદી, રાણો રાય રીસાણોરે
કંઠડે જાતાં અમૃત કીધા, તેદી વીખનો પ્યાલો પીવાણોરે॥અસુરાને ॥ ૧ ॥
હોલો રાણો હરીને ભજતો, ચ ડાલની નજરે ચઢાણોરે
પારાધીના પગે વસીઅવ ડસીયો, સીર માર્યો સીચાણોરે ॥ અસુરાને ॥ ૨॥
નામા ભગતનું નીગળ કીધું, જેદી છાપરો છવાણોરે
કબીરના માથે કરણા કીધી, મરઘલો છોડાણોરે ॥ અસુરાને ॥ ૩ ॥
ઉ ડા જલમાં જેદી ગજને ગરાયો, તેદી ઝુ ડ થયો જમરાણોરે
વારે ચઢી પ્રભુ વેલા પધાર્યા, આંઇયા આવ્યા નો છે ટાણોરે॥અસુરાને ॥૪॥

———:—:———

મનતું રામ ભજીલે રાણા તારે ગુણ ગોવીંદના ગવાણા ॥ મનતું ॥ ટેક ॥
ખોટી માયાની ખબર ન પડી, પછી ફળ વીના કુટાણા
જુઠી માયાસે ઝગડો માંડયો, બળ કરી બંધાણા ॥ મનતું ॥ ૧ ॥
કુડીયાં તારે કામ ન આવે, ભેળા ન આવે નાણા
હરામની માયા હાલી જાશે, રહેશે દામ દટાણા ॥ મનતું ॥ ૨ ॥
કુણુપ વિના નર કુડા દીસે, ભીતર નહી ભેદાણા
હરિ વિનાના હળવા હીંડે નર ફરે નિમાણા ॥ મનતું ॥ ૩ ॥

સો મો વરસ રહે સીધુમા ભીતર નહી ભીંજાણા
જળનુ તો કાંઇ જોર ન ચાલ્યુ, પનર્યા નહિંએ પાણા ॥ મનતુ ॥ ૪ ॥

તારા હરિચંદ્ર તુહી તુહી જપ્યા, રોહીદાસ ર ધાણા
દીક્ષીત લઇને દાતાર ચાલ્યા, હરિચંદ્ર હાટ વેચાણા ॥ મનતુ ॥ ૫ ॥

રાવણ સરીખા રહ્યા નહીને, ઇંદ્ર જેવા અનપાણા
જરાસંધતો જતા રહ્યાને કૌરવ ખુબ કુટાણા ॥ મનતુ ॥ ૬ ॥

સંચી માયા ભેળી કરીને, નીએ ભરીયા નાણા
મુવા પછી મણીવર થઇ બેઠા, તાપર રાફ઼ ર ધાણા ॥ મનતુ ॥ ૭ ॥

અસંખ્ય તો અવતાર ધર્યાતે ભવો ભવ ભટકાણા
જરા મરણતો જીત્યો નહિ પણ લોભ ન ગયો લુવાણા ॥ મનતુ ॥ ૮ ॥

પળી ફ઼રી પણ વરતી ન ફ઼રી, બોન નહી બદલાણા
જીભી ફ઼રી પણ ચાન ફ઼રી નહી, ભ્રાતી ગઇ નહી ભાણા ॥ મનતુ ॥ ૯ ॥

———— — ————

મનરે વંત ચડીને મ કરો રમાડા, પછી થાશો પાળા ॥ મનરે ॥ ટેક ॥
જનમ દીધો જાદવ મુજને હરિગુણ ગાવા તમારા
ઉદર થકી અવતાર લીધો, ખુધ ન જાણે બાળા ॥ મનરે ॥ ૧ ॥

ચોરટા બેઠા વાસ તમારો ઠામ ઠામ ઘો છો ઠાના
લેકારડા લઇ લઇ જાશે તનડે દેવાસે તાળા ॥ મનરે ॥ ૨ ॥

સમદરીયામા સંખલા ઝાઝા, રતનાગરમા હીરા
કંઇકંઇ વરસે કાચ કથીરા, મેરે સદગુરૂહે પુરાણુ હારા ॥ મનરે ॥ ૩ ॥

ખાતીલા બેઠુ થઇ બેઠા મનમે મધુરી માળા
ધર્મના ધોરી ધર ધરે જોતરીયા, તેને મદેજો તમે ટાગા ॥ મનરે ॥ ૪ ॥

ચડ મેની કોલાભામા વળો, પછે પડતા કરશો પોકારા
ભાણદેવ કહે સુણો મારા ભાઇલા, સમજે સમજણ હારા ॥ મનરે ॥ ૫ ॥

———— — ————

આતમ રામ અળગા નહીરે હુતો બુધ્ધી ન જાણુ બહાળ
દલમાહી બેઠા દેવતારે, દર્શન દેસે દીન દયાળ ॥ ટેક ॥
સતજુગમા સનમુખ હતારે, દર્શન દેતા દેવ
આ જુગમા અ તર રમોરે, સાચા કરે તમારી સેવ ॥ ૧ ॥
ત્રેતામા હરિ ત્યા હતા જાધર આદરભાવ
આવ્યો અભ્યાગત ઓળખીરે જાણે જગતનો પ્રભાવ ॥ ૨ ॥
દ્વાપરમાહી દો દશેરે કરજોડી કીરતાર
પુરાને પરસન હુવારે, દોડયા આવે વરણુ અઢાર ॥ ૩ ॥
કળજુગમા કાયમ ધણીરે દુરમા દેખો દાસ
ભાણુ કહે મન ભેળીએ પ્રગટ ઉભા હરજી પાસ ॥ ૪ ॥

---

સોઇ સાધુ સુરમા જે દીલડાની દુબ્ધા ટાળે
આનસ રહે ધુન લાગી, સત શબ્દ સ ભાળે ॥ ટેક ॥
પ્રેમ સરોવર પેઠકે આગન ઘર બુઝે
ક્ષમા ખલકો પહેરકે, સરવે વિધ સુજે ॥ ૧ ॥
સુરત નાળ સ મ ધ હે ત્રીવેણીએ તાપે
અનહદ વાજા વાગીયા ગુરૂના પ્રતાપે ॥ ૨ ॥
પવન તણા સુખ પરહરો તો સદા સુખ માણો
તાણો વાણો એકેછે જુજવા મત જાણો ॥ ૩ ॥
દનદરીયામા પેખતા સબ દરીયા દેખા
ભાણુ દેવ સદગુર ભેગીયા, સુ પરણ પેખ્યા ॥ ૪ ॥

---

સાભળો સાધુ સઈ કરો સામા સદગુર વારે
અરસ પરસ હોઇ એકમેકને, કદી કાન ન ખાયે ॥ ટેક ॥
નામ રૂપ જખ નરખીયા, અનહદ ઘર આયા
ઇ ગ ના પી ગ ના સુખમના, મેજે સેજ ઘર પાયા ॥ ૧ ॥
ભમર ગુફામે ભારી જળે ભારે દેખ બારી
જુગત જાગીને ત્યા રહે બેઠા આસન વાળી ॥ ૨ ॥

સદગુરૂકેરી સાનમે સમજે કોઇક શુરા
સમજીને જે સહી કરે તે પદ પાવે પુરા ॥ ૩ ॥
અગમ ગત અવિગત કેરી વિધી વિરલે જાણી
જળ તરંગ જળથી ઉપન્યા, જળ માહી સમાણી ॥ ૪ ॥
એક નીરંતર નીરખીયા નહિ કાયા નહિ માયા
ઓચીંતા ભાણદેવ આવ્યાં, ગેબી ગેબ ગુણ ગાયા ॥ ૫ ॥

———:—:———

## આરતી

આરતી અલખ નિરંજન કેરી, દલ દરીયામાં જો જો હેરી
હેતે લેજો હરજીકું ઘેરી ॥ આરતી ॥ ટેક ॥
પેલી આરતી પગથી લાધી, સુરત નુરત સાહેબસે બાંધી ॥ ૧ ॥
દુસરી આરતી દ્વાદશ દેખ્યા, પરંહંસ સપુરણ પેખ્યા ॥ ૨ ॥
તીસરી આરતી તીન ગુણ ત્યાગ્યા, સતશબ્દ સબ ઘટમે જાગ્યા ॥ ૩ ॥
ચોથી આરતી ચીત ભયા ચોખા, ભરમ કરમકા ભાગ્યા ધોખા ॥ ૪ ॥
પાચમી આરતી પીવા ઘર આયા, ગુરૂ પ્રતાપે ગગન જગાયા ॥ ૫ ॥
છઠી આરતી છોત મીટાયા, અગમ અગોચર ઘરમેં પાયા ॥ ૬ ॥
સાતમી આરતી સતગુરૂ છાયા, અગમ તીરથકા પેડા પાયા ॥ ૭ ॥
આઠમી આરતી જુઠ પસારા, રામ રોમમે પરિબ્રહ્મ પ્યારા ॥ ૮ ॥
નવમી આરતી નામ જપાયા, અનજો આપા અલખ લખાયા ॥ ૯ ॥
દસમી આરતી દેવદળ જાગ્યા, જીવ શીવકા સંશય ભાગ્યા ॥ ૧૦ ॥
એકાદશમી આરતી સબ ઘટ દેખ્યા, સોહિ સાહેબગો સૌમાં પેખ્યા ॥ ૧૧ ॥
બારમી આરતી શુધ પ્રકાશા, ભાણ શબ્દ સતગુરૂકા દાસા ॥ ૧૨ ॥

———:—:———

## સાખી

ભાણ કહે ભટકીશમાં મથી જોને માંહી
સમજીને સુઈ રહેતો કરવું નથી કાંઇ ॥ ૧ ॥
બોલે એ બીજો નહિ પરમેશ્વર પેતે
અજ્ઞાની તે આંધળો અજાગો જઇને ગોતે ॥ ૨ ॥

સાચુ નામ્ સાહેબનુ જુઠ નહિ જરાય
ભાણકહે ભજી લેતો ભારે કામજ થાય ॥ ૩ ॥

## ભાણફોજ

સુન અનહદકી ડોર ભાણફોજ નિરભય ચઢી
પ્રથમ કુંવરજી સરદાર ગુરુસે ગુરૂ ગમ જડી
રવીરામ રરૂ કાર નામકી નોબત ગડી
જીવણદાસ જુગજીત મ છાકી તોડી કડી
ખરો ખેલ ખીમદાસ સુરત જઈ બ્રહ્મમા ભલી
ઉદાસી ઓંકાર ભજનમે લાગી ઝડી
સત નામી શામદાસ સુગ્ત નીશાને ચડી
શંકર દાસ સનમુખ રેહેવે માધુ મંગળ ગાવે
ચરણદાસ નિર્ગુણ હરિદાસ શંખ બજાવે
દયાળદાસ દીલ માંય કમળકી નાદ સુનાવે
ગરીબદાસ ગુલતાન તેનીકી કાવડ ડીરાવે
હરખશોક દેહારકે સ ત ચરણ રજ ચડી
કરજોડી કહે કૃષ્ણદાસ ગુરૂ ભાણફોજ નભેં ચડી

———:—:———

## અથ શ્રી ખીમસાહેબની વાણી પ્રારંભ

મુને ભેટયા સદગુરૂ ભાણા દીયા મોરાર છાપ પરવાના ॥ મુને ॥ ટેક ॥
અગમ પટા લીખ દીયા અગમરા, ગગન ઘરમે જાણા
જલ મલ જોતી અખંડ અજવાળા, ઠીક તીહાં ઠેરાણા ॥ મુને ॥ ૧ ॥
કરણા મેહેર કબીર કીરતારા, ભાણ બલકી સાના
દયા મેહેર જબ કરણા કીની, મેટી ચારે ખાણા ॥ મુને ॥ ૨ ॥
સનમુખ હે સત સાહેબ મેરા, બંદી છોડ બદ બાના
મહેરવાન મોટા મહારાજા, સમરથ ધણી સુજાના ॥ મુને ॥ ૩ ॥

દરશન દેખી ભયા મન મગના, સહેજે સુન સમાના
નેનુ આગે નુર નીરખીયા, નહિ મોટા નહિ નાના ॥ સુને ॥ ૪ ॥
રૂપ અરૂપ અગમ નહિ નેડા, પુરવ ઘર પહિચાના
ખીમદાસ ખનકથી ન્યારા, રેણુ કાર ડેરાણા ॥ સુને ॥ ૫ ॥

——— — ———

સુક્ષમ વેદસે ન્યારા પ્યારા સોઇ સદગુરૂ હમારા ॥ કોઈ સુક્ષમ ॥ ટેક ॥
પાચ તત્વકા દેવળ બનીયા, તામે હે દશ દ્વારા
નવ દરવાજે નોબત વાજે, દસમે મહેલ દીદારા ॥ કોઈ સુક્ષમ ॥ ૧ ॥
ઊમ દેવલમે દેવ બીરાજે, આરતી અખ ડ ધારા
ચ દ સુરજકી જ્યોતી જગતહે, ઝગ મીલ નુર અપારા ॥ કોઇ સુક્ષમ ॥ ૨ ॥
મતવાળા જોગી સુનપર બેઠા એન ગમે ચોધારા
ગગન મ ડળમા રમતા દેખ્યા ભીતર જોઉ ત્યા બા ॥ [illegible] સુક્ષમ ॥ ૩ ॥
ઓહં સોહં કી ચાકી ફીરતહે હા મ બાવન બારા
મુક્ષમ વેદમા આપ ગલે તબ, પાવે સરજન હારા ॥ કોઇ સુક્ષમ ॥ ૪ ॥
સાચા સ ગુરૂ નેણે નરખ્યા, સગ ગ સુત્ર એક્સારા
ખીમદાસ કહે ભાણ પ્રતાપે, હરદમ બોને યારા ॥ કોઈ સુક્ષમ ॥ ૫ ॥

——— — ———

જુવોને ગગના હેરી, ત્યા બાસુરી બાજે ઘેરી ॥ કોઇ જુવોને ॥ ટેક ॥
ત્રાવેણી ટ કસાળ પડતહે તાપગ ઝીણી શેરી
અમર અજીતા આસન બેઠા નગર બસાયા ફેરી ॥ કોઇ જુવોને ॥ ૧ ॥
ઘડી ઘડી ઘડીઆળા વાગેશ્વર ઘ ટેરી
દોન નગારા સરણાઇ વાગે, ધુમ મચી ચોફેરી ॥ કોઈ જુવોને ॥ ૨ ॥
ગગન મ ડળમે વરલે વાસા, વાહાહે જોગી લહેરી
સદગુરૂ દેવ સુને સાન બતાઇ, જાપ અજ પા કેરી ॥ કોઇ જુવોને ॥ ૩ ॥
સ્વામી સ્વાસ દોઉ નહિ પોચે, વહા લે લાગી મેરી
નુરતે સુરતે નામ નિરખને, સુખમન મા ના ફેરી ॥ કોઇ જુવોને ॥ ૪ ॥
સાચા સદગુરૂ નેણે નિરખ્યા, મીટ ગઈ રેન અ ધેરી
ખીમ ાસ ગુરૂ ભાણુ પ્રતાપે ચોટ નહી જમકેરી ॥ કોઈ જુવોને ॥ ૫ ॥

——— — ———

સંતો ફેરો નામની માળા તેરા કટે જનમ જંજાળા ॥ સંતો ફેરો ॥ ટેક ॥
ગુરૂગમ કેરી કુંચી કરલે, કટે મોહકા તાળા
ઈતાળાને દુર કરોતો, ઘટ ભીતર અજવાળા ॥ સંતો ફેરો ॥ ૧ ॥
આ કાયામા પરગટ ગંગા, શીદ ફરો પંથ પાળા
ઈંગ ગામા અખંડ નાહી લ્યો મત નાવ નદીયું નાળા ॥ સંતો ફેરો ॥ ૨ ॥
આ દીલ અંદર બુધ્ધી સમંદર, ચલત નાવ ચોધારા
ઈરિ નાવમે હીરા માણેક ખોજી ખોજન હારા ॥ સંતો ફેરો ॥ ૩ ॥
સમરણુ કરલે પ્રાતીક પરલે, ચિત્ત મ કરતુ ચાળા
ખીમદાસ ગુરૂભાણુ પ્રતાપે, હંસ મોને પ્યારા ॥ સંતો ફેરો ॥ ૫ ॥

——— — ———

અખતો આતમહીરલા પાયા સંતો હરી ચરણે
ચીત લાયા ॥ અખતો ॥ ટેક ॥
ઘરમે માલ અમુલખ ભરીયા, જુગતે જોગ કમાયા
જન્મ સુધારણુ સદગુરૂ ભેટયા, ફેરહી ઘાટ ઘડાયા ॥ અખતો ॥ ૧ ॥
દેખ ત્રુજમે તખત બીરાજે, અગમ ભુમીપર આયા
ઝલકે જ્યોતી નુર અપારા, મેરમ માહી દરસાયા ॥ અખતો ॥ ૨ ॥
આવન જાવન અષ્ટ કમનમે, તુરત સુરત લે લાયા
સુનકે પાર નીરંતર દીસે, ચેતન સીંધુ સમાયા ॥ અખતો ॥ ૩ ॥
પુરણુબ્રહ્મ પુરવની પ્રીતે, સહેજ સોહં ઘર પાયા
ખીમદાસ સત ભાણુ પ્રતાપે, હીરનસા ઠેરાયા ॥ અખતો ॥ ૪ ॥

——— — ———

કોઇ જાણે જાણન હારા, કોઈ સરજન હારા યારા
॥ કોઈ જાણે ॥ ટેક ॥
બારખડૃ દશ દો તી। ઉપર બાજીગર વિસ્તારા
જીવ શિવ એક નિજ મન બ્રહ્મ હે, તાપર રહે કિરતારા ॥ કોઈ ॥ ૧ ॥
જરમર જરમર મેહુલા વરસે વરસે અમૃત ધારા
વીના વાદળી વીજ ઝબુકે, દેખ્યા નવલખ તારા ॥ કોઇ ॥ ૨ ॥
જ્યોત જાપ અનહદકે આગે, અધર રહે નિરધારા
ગગન સુનમે ગેબ નિરંતર, પંડ બ્રહ્માંડસે પારા ॥ કોઇ ॥ ૩ ॥

તપ તીરથ ઓર દેવી દેવતા, વેદ કુરાન વીસ્તારા
પીર પેગ બર સીધ અરૂ સાધક, છ ઉરલા વહેવારા ॥ કોઈ ॥ ૪ ॥
અખર નખર નિજ નામ સ્વરૂપી, વાકા સકલ પસારા
ખીમદાસ કહે ખલકત ભરીયા, હદ બેહદ થી બારા ॥ કોઈ ॥ ૫ ॥

——— —:———

છરે ગગન મ ડળ ધુન જાગીરે ॥ ટેક ॥
ગડ ગડ ગડ ગડ ગગના બાજે, બાજે અનહદ તુરા
લાગરીયા ઝણુકાર ગગનમે, વરસે નિરમલ નુરા ॥ ગગના ॥ ૧ ॥
તોડ તડાકા હુવા ભડાકા દીયા અગમપર ડેરા
પીછકી પાર પરમપદ પ્રગટયા નિરખ પરખ કીયા તેરા ॥ ગગના ॥ ૨ ॥
અગ્ની અંબરપર આસન કીના, છુટયા શબ્દ પસારા
થઆડ નીંધી આયા જોગેશ્વર, નીરખ્યા દીન દયારા ॥ ગગના ॥ ૩ ॥
સનમુખ દરીયા સુભર ભરીયા, અધર તખત નીશાના
બાણુ કબીર રવી ખીમદાસા, મગનભયા ગુલતાના ॥ ગગના ॥ ૪ ॥

———.—:———

ગુરૂગમ ખોજો રે ઘટમાઇ ॥ ગુરૂગમ ॥ ટેક ॥
કર સતગુરૂકી સેવ ઓર સબ જુઠી બાજી
દેખ પત ગકો રંગ તાહીપર દુનીયા રાજી
સત શબદ મોજે નહિ જુઠ જુકુ ધાય
આપકી તો ગમ નહિ કહાસે આયા કહાં જાય ॥ ગુરૂગમ ॥ ૧ ॥
દુર દેખન મત જાઓ પકડ સુરતાકી દોરી
કરો શબ્દ સે મેળ રહો તુંમ દોઇ સ્વર જોરી
અક્ષર આદી અનાદકા, અક્ષરાતીત ઓળખાઈ
શબ્દ પારહે સાયમો, સો સત શબ્દે સમાય ॥ ગુરૂગમ ॥ ૨ ॥
સહજ સુન્યકે માંય પરમ હ સકા વાસા
નિરાધાર નિરવાણુ કયુએ હોયન નાશા.
કર્મ ભર્મ કુ ભાગદે કર સદગુરૂકી સેવ
સાન સમજલે સતગુરૂકી, અવર નહિ કોઈ દેવ ॥ ગુરૂગમ ॥ ૩ ॥

બાજી સબ હદમાંય, બેહદ ફીરતાર કહાવે
અનહદ આરપાર ભાણુબ્રહ્મ ભેદ બતાવે
બાહેર ભીતર એક તારહે રમતા રામ ફખીર
ખીમદાસ કહે ખલક દરીયા, સનમુખ સામે તીર
॥ ગુરૂગમ ખોજો ॥ ૪ ॥

———:—:———

## ખીમ રવી પ્રશ્નોતરી

જીરે સંતો ભેદ અગમરા બુજો રે ॥ ટેક ॥
કૈસે સદગુરૂ સમરીયે, કયું કર લીજે નામ
કહાં ઉનકુ દેખીએ તો કહાં હે આતમ રામ ॥ સંતો ભેદ ॥ ૧ ॥
સ્વાસો સ્વાસે સમરીયે, અહોનીશ લીજે નામ
નુરત સુરતસે નિરખીએ તો ઘટોઘટ આતમ રામ ॥ સંતો ॥ ૨ ॥
કહાંસે વીજકરે ચમકારા કહાંસે જ્યોતી જાગે
કહાં સદગુરૂજીકી નોબત બાજે તખતે કોન બીરાજે ॥ સંતો ॥ ૩ ॥
આપ તેજસે કરે ચમકારા હુવા ઝળુકા ત્રીકુટી જ્યોતું જાગે
ગગન મંડળમેં નોબત વાગે, તખતે આપ બીરાજે ॥ સંતો ॥ ૪ ॥
કહાંસે આયા કહાં જાયગા, કોણ તુમારા ધામ
આકાયા પલમાં પડી જાશે, ફેર બતાવો ઠામ ॥ સંતો ॥ ૫ ॥
હુમહી આયા નુરસે, અમરા પુરમેં ધામ
સુરત ચડી અસમાને ઠેરાણી, બ્રહ્મ હમારા ધામ ॥ સંતો ॥ ૬ ॥
કોન શબ્દસે ધુન લગાવો, કોન નામ નિરધાર્યાં
ખીમદાસ રવીદાસકું પુછે, માંહી બેલો છો કે બહારા ॥ સંતો ॥ ૭ ॥
સત શબ્દસે ધુન લગાવું ઓહં નામ નિરધારા
રવીરામ કહે ભાણુ પ્રતાપે, ઓહંસોહંસે પરા ॥ સંતો ॥ ૮ ॥

———:—:———

## ખીમદાસ પ્રશ્ન

કોઈ પરખંદા રે સત શબ્દકા રૂપ ॥ કોઇ પરખંદા ॥ ટેક ॥
મુળ શબ્દ મો કહાંસે ઉઠે કોન દેશમે રહી બોલે
કોન મંડળ શબ્દકા વાસા, તત્વ વિચારી તોલે ॥ કોઇ પરખંદા ॥ ૧ ॥
કીતના લંબા કીતના ચવડા કીતના હે અનુમાના
કૈસા રૂપ શબ્દકા સંતો, બતાઇ દીયો કર ધ્યાના ॥ કોઈ પરખંદા ॥ ૨ ॥
કીતના હલકા કીતના ભારી ખારા હૈકે મીઠા
મોહી ગરીબકુ કહી સમજાવો, શબ્દ કોન બીધી દીઠા ॥ કોઇ પરખંદા ॥૩॥
શરીર ખોજ શબ્દકું પકડો હાથ અહી બતલાવો
પડે પીંડ પ્રગટ ઘર ભાંગે શબ્દ કહા સમાવો ॥ કોઇ પરખંદા ॥ ૪ ॥
ખીમદાસ રવીરામકુ પુછે, ગમકર ગગના હેરી
કોન નિરંતર કોન દેશમેં, કહાં સમાવે ડોરી ॥ કોઈ પરખંદા ॥ ૫ ॥

——:—:——

## રવિ ઉતર

કોઇ લહંદા રે સત શબ્દકા વિચાર, ॥ કોઈ લહંદા ॥ ટેક ॥
મુળ શબ્દ નાભીસે ઉઠે, ત્રીવેણી રહી બોલે
સુન મંડળમાં શબ્દકા વાસા, ખોળતલ સાધુ ખોજે ॥ કોઈ ॥૧ ॥
દ્વાદસ આંગુળ બાહેર લંબા, ચોડાહે સરવંગા
જૈસા દીપક ધર્યાં મંદીરમેં વૈસા શબ્દકા રંગા ॥ કોઇ ॥ ૨ ॥
હલકા મો સંતે નહિ માને, ખારા વાકું કહીયે
મીઠાસો મરજાદ ગુરાંકી સાત્વીક બુધ્ધીએ રહીએ ॥ કોઈ ॥ ૩ ॥
અર્થ ન સુઝે એસા અટપટ તાસે ભારી હોઇ
ઝીણાસો સમઝે સત ભાખે. એસા બિરલા કોઈ ॥ કોઈ ॥ ૪ ॥
દોઉ કમળકી અણી અગ્રપર રૂપ શબ્દકા દેખ્યા
સુરત શબ્દમેં લીન ભઈ તબ દીયા કરમ પરમેખા ॥ કોઇ ॥ ૫ ॥
છતે પીંડ જબ સનમુખ દરર્યા, દ્વાદસ આંગળ જબહી
બ્રહ્મ ચક્ષુભઈ બ્રહ્મ અગનસે, જળી વાસના તબહી ॥ કોઈ ॥ ૬ ॥

સત ગુરૂ શબ્દે ભયા સ્વતંતર, ઘટ મઠ પટ દર્શાયા
રવિદાસ પીંડ પડયા શબ્દ તજ નિરાધાર સમાયા ॥ કોઈ ॥ ૭ ॥

———:—:———

જીને દીયા તખત પર ડંકા, સદગુરૂ વંકા હોજી ॥ ટેક ॥
એસા સદગુરૂ સાહેબ મોરારે, જાકા ગગન મંડળમે ડેરા
સુનશીખરપર જાઈ કીયા શેરા, માહી વીજ ચમકારા ॥ જીને ॥ ૧ ॥
નોબત ને નીશાન માંહી બાજે રે, ઘ ટા નાદ અનહદ ધુન ગાજે
તા ઊપર સત્પુરૂષ બીરાજે, માંહી ઘોર ઘણુંકા ॥ જીને ॥ ૨ ॥
એસા અપરંપાર અગાધીરે, જાકુ લગીહે સેજ સમાધીરે
તખતે બેઠા આદી અનાદી, માંહી અગમ રેણુંકા ॥ જીને ॥ ૩ ॥
ઉગ્યા સુર માંહી હુવા ઉજીયાલારે, ભાંગ્યા ભે ભ્રમકા તાળારે
મટયા માન ગુમાન જે જાળા, વચન એક સુનકારે ॥ જીને ॥ ૪ ॥
મકા સહજ સુનમે વાસારે, નિરમળ નુર અખંડ ઉજીયાસારે
બાહેર ભીંતર એક પ્રકાશા, માંહી ગણુંક ઝણુંકા ॥ જીને ॥ ૫ ॥
એવા તો કોઈ વીરલા પાવેરે સુરતી શબ્દમા સમાવેરે
કાળ ઉનકું કછુ ન ખાવે અમ ફેર મણુંકા ॥ જીને ॥ ૬ ॥
ભેટયા ભાણુ કબીર રવી રામારે, મેરા પ્રાણુ જીવન નિજ ધામારે
સત પુરૂષકું નિરખ્યા સામા, માંહી જડયા કણુંકા ॥ જીને ॥ ૭ ॥
દેખ્યા ખેલ અધર નિરધારારે, રમતા પી ડ બ્રહ્માંડથી પારારે
સાહેબ નિરખ્યા સચરાચારા, હુમ ખીમ ભાણુ કા ॥ જીને ॥ ૮ ॥

———:—:———

દરીયા ભરીયારેજી, લાવજીરી સહેજ સુન સત સાગર ॥ દરીઆ ॥ ટેક ॥
પ્રારબ્ધ વિના તમે પાર નહિ પોંચો, મટયો ન માંહીવો અહંકાર
સદગુરૂ આગળ શીશ નમાવીએ, તરીને ઉતરીયે ભવપાર ॥ દરીઆ ॥ ૧ ॥
તાને પુરા શબ્દે શુરા, રેણી કરણી ટંકશાળ
અગમ ખેલ અનહદકી આગે, જાજરો નજર નીહાળ ॥ દરીઆ ॥ ૨ ॥
એક પલકમાં પાર પહોચાડે, સોહે રામ સંભાર
સનમુખ હે સત સાહેબ મેરા, મનજાકુ માર ॥ દરીઆ ॥ ૩ ॥

અનહદ નાદ નિરંતર વાગે પીંડ બ્રહ્માંડથી પાર
શુરા સાધુ સનમુખ રહેવે, અવર ખેલ નિરધાર ॥ દરીઆ ॥ ૪ ॥
ભાણુ સદગુરૂએ ભેદ બતાયા બોલે શબ્દ માહી બાર
ખીમદાસકું ખરા નિવાજ્યા, રણુંકાર કિરતાર ॥ દરીઆ ॥ ૫ ॥

———:—:———

સમરૂં સતગુરૂ સ્વામીજીરે જાણુ, એવા અંતર જામી આધારીએ રે
નામ સત નિશાની રે એક નિરવાણુ સોહ નિરખીને શબ્દ સંભારીએ ॥ટેક॥
સુરત સુરત કરે નિશાન નિરખે દ્વાર એવા આપે આપમાં આવીઆ રેજી
કાષ્ટ માહી જેમ અગ્ની જગાડીને જોય
એમ દુધમાં ધૃત દરશાવીયા રેજી ॥ સમરૂં ॥ ૧ ॥
અખંડ બીબ અજરાયલરે નિર્મલનુર
અવાં બ્રહ્મજલ દરીયા ચડું દીશેરે
બાહેર ભીતર સુખસાગર ભરપુર
એવા આદી અંતે મધ્યે નહિ ખસેરેજી ॥ સમરૂં ॥ ૨ ॥
સપના સમી ગયાં ઉગ્યા અનંત સુર
માંહી જલમલ જોતુ જગાડીયારેજી
ગગનમંડળ વાગે નોબત નીશાન સુર
એ પીંડપુરૂપ પરસાવીઆરેજી ॥ સમરૂં ॥ ૩ ॥
અકળ અમલ અજરાયલરે અવીંગી અલેખ
સોહ નિરધાર નિરવાણુ છે રેજી
દીલમાં દર્શન સનમુખ સાહેબ દેખ
એવા અભંગી સદગુરૂ ભાણુછે રેજી ॥ સમરૂં ॥ ૪ ॥
પીંડ બ્રહ્માંડકે પાર પરમ ગુરૂદેવ
તેને ગુરૂગમ લઇને ગોતીએ રેજી
બ્રહ્મ ચક્ષુ ભરી ભરી કરીએ નીત સેવ
એવાં ખીમ મેહ વરસે ઝીણે મોતીએ રેજી ॥ સમરૂં ॥ ૫ ॥

———:—:———

એવી જાયછે ભજયાની તકરે લો
કરીને ભજન તારો બેટલે જી ॥ ટેક ॥
આધળાને મન ઉજાડ છેજી,
જેના ખોટા છે ખેલણુ હારરેલો ॥ કરીને ॥ ૧ ॥
ઊ ડારે જલ બેડી જાજરી રેજી,
જેના ખોટા છે ખેલણુ હારરેલો ॥ ૨ ॥
ખોટા છે જેના ખારવા રેજી, એડની કેણી નીધ ઉતરે પારરેલો ॥ ૩ ॥
ભવ સાગરમા બુડતા રેજી, મારા સદ્ગુરૂ તારણ હારરેલો ॥ ૪ ॥
દેશીડા મગે તો વાતુ કાજીએજી, બેશી કરીએજુ નીલડાની
ગુજરેલો ॥ ૫ ॥
ખીમ ભણે ગુર ભાણુનેજી, રેન્ને ત્રીકમ તનડા માયરે લો ॥ ૬ ॥

———:———

હે રામૈયા તોજા ર ગ નણુરે, વેરે વેરે કુરબાન ॥ ટેક ॥
સોળમે ગોપીમા વાલે રાસ રચ્યો હે, કેશર ભીનો કાન
જીતે જેડાતીને તેડા, મુજ્ને મનડો થીઓ ગુનતાન ॥ હે રામૈયા ॥ ૧ ॥
રાવણુ મારી બીભીશણુ થાપ્યો, હીરણુક સજી હાણુ
પ્રેહ્લાદજીની વાલે પ્રતિજ્ઞા રાખી, ગજગુનીકા વૈમાન „ ॥ ૨ ॥
સુખકે કર્તા દુખકે હર્તા, નામ વડો નિશાન
ભક્ત આધારણ ભુદરોરે, મેગી ચારે ખાણુ „ ॥ ૩ ॥
સત ઉધારણુ અસુર સ હારણુ, વાલી લાગે તોજી વાણુ
ખીમદાસ સત ભાણુ પ્રતાપે, કમુ ન હોવે તોજી હાણુ „ ॥ ૪ ॥

——— — ———

હે મન ગોવી દ ગોવી દ હરિગુણુ ગા લિ
કારજ સરે તારા ગાતા ॥ ટેક ॥
ભર્યો મેળો તારો કેટલા દી રહેશે, સાચુ ખોટુ સુહાતા
પાચ પચીસ ભેગા થઈબેઠા, વાર ન લાગે વેરાતા ॥ હે મન ॥ ૧ ॥
જેણે સાધુની નિદા કીધી, તેને તેવુ સોહાતા
જગત ઉઠીને ભક્તને નિદે, જાશે ગોથા ખાતા ॥ હે મન ॥ ૨ ॥

નરસી મેતાની વેવાણે હાસી કીધી, પાણી મેલ્યા તાતા
અરજ કરી ધ દ્ર સામુ જોયુ, નગર તણ્યાયુ નાતા ॥ હે મન ॥ ૩ ॥
જેણે સાધુની સેવા કીની તેણે ભરીયા લખ ભાતા
ખીમદાસ કહે ભાણ પ્રતાપે, લાજુ નથી લેપાતા ॥ હે મન ॥ ૪ ॥

———— — ————

જો મુખમે સીયારામ ન સમર્યો, તો મુખમે તેરે ધુર પડીરે ॥ ટેક ॥
રામનામ બીના રસના કેરી, કર ઉનકી ટુકડા ટુકડી રે
જીન લોચનમે હરી રૂપ ન નિરખ્યો, તો લોચનમે લુન ભરીરે ॥જો॥ ૧ ॥
રતન પદારથ મનખા જનમહે, આવત નહિ કછુ ફેર ફરીરે
અબ તેરો દાવ પડગ્યો હૈ મુરખ કરના હોઉસો નોતે ગીરે ॥ જો ॥ ૨ ॥
ધીક તેરો જનમ જીવન તેરો ધીક હે, ધીક ધીક મનુષ્યકી દેહી ધરીરે
જીવત તાત મુવા કયુ ન તેરા, તુ આયો કૈસે ગવાર ફરીરે ॥ જો ॥ ૩ ॥
પાવ પસારી મુકીત નવકીનો, જપતપ તીરથ ડગન ભરીરે
ખીમ કહે નર આયો એસો જાય ગો વાકુ ખાલી ખેપ પડીરે ॥ જો ॥ ૪ ॥

———— — ————

ધર વિશ્વાસ આશ રઘુવરકી કયુ ભટકત હે મન બારા
પુરનવાળા પુરત હે સબકુ, ચાચ દીયા હરી દે ચારા ॥ ટેક ॥
બુદ પડયા જબ માતુ ઉદરમે, કર્મ લખ્યા સો કીરતારા
તેરા લખ્યા સો તુજકુ મીલહી, ચીંત કરે તુ દીન સારા ॥ ધર ॥ ૧ ॥
હરીજન હીમત રાખ બરોબર, કયુ ભટકત જગ હે ખારા
આપ કસી પરમાતમ પોખો, સાહેબ હે સચરા ચારા ॥ ધર ॥ ૨ ॥
ખરી ખબર જુ પડે ખેતમે જબ જુજે સનમુખ શુરા
મરજીવા હોકર માણીને મોજુ, પ્રભ પામે નુર પુરા ॥ ધર ॥ ૩ ॥
જાકી વરતી હરી ચરનમે, તાકા કારજ સબ સારા
ખીમ કહે શુલતાન ગુરૂસે, ધુન ધણી શીર પર ધારા ॥ ધર ॥ ૪ ॥

———— — ————

જો મારે ભાઇ માન બડા એમ તા, માન સખકુ મારે ॥ ટેક ॥
માને રાવણુ રાજ ગુમાયા, માને દુર્યોધન દુખ પાયા
માને હીરણાક સ અપડાયા જનમ અફળ હાર્યાજો હાર્યા ભાઈ ॥માન ॥૧॥
માને મુરખ ફેરમત હીણા, સેવા સમરણુ કછુવેન કાના
મોહ માયાસે રહત આધીના, તેને સદગુર કેમ તારે કેમ તારે ॥ માન ॥ ૨ ॥
માન ન કાજે હે મન મેરા, તામે કાજ સરે નહીતેરા
તો તેરા હાવે નિસ્તારા એક નામકે નિરધારે નિરધારે ॥ માન ॥ ૩ ॥
માને કઇક કનફર હાર્યા, કોઇ કો હુ સ નિકસ ભયે ન્યારા
ભાણુ સગુર વાની સ ભાળા તા ખીમ આયા જેયારે જેયારે ॥માન॥ ૪ ॥

———.—.———

સદગુર ચરણેરે રાખો ચીત ધરી, સાધુના સ ગેરે લખ ચોર્યાશી ટળી॥ટેક॥
આ સ સાર સુપનની બાજી, સાચા એક હરી
દયા મેહેર હેત હીરદેમે રાખો, નામ ભક્તિ દ્રઢ કરી
મનખો નવ આવે રે અવસર ફરી ફરી ॥ સદગુર ॥ ૧ ॥
વારે વારે આવે જાવે જગતમે ભુલ્યો ભોયભરી
જે કરશો તે પામો પનમે દેખે નહિ ડરી
શબ્દ ન માને રે ઘણા ગયા મરી મરી ॥ સદગુર ॥ ૨ ॥
સનીલ સુભાવ જ્ઞાન ગુરૂ ગોપી, તાસુ રહીયે ડરી
આડા અવળા વાકા વેડી, હાનીએ મુન ધરી
જોતુ જાગીરે નીરતર ધ્યાન ધરી ॥ સદગુર ॥ ૩ ॥
ગગન ઘોર અનહદ ધુન ગાજે, વેણ વાજે વ સરી
સુરત નુરત તહા માહી સમાવે, તો આશો ન આવે અરી
તો તુ પહોચેરે ભવ સાગર તરી ॥ સદગુર ॥ ૪ ॥
સાચા સનમુખ ગુરૂ સાહેબ રહ્યા સત વરી વરી
ભાણુ કબીર રવી રર કારહે, ખેમ સોજી ખબર પરી
અધમ ઓધારણુરે દોષ ન દેખે ફરી ॥ સદગુર ॥ ૫ ॥

———.———

### રાગધના શ્રી

સુરતે ગોધીરે સત નામ ॥ સુરતે ॥ ટેક ॥
કર ચાર સખી એક ઠોર, પ ચમકે ઘર આવે
તબ બાજે અનહદ નાદ તુરકા દર્શન પાવે
ગગન ધુન ગર્જે રહીરે પરમ જ્યોત પ્રકાશ
અગમ ખેન અદ્ભુત હેરે, સોઝીયા અખંડ ઘરવાસ ॥ સુરતે ॥ ૧ ॥
ઇ ગળા પીંગલા આઇ સુખમણાકે ઘર જાગે
ત્રાવેણીકી તીર ભરમ ભય સબહી ભાગે
પરંપાર અપાર હે સો સુદગુરૂ દીયા બતાય
જીવ જાલ તો મટ ગઇ સો બહાર ન આવે જાય ॥ સુરતે ॥ ૨ ॥
અંદર આપ પર દેખ, ઇંહાં સદગુરૂકા વાસા
જહા વરસે અમૃત નુર, નહિ ત્યા સ્વાસો સ્વાસા
સનમુખ સાહેબ દેખીયા અજર અમર અતીત
ભાણુ સદગુર ભેટીયારે. સનમુખ સામી તીર ॥ સુરતે ॥ ૩ ॥
તામે સહેજ સમાય બહાર નહિ આવે જાવે
નહિ ઉપજે વીલાય સદગુર આપ કહાવે
પારસ મળી પારસ ભયા, સો દીવે દીવા હોય
ચંદનમે ચંદન ભગા, સો એમ વીચારી જોય ॥ સુરતે ॥ ૪ ॥

———:—:———

### આરતી

આરતી રવી રામ તમારી, અબકી બેર મુને લીયો ઉગારી.
માન ગળીયા જડીયા નીજ નેઠા, મહા પરતીત પીતીયા ડેઠા ॥ ૧ ॥
તન મન પ્રાણ સમપણ કીના, સદગુર શબ્દ ભયા લવલીના ॥ ૨ ॥
શબ્દમાર ઉપજા નિજજ્ઞાના, વૈરાગ જોગ સત ભક્તિ નિદાના ॥ ૩ ॥
મુજ ઉપદેશ સમાયા સેના મન પવન પહોંચે નહિ બેના ॥ ૪ ॥
બીન અજપા બીન નેનહિ સુઝા, હદ બેહદ પારકી બુઝા ॥ ૫ ॥
ઉહા નહિ જોગી ઉહા નહિ મુક્તા, ઉહા નહિ બંધ ઉહા નહિ મુક્તા ॥ ૬ ॥
શીર ઉપર રવિભાણ પ્રકાસા, ખુંટમે ખેલ ખેલ્યા ખીમદાસા ॥ ૭ ॥

———:—:———

નવ નવ મહીના રે ઉંધે મસ્તક ઝુલતો, કર જોડીને કરતો હરી સાથે વાત
ભક્તિ નવ ભુલુરે હવે તારી ભુદરા, બાહેર આવ્યો ત્યા લાગી
માયાની લાત ॥ ૨ ॥
નવલાખ અવતાર લીધા તે તો નીરમા, દસલાખ પ ખીમા પરીવાર
અગીઆર લાખ અવતાર લીધા કરમ ખીટમા,
વીસલાખ સ્થાવરમા વિસ્તાર ॥ ૩ ॥
ત્રીસ લાખ અવતાર પશુ પામર પરવર્યો ચાર લાખ ઝ્અપમા નવને પેટ
લક્ષ ચોર્યાશી રે ફેરા જીવતુ બહુ ફર્યો
ભુલ્યોતુ હરીની ભક્તિ તો જાઇશ પાછો હેઠ ॥ ૪ ॥
મરી મરીને રે ચેતન બહુ અવતર્યો હવે પામ્યો મનુષ્ય જનમ મોઘા મુલ
ભક્તિ ન કીધી રે ભાવે પરિ બ્રહ્મનીરે,
સદ્‌ગુરૂ સેવ્યા વિના સુખમા પડી ધુળ ॥ ૫ ॥
ઠાનોને આવ્યો રે ભુલ્યો જાય છે, નકાઈ દીધુ ન લીધુ સાથ ।
સદ્‌ગુરૂ વિનારે સુજે નહિ સાનમા, તારો છે તુ મા ત્રીભોવન નાથ ॥ ૬ ॥
ગરજે ગગન ધુન રે અખ ડ જોતુ જન હજો, સેજે મળ્યો સતગુરૂ સ તનો સ ગ
ભાપુ ચરણુ રજ પેમ સો‸ સ‌ડી કીયા પામ્યા પુરૂ
અખ ડ અભ ગ ॥ ૭ ॥

---

## ધુન

જગ મગ ઝલકે જોત હીરાકી, જે બોલો સ તો ભાણુ
કબીરકી જે બોલો ॥ ટેક ॥
અન ત કલા જાકી અન ત અપારા, મેટત હે પર પીરાકી ॥ ૧ ॥
સનમુખ હે સત સાહેબ મેરા, સેજ સમાધી સધીરાકી ॥ ૨ ॥
અધર તખત પર આપ બીરાજે, નિરમન પ્રેમ જળ નુરાકી ॥ ૩ ॥
નિરાધાર અગમ ઘર જાકે સત સાગર સુખ સીરાકી ॥ ૪ ॥
અનેક પતીત તમે પાર લહોચાડયા તે કયા જનમ જ જીરાકી ॥ ૫ ॥
મેવા સુમીરણુ આરતી કીજે, પેમ મોહુ સ્વામી પીરાકી ॥ ૬ ॥

---

હે હરી ભક્તન કે વશ ભાઇ, ઉ ચનીચ હરિ કછુ નહિ જાને
લોક કરે ચતુરાઈ ॥ હે ॥ ટેક ॥
સીવરી જાત અધમ કુલ ભીલરી, જુઠે બોર લઈ આઈ
વાકા બોર વિશ્વ ભર પાયે, પ્રેમ પ્રીત અંગીકાઈ ॥ હે ॥ ૧ ॥
જન રોહીદાસ સકલ જુગજનને, સાચી ભક્તિ દૃઢાઇ
ખાને આયે હરિ પાકમીઠાઇ, સ તન મેરે સવાઇ ॥ હે ॥ ૨ ॥
ધના જાટ પીપા મીરાબાઇ, સજના જાતકા કસાઈ
ઝાપાશેરીએ માગી તોલતી, વાકુ પુજા ચઢાઇ ॥ હે ॥ ૩ ॥
અનેક વિપ્ર જગનમા જમીયા, ઉનકુ રાહન પાઈ
ખેમદાસ કહે જુઓ ઉનકુ, શ ખ મોકોન બજાઈ ॥ હે ॥ ૪ ॥

---

## તીથી

અમાયે વાસો વસી રહ્યા તેનો તુ કરીયે તપાસ
ગુરૂગમ કરીને ગોતીયે સોધીને ગ્રહીએ સાર
કહે હરિ ખીમ ખાતે કરી પ્રીછીશ તો પામીશ પાર ॥ ટેક ॥
પડવે પી ડ પર પોટકો ઉપજ્યો તેમ અ પાય
તે માટે કહુ તુજને હરખે હરિ ગુણ ગાય
સ ત સમાગમ કીજીયે, લીજીયે વિવેક વિચાર ॥ કહે હરી ॥ ૧ ॥
બીજે અ કુર બહુ ફુલ્યો વૈરાટ રૂપી વૃક્ષ
સ્થાવર જ ગમ જગ સ્થગે જીવ ચોર્યાંશિલક્ષ
હરતા ને ફરતા આવીયો ઉત્તમ મનુ ષ અવતાર ॥ કહે હરિ ॥ ૨ ॥
ત્રીજી અવસ્થા તાહરી ક પવા લાગી કાય
જુઠો જોબન સ્નેહ તજી મોહ મમતાને માર
કાયા માયા કારમી વણસતા નહિ લાગે વાર ॥ કહે હરિ ॥ ૩ ॥
ચોથે ચારે વેદનો હારદ આવ્યો હાથ
કહેવા ગ્રહેવા ઠાઠ નથી નહિ કોઇ જાત અજાત
એક અખ ડીત આતમા નિશ્ચય હે નિરધાર ॥ કહે હરિ ॥ ૪ ॥
પાચ મની પી ડ ઉપન્યો જેમ જમાવ્યો બરાસ
આદી અ ત નામ રૂપ નહિ સર્વે તેમા સમાસ
જો જેમ જળમા તોરી ગ દીસે અન ત આકાર ॥ કહે હરિ ॥ ૫ ॥

સદ્બમ જાણે મહારૂં તારૂં નહિ તલભાર
સંજોગે સરવે તુને આવ્યું વિજોગે નહિ વાર
અનેક જુગ તુને વહી ગીયા વણસતા વાર વાર ॥ કહે હરિ ॥ ૬ ॥
સતો એ જ્ઞાન ગોતીઓ આતમાં એક અખંડ
બુધ્ધી પ્રકૃતી પરહરી વ્યાપક પીંડ બ્રહ્માંડ
શ્રીત્રમણી જેમ આતમાં તે સીધ્ધાંતનો સાર ॥ કહે હરિ ॥ ૭ ॥
આઠમે કોઇ સ્થીર નહિ સરવે વટાવડાં જાણ
મારૂં તારૂં મુકીદે મેલીદે મનની તાણ
ધર ચકા ધારો ધર્મને કર્મના કલેશ નિવાર ॥ કહે હરિ ॥ ૮ ॥
નગીયે આતમ દેવને સેવા સીરોમણી સાર
અનુભવી ગુરૂને આરાધીયે વાણી વેદ વીચાર
મત પાખંડ મુકીદે ગુરૂ ચરણે ચિત ધાર ॥ કહે હરિ ॥ ૯ ॥
દસો દીશાએ પુરી રહ્યો પોતે પુરણ બ્રહ્મ
ઠામ ઠાલો નહિ હરિ વિના મહાજન જાણે મર્મ
જ્યાં જેવો ત્યાં તેવો થઇ રહ્યો, અનંત મુરતી અપાર ॥ કહે હરિ ॥૧૦॥
એકાદશા એમ વર્તવું શબ્દ વિના સોહં આપ
જીવને શીવ સંશય મટ્યો મારો મુજમાં થાપ
વાણી ન પોંચે વૈખરી, બુઝવુ બાવન બહાર ॥ કહે હરિ ॥ ૧૧ ॥
દ્વાદશ આંગુલ આપમાં સોધી જુવે કોઇ સંત
ખટ ચક્રને વિંધીચડે પામે આતમ તંત
ઝલમલ જ્યોતી ઝલહળે ટળે તિમીર અંધાર ॥ કહે હરિ ॥ ૧૨ ॥
તેરમે પીવે પ્રેમથી શુરા સંત સધીર
ગંગ જમના સરસ્વતી હંસા ત્રીવેણી તીર
ઘાટ અમીકે ઉપરે પીવે મન મતવાર ॥ કહે હરિ ॥ ૧૩ ॥
ચૌદસે મન ચંચલ ફરે તેને તું સ્થીર કરી જોય
ગગન ઝરૂખાં ગોખમાં સાહેબ બેઠા સોય
મન પવન પોંગે નહિ તેથી પરાને પાર ॥ કહે હરિ ॥ ૧૪ ॥
પુનમ પરસત જેહને જેને રૂદયે રૂગનાથ
મન ક્રમ વચને રમી રહ્યો મન ચિત સદ્ગુરૂ સાથ
આનંદ ભાવે હરિ ભજો, ટળશે દોષ ખીમદાસ ॥ કહે હરિ ॥ ૧૫ ॥

———:—:———

તમે આવોને સજની મોરીરે ગરબે રમીયે
એવો ખેલ રગ્ગેરે ચોગાન કુદડી ફરીયે ॥ ટેક ॥
સખી પાંચ તત્વનો ગરબો દશ માંહિ બારી
એવા ખેલેછે સંત સુજાણ પ્રભુજીના પ્યારી ॥ ૧ ॥
સખી ગરબો છે છે કાંઈ કાચો હલકાં ફરીએ
એવી શીલ સંતોષની વાત સાહેબને ગમીએરે ॥ ૨ ॥
સખી સત લોકના વાસીરે ગરબો માગેરે
બીજા પશુ પામર સમાનરે એશું જાણેરે ॥ ૩ ॥
સખી જાણે તે તો માણે એ રસ એવોરે
એનો સમજી રહ્યાનું કામ કોઈને નવ કહેવો ॥ ૪ ॥
એતો સીરગુણ મીસરી ખાંડરે સૌ કોઈ ચાખે
એવા નિર્ગુણ કડવા લીંબ કોઈ નવ ચાખે ॥ ૫ ॥
સખી સામાકિભા મારો શામરે જુગતે ઝાખે
એવી સુઘડ મલી સજનાર નેણ ત્યાં નાખેરે ॥ ૬ ॥
મને મળીયા છે ગુરૂદેવરે ગરબો ગાવે
એવી ખરી ખબર ખીમદાસ સંત સમઝાવે ॥ ૭ ॥

———:--:———

## શ્રી ગંગસાહેબની વાણી

### આરતી

આરતી ભાણુ કબીરજીકી કીજે સતગુરૂ સાહેબ દર્શન દીજે
પ્રેમ પીયાલા ભર ભર પીજે આરતી ભાણુકબીરજીકી કીજે ॥ ટેક ॥
પહેલી આરતી પરસ્યાદેવા, સતગુરૂ સંતકી કીજે સેવા ॥ ૧ ॥
દુસરી આરતી દેવ દર્શાયા, પરમ પુરૂષકા પરચા પાયા ॥ ૨ ॥
ચોથી આરતી ચૌદસ દેખ્યા, એક સુષ્ટ સબ ઘટમે પેખ્યા ॥ ૩ ॥
પાંચમી આરતી કીજે પુંજા, એકકી એક અવર નહીં દુજા ॥ ૪ ॥
એમ ભાણુ રવી પુરણ પાયા, ગંગારામ પ્રેમે ગુણ ગાયા ॥ ૫ ॥

———:—:———

ધરા અમર વચ્ચેરે મેરૂ અતુલ, અવીચલ વાસા જાયરા બોલ
બે પગવાઈરે ભજન ભરપુર આવમ રહેરે ત્યાં હેરે હજુર ॥ ૪ ॥
ખીમ ભાણુને રવિ ગુરૂ રમતા રામ, જુગ જુગ સંત સુધારણકામ
ગ ગારામને ગુરૂ તીહારી આશ, શબ્દે સર્વંદા રાખીયે પાસ ॥ ૫ ॥

———.—.———

હરીજન હીંમત રાખીયેરે ભાવે ભક્તિ કીજે
શીર સાટે સદગુરૂ મળે પાછી પીઠ ન દીજેરે ॥ હરી ॥ ટેક ॥
આપ કસીને પર પોખીયે દુખ સહીને સુખ દીજે
રાજા હરીચંદ્ર મોરધ્વજ જુગમા અમર રહીજે ॥ હરીજન ॥ ૧ ॥
નામા પીપા રોહીદાસને, સમર્થા સાદ દીધા
કોડે કાજ નરસીતણા ભલી ભાતે કીધાં ॥ હરીજન ॥ ૨ ॥
ગજ ગુણીકા પશુ પારાધી, શા સુકીન કીધાં
નિર્ભય નાથ નિવાજીયા, અવીચળ પદ દીધાં ॥ હરીજન ॥ ૩ ॥
ઘન એરણ બીચ ઘા સહે ગોધે મુલે વેચાયા
મો હરીજન હીરા ખરા, લાખો માહી લેખાયા ॥ હરીજન ॥ ૪ ॥
સાચાને સાહ્યબો રાખશે વાર કરશે વહેલી
પાડવ કાજે ચક્ર ધર્યું પણ પોતાનુ મેલી ॥ હરીજન ॥ ૫ ॥
પરમારથી પાંડવ થયા વળગી રહ્યા વિશ્વાસે
ખરી પડેને ખમે નહિ શત્રુ સદા તેની પાસે ॥ હરીજન ॥ ૬ ॥
જેને આસરો એવા નામનો તેને હરી કેમ મેલે
ગ ગારામની સ ગ સદા, ખીમ સાહેબ ખેલે ॥ હરીજન ॥ ૭ ॥

———:—:———

રાગ પરજ

સખી સદગુરૂ દીન દયાળ સમરો એક ચીતેરે
આવશે ઓચી તાનો કાળ ઉડી જાવુ અનેરે ॥ ટેક ॥
આતો પરદેશી પરણો પ્રાણ, પાજરીયા માહીરે
તેને જતા ન લાગે વાર, સમજ મન માહીરે ॥ સખી ॥ ૧ ॥
તે જાણ્યું તારા મન માહી સરવે છે માંરૂરે
ધોળે દહાડે જાઈશ જમ દ્વાર, એવી સમઝણ સારૂરે ॥ સખી ॥ ૨ ॥

હુ તો જાતી માયાને મ જોય, ભરમે મત ભૂલેરે
એતો સ્થાવર જ ગમના ફુલ, ફુલેને વરી ઉનેરે ॥ સખી ॥ ૩ ॥
હુ તો મેલીને માન ગુમાન, જીવતમા મરીએરે
ગુરુ ટાળે ત્રીવીધીના તાપ, તો ચરણુમા વરીએરે ॥ સખી ॥ ૪ ॥
આવો રતન પદારથ સાર, આવી તક લાગ્યોરે
ગ ગારામ સમર ગુરૂ ખીમ ભવનો ભે ભાગ્યોરે ॥ સખી ॥ ૫ ॥

---

મારી વાનપના વિશ્રામ, જીવન ધન સાચુ રે
જાણીયે ગુરૂદેવની ટેક, બીરદ નથી કાચુ રે ॥ મારી ॥ ટેક ॥
અમો રાકને રઘુનાથ, ઓસડથી ઉગારોરે
મારા રૂદય કમનની માય, પ્રેમેથી પધારોરે ॥ મારી ॥ ૧ ॥
જહા સદગુરૂજીના સુખ, દુખ નહી કોઇરે
ત્યા દાખુછુ દયાળ, રવી સન્મુખ જોઇરે ॥ મારી ॥ ૨ ॥
મારા પ્રાણપતીનો પ્રતાપ, ભરૂસો છે ભારીરે
પતિવ્રતા ચડી નીરવાણ ગુણીજાને ઉગારીરે મારી ॥ ૩ ॥
એવી વીકટ વેળામા વાર, ત્યા સાર તમારીરે
મારા અવગુણનો નહિ પાર, તમે છો ગુણુદાગીરે ॥ મારી ॥ ૪ ॥
સખી સદગુરૂજીને સ ગ, કારજ મે કીધારે
ગ ગારામ સમર ગુરૂ ખીમ, અવીચળ સુખ લીધારે ॥ મારી ॥ ૫ ॥

---

## રવી સાહેબના શીષ્ય લાલ સાહેબ ની વાણી

### ચી તામણી

#### દોહા

ગુરૂગમ જ્ઞાન પ્રકાશીયા, પ્રગટી વાચુ પ્રકાશ
સદગુરૂ સાહેબ રૂપહે, દીયા દામ ફરમાન ॥ ૧ ॥
ગુરૂ દેવી ગુરૂ દેવતા, ગુરૂ દેવનકા દેવ
ચેલા ગુણુ જાણુ રહે, કર સદગુરૂકી સેવ ॥ ૨ ॥

મે ગુરૂ એસા જાણીયા, જેસા ઉગ્યા સુર
પગરી જોતી પ્રેમકી નિરમલ વરસે નુર ॥ ૩ ॥
સદગુરૂ સંત કૃપા કરી એવા ઉપગ ચીત
એો અવીનાશી પુરૂષ મલ્યા, મો મે કીના મીત ॥ ૪ ॥
સદગુરૂ મેરા મેરમી, શબ્દ બતાયા મોય
નાન પદારથ પાઈયા, શબ્દ બતાયા મોય ॥ ૫ ॥
લાલદાસ કરી વીન તી, માગી ગુરૂ ફરમાન
તુમે ભર્યા ભરપુર હો, મો ગાઊં કરૂ વખાણ ॥ ૬ ॥

## ચોપાઈ

શોભા ગુરૂકી ગાઊ એરી દેવકો નહિ ધાંઉ
સતગુરૂ સંત અસરણ હાર, તાકા દર મેં દીદાર ॥ ૭ ॥
મનખા જનમ પાગ્યો પ્રાણ, નખશીખ શ્રવણ શીશ જાણ
માંહી પુરૂષકા મ ઠાણ, નેણ નાસીકા જીવ્હા જાણ ॥ ૮ ॥
એતા ઇષ્ટ દીના તોય, હરિસું હેત રાખી જોય
અનેક પ્રકારકો સ્થુલ, મધ્યો પોહુણીકા મુલ ॥ ૯ ॥
ગ્રહીલે ભક્ત કેરા ભેદ, પાચુ ચોર બાંધો કેદ
દો દીન ફુલ કેરી બાસ, કરલે કમલમે કવલાસ ॥ ૧૦ ॥
મનવા સમજ લે ભાઇ, અદગુરૂ કહે સમઝાઇ
એસો અવસર નાવે ફેર, મનખા જનમ સરખી મેર ॥ ૧૧ ॥
વંદુ સર્વ નંદુ નાથ, બાર બીરદ ગણું માંય
સહુ વિસ્તાર વસ્તા રાગ બાધુ તુળશી કહે રાગ ॥ ૧૨ ॥
ગોપીચંદ તીલક નામ, કીના સરસ્વતી સ્નાન
તામે પાવન હુવા પાણ, વામે ચડેવા નિર્વાણ ॥ ૧૩ ॥
પુરણ હાર સર્વ દયાલ, ભક્તા ભીડ ભ જન હાર
અવગુણ મેટીઓ મેરા બાંધ્યા તુમસુ હેત ॥ ૧૪ ॥
પુરણ પ્રીત રાખો પુણ્ય, હમકુ કાઢ્યો પાવન
દાસી ગુણેરા ગાય, દુજા નહિ આપે હાથ ॥ ૧૫ ॥
સરવે માલુમી છો તુમ, સેવું નામ સો કરસન
મેં તેરા હુવા રામા, સનમુખ જુવો મમ સામા ॥ ૧૬ ॥
દર્શન તણી છે પ્યાસા, જીવત મરત તુમ દાસા
હેતે હરિ ગુણ ગાઊં, નિશ્ચે નામ તેરાવું ॥ ૧૭ ॥

પુરણ રાખજો ત્યાં પ્રીત, તારી તુમકહે ચીત
મેલુ મોહની માયા, જુઠી જગત ભરમાયા ॥ ૧૮ ॥
સુરતી શીલમાં સારી, નુરતી હુઈ નીરધારી
આલસ અજસ અન્તણ, ચોથી ભરમ નાખી ખાણ ॥ ૧૯ ॥
વાદે તેડીઓ વીવાદ, ધ્યાં આવીગો ઉપાદ
એતા બોમીયા ગઢમાય, ભક્તિ કરન પાવે નાય ॥ ૨૦ ॥
રહીયે સદગુરની ઓટ, જમકી લાગે નાકી ચોટ
નેજા નામકા ભારી ધ્વજા ધ્યાનકી ધારી ॥ ૨૧ ॥
નિરગુણ નોબતા બાજે, કાયર દેખતાં ભાજે
જાગે શબ્દ ઝણકારા, શુરા લડત હે સારા ॥ ૨૨ ॥
ચૈતન આવીગો હેરી, માર્યો મોટકું ગેરી
ખમીયા ખડગ હે હાથા, કાટગો કાળકા સાથા ॥ ૨૩ ॥
આગો ભક્તિ વિશ્વાસા, તેડી રીલકે પાસા
દોનુ ભડ હે ભેળા, જાનર ઝરમ હે ઝેલા ॥ ૨૪ ॥
ઝગડા કર જીતીયા નામા, પામે શુન્ય વિશ્રામા
બાજ્યા જ્ઞાન નિશાના, પડીયા ભરમ ભંગાણા ॥ ૨૫ ॥
સત ધર્મ સુરમા ભાઇ, ઉભા ખડકું સાઇ
ભક્તિ બીરદ રખવાસા, ચારો નામકા દાસા ॥ ૨૬ ॥
ભાગ્યા બોમીયા ભાઈ, વરતી નામકી દુહાઇ
પુંજું હરિ ગુરકા પાઈ, જીતુ જમે કરા દાઇ ॥ ૨૭ ॥
જામું ઉતર પારા, દર્શે દેવ દીદારા
અધા જુવે ઠામહી ઠામ અંતર માહી આતમ રામ ॥ ૨૮ ॥
તાણ ગેધના નાહી, દર્શે દેવલ માહી
દેવલ પથરકા જોઈ તાતે મુક્તના હોઈ ॥ ૨૯ ॥
મુક્ત હોય સાચકે મન મેહા જ્ઞાન પામે તન
સેવો હરિ ગુર સંતા, આદી નામ અનંતા ॥ ૩૧ ॥
અનંત ભક્તિ ઓધારા, સન મુખ જોઈ સરજન હારા
એસી અરજ દાખું તુંજ, દરસન આપી દાખો મુજે ॥ ૩૧ ॥
પલમે સર્વ પૂરણ હાર, ભક્તિ બીરદ સાબુ સંભાર
તોડી સંગ વીછડુ નાહી, રાખુ રદીયા માંહી ॥ ૩૨ ॥

નીરજે નેહુ રાખહું નામા, અંતર ભજું આનમ રામા
આસન અગમ વિચારા, શબ્દ ચડો મોહું સબ સારા ॥ ૩૩ ॥
ફુલ્યા કમળ હુવા એક, અલખ રાખી એહુ ટેક
એસા નામ પરતાપા, હરદેમે હરિકા જાપા ॥ ૩૪ ॥
નાભી કમળ નુરતે નુર, પ્રગટયો શબ્દ ચઢીયો પુર
અખંડ જોત અલખ નામ, સુરત એક દર્શ ધામ ॥ ૩૫ ॥
જાકી સેવના ચાહું, દર્શન દેવકા પાઊ
એસા મારગ આદુ, પાચે સુરમા સાંધુ ॥ ૩૬ ॥
જાકા મતા અગાધા દરશકી અંતર દાધા
બપૈયા કેર મન આશા, પીયુપી કરે ચોમાસા ॥ ૩૭ ॥
એસા હોય હરી ગુણ ગાય, વૃત્તિ આકાશ સુરતી લાય
પાવે પ્રેમકા પ્યારા, હો રહે દેહમે ન્યારા ॥ ૩૮ ॥
ન્યારા હોઈ લેતહિ નામા, મુંદ દૃષ્ટિ દેખહી ધામા
રૂપ અરૂપી શબ્દ રંગા, જાપ અજપા કર સંગા ॥ ૩૯ ॥
આપે શબ્દસે જોતે, આપે આપ ઉદ્યોતે
મેં ન જાણું તેરા પારા, તુમ જાણો અલખ પ્યારા ॥ ૪૦ ॥
મેં કંગાલ હાખુ વાણી, તુમ ચઢીયો નિરવાણી
પહેલે ભક્ત રાખી હે માળા, ધ્રુવ પ્રેલાદ રસાલા ॥ ૪૧ ॥
નરસી હુ રૂપ ધરીયો આપ, માર્યો હિરણ્ય કશ્યપ પાપ
એસી વહાર કીની હે વીર, પુર્યાં દ્રુપદીકે ચીર ॥ ૪૨ ॥
તો મેં કહુ દુર્બલ દાસ, રાખો ભક્ત જનની પાસ .
રવીગુરૂ કીની હે કીરપાય, કીનો પ્રકાશ હરદે આય ॥ ૪૩ ॥

દોહા

મહી કાંઠે શુભ શેરખી, ભેટયા પુરી આશ
પુરવ લેખે પામીયા, સદગુરૂ શ્રી રવીદાસ ॥ ૪૪ ॥
સદગુરૂ કે પ્રતાપસે, ખોજી નિરગુણ વાણુ
લાલદાસ ચિંતામણી, સત શબ્દ નિર્વાણુ ॥ ૪૫ ॥
કર્તા સબહી આપહો, મેં નવ જાણુ તોય
લાલ દાસકી વીનંતી, શરણે રાખો મોય

ઈતીશ્રી લાલદાસ કૃત ચિંતામણી સંપૂર્ણ

———:—:———

## અથ ૩૬ ચિંતામણી પ્રાન્થ

### દોહા

સદગુરૂ શબ્દ પ્રગટીયા ભેદ્યા સક્લ શરીર
ઘટ ભીતરમે ચીનીયા, ગુરૂ મુખ જ્ઞાન સત શીર ॥ ૧ ॥

### ચોપાઈ

સદગુરૂ સત સાહેબ જાણ પુછી ખબર કર પહીચાન
રમતા ચીન આતમ રામ, સાગી ગ્રે સત સનામ ॥ ૨ ॥
આદે અંતે ધણી છે નામ, સુણીગો હીન્દુ મુસલમાન
ભાવે ભેખ સંસારી, સંત ચાહે ત્યાગી ॥ ૩ ॥

### દોહા

ભરમ કરમાંગ ભે મીટયા, આગે સદગુરૂ પાસ
લખી લીયા લાલદાસકે, મગી ગઈ આવરણ આશ ॥ ૪ ॥
આવન જાવન મીટગયા, મનકા ભાગ્યા ધોખા ભાગી
લાલ કહે સદગુરૂ ભીનીયા, સુની વાત વીચારી ॥ ૫ ॥
ભરમ સમેટી કાઢીયા, હુવા નીરાના નામ
સતગોર આગે લાલદાસ, બેસી કરે પ્રણામ ॥ ૬ ॥
પખણ પ્રમકી ઊડચલે, અસમાન
સદગુરૂ મળીયા શીખદે, આઈ ગીયા ઘરશામ ॥ ૭ ॥
ગોરખી નગર બન માજહી બેવિન ભજન ન ચાહે
પ્રેમ બીનુ પોહોચો નહિ, લાલ પરખી જા હો ॥ ૮ ॥
ચડી ખુમારી બેહુની તાની લાગી તીર
લહે લગનમા લાલદાસ, પહોતે સત સનીર ॥ ૯ ॥
નાન ગુરૂકી ગોદડી, શબ્દ ગુરૂ । ભેખ
નામ ફેરી લાલદાસ, જે વિરલાકે દેખ ॥ ૧૦ ॥
હરીજન હર દરબારકે, પ્રગટ હે પોકાર
શબ્દ પારખી લાલદાસ, સમજે સમજણ હાર ॥ ૧૧ ॥
ધારા વરસે ધરમકી મંડાયો મેઘ મનાર
પ્રાપ્ત હોઈ સો પામસે, લાલ કરે દીદાર ॥ ૧૨ ॥

કરતા રૂપી કૃષ્ણજી, વનમાં વેણું બજાય
સહસ્ર ગોપી લાલદાસ, મોહી રહી મનમાંય ॥ ૧૩ ॥
તન મનકી શુધિ ના રહી, સુણી શબ્દકી આન
સહસ્ર ગોપી લાલદાસ ધરીયા તબ તપ ધ્યાન ॥ ૧૪ ॥

## ચોપાઈ

કુદરત કયાહે ન્યારી, ચલના બહેદકી બારી
ખમીયા ધીર ખુમારી, વીરલે વસ્તુ વીચારી ॥ ૧૫ ॥
કો ડુબ્યા કો તરીયા, કો ચડીયા કો પડીયા
કો ભાગ્યા કો ભડીયા, કો ગુરૂજ્ઞાનમા ગળીયા ॥ ૧૬ ॥
કો બાધ્યા કો છુટયા, કો ખરા કો ખોટા
કો સાજા કો માંદા, કો ઝીણા કો મોટા ॥ ૧૭ ॥
કો સાધુ કો ચોરટા, કો હ સા કો બગટા
ઓઘટ ઘાટકી બાજી, દેખી ફુલીયા પાજી ॥ ૧૮ ॥
શીરપર સાહેબ રહ્યા ગાજી, નાકા નહિ છુટે પાજી
રેજો રામમે રાજી, સુણ પંડીત સુણ કાજી ॥ ૧૯ ॥
સદગુરૂ શબ્દ હે સાચા, તેરા પ ડ હે કાચા
કરલે પુરૂષમે પરચા, પાલો ગુરૂકી વાચા ॥ ૨૦ ॥
રરંકાર સો રંચા, નિરભે નામકા ને ચા
ધારણ ધરમકી બાધો, કરણ ધર ધર કાઘો ॥ ૨૧ ॥
તારક મ નકો સાધો, ભક્ત મણીકુ આરાધો
જત ખોજ તીન લાધો ॥ ૨૨ ॥
કાયા નગરમા કરતાર, બ દા દમકી દીદાર
ડરીયા સો તરીયા પાર, ગાફલ ખાય જમકી માર ॥ ૨૩ ॥
ઘટમે શબ્દ કર વિચાર, છોડદે જગતકા જ જાળ
તેરા દીપતા દરબાર ॥ ૨૪ ॥
અનભે શબ્દ તબ જાગે, ભીતર ભરમણા ભાગે
સુરતા નામસુ લાગે, તીનો લોકકુ ત્યાગે ॥ ૨૫ ॥
સદગુર સંતકી આગે, ભક્ત શીરોમણી માગે
અઠતા રહે અણ આગે ॥ ૨૬ ॥

પ્રથમ મુળ બાંધો મન, નાભી કમળ રો ચેતન
રહેણી રહે તાકુ ધન, વીરા વોહોરીગો વચન ॥ ૨૭ ॥
રાખો રામકા રતન, ઝાઝા કરી જો જતન
હરદા કમલમા હીરા, દીલમાં દેખ સધીરા ॥ ૨૮ ॥
કરણી સાચ ફકીરા, ચેતી જાગ લે સવેરા
છુટે જન્મકા ફેરા તુંહીમાં દેખ લે તેરા ॥ ૨૯ ॥
મુખ કમલમાં મોતી પેરો પ્રેમકી પોતી
ધારણ ધ્યાનકી ધોતી, સમરલે તંત નામ જોતી ॥ ૩૦ ॥
ઈંગલા ઓળખો ઓહી, પીંગળા પરખ પ્રેમ પ્રોઈ
નરખો પુરૂપ નીરમોકી, સુખમણુ સહીકરો સોઈ ॥ ૩૧ ॥
જુગપતી શામ લો જોઈ, મટે આવા ગમન તોહી
ચાર ધામ વિચે ઠાર, ચિંતામણી ખાંડાધાર ॥ ૩૨ ॥
વણ જીભ્હા કરો પોકાર, નેન વિના જોવો નિરધાર
શ્રવણ વિના સુણ ઝણકાર, દશમે મોલ કર દેદાર ॥ ૩૩ ॥
બાંધો નવે દરવાજા, અનહદ ધુન સુન વાજા
શીલ સંતોકમાં રેજા, સતવંતા ધરમ કરજા ॥ ૩૪ ॥
દાન સુપાતરા દેજા, કારજ સુફલ કરલેજા
તારક રામ હે રાજા, તાકી રાખહી માઝા ॥ ૩૫ ॥
તખત ત્રિવેણીકે ઘાટ ખોલો પચ્છમ કેરી વાટ
હંસા ચલો હરિકે હાટ, તાહે પદમ કેરા પાટ ॥ ૩૬ ॥
ખમીયા ખરાકી હે ખાટ, સદગુરૂ મળે શીરકે સાટ
ઉન્મુન જીવના મરના, ખોટા ખુણરા કરના ॥ ૩૭ ॥
ઊલટા બ્રહ્મ અજર જરણા, નિજમન નિરજસું ધરના
ભવ સાગરમાં તરના, પંખી અગમકુ ચલના ॥ ૩૮ ॥
ચંદા સુર દીપક કીજે, સોળ કળાકું સાંધીજે
નવમો નદીયાં ગરજે, સાયર બ્રહ્મમાં ભળજે ॥ ૩૯ ॥
પ્યાલા પ્રેમકા પીજે, તન મન દાનમાં દીજે
સદગુરૂ સાચ પતીજે, ધ્યાના ગગનમાં ધરજે ॥ ૪૦ ॥
નાવો ધોવો નિર્મલ નીર, ફરક રહે જી ફુલ ફકીર
હંસા માન સરોવર, સુખ સાગર મોહ સીર ॥ ૪૧ ॥

ઝીલે રવિ ભાણ કબીર, ચેતન ચુકે ચુકતા હીર
વરસે અગમકી વાણી, વેત્તે ત તમા જાણી ॥ ૪૨ ॥
પીત્તે સુખમણા નાણી, સદગુરૂ દા' એનાણી
નરખો નામ નરવાણી, પોતે પુરૂષ પુરાણી ॥ ૪૩ ॥
દેવલમા નિર જન દેવ, કરવે સદગુરૂકી સેવ
નરખે નામ મુણી દેવ, સુનમે ધ્યાન ધ્રુષ ઉએવ ॥ ૪૪ ॥
પુરે શાખ સો સુખ દેવ, અગોચર અનખ અભેવ
અ તરમા નિર તર આપ, તાના જપો અજ પા આપ ॥ ૪૫ ॥
ચાણુ ચન્નુ થરકર થાપ, તેરા મીટે તીન ગુણ તાપ
ગુરે લાલ કરમ અ તાપ, મવે તોડુ આદુ વ્યાપ ॥ ૪૬ ॥
સોહુ શબ્દ વાગે ત્તેર તાર કોઈ ચલા અ દ ચકોર
જેસે નટ ચડીયા દોર, નામ નીશાન દોડર જોર ॥ ૪૭ ॥
દેવે મોજ નદફીરોર, ઉગેભાણુ ભાગે ચોર
પ ડ બ્રહ્માડ જત પ્રકાશ, ઊંચા મહેલ ઘર કેવલાસ ॥ ૪૮ ॥
વીરલે કીયા અમર આશ, દર્શન કરે હરિદાસ
જાક હે પીયાકી પ્યાસ, એ સા કરે ગ ગવીનાસ ॥ ૪૯ ॥
સો ઘર જુગમે ન્યારા, મેરૂ શીખર પર મેરા
આઠે પહોર અજવાળા, ઝાનમ જ્તેત ઝણકારા ॥ ૫૦ ॥
નરખો નામ નિરધારા, આપો પુરૂષ અવતારા
કરણીકર કીરતાના, ગઈ આપહી ન્યાના ॥ ૫૧ ॥
પુરા સ ત પરખતા, કાયર કુડા ભાગ તા
પુરણ ભાગ જન પાયા, લાનમે લાન મેલાયા ॥ ૫૨ ॥
ધરણી ધરકુ ધાયા, ગગન ગુફામા ગાયા
વસ્તુ અમુલખ લાયા, ફુલ ફકીર ફરમાયા ॥ ૫૩ ॥
સાહી ધ્રુષ નહી પાયા, અસુરત દરશાયા
સો વનસ્યામ સુરત સાર, દર્શન કરો નર અરૂ નાર ॥ ૫૪ ॥
જગપતિ જીવન આધાર, અગમ જ્તેતહે ઓકાર
શુરા મોન મઢ ચઢીયા ભમર ગુફામા ભળીયા ॥ ૫૫ ॥
આદ પુરૂ ષ સ ગ મલીયા, તાકા કરમ સબ ઝડીયા
સચિયારા સુફન ફળીયા, જાયકે અગમમે મળીયા ॥ ૫૬ ॥

હરદમ ભેટીયા હરનામ, કીયા શામકુ સલામ
ભાણુ કબીર રવી રામ. સદગુરૂ લાલ કરે પ્રણામ ॥ ૫૭ ॥
શબ્દ માનજો સહી, વાર જાએ છે વહી
લાલ બતાવે કહી, રંગ મોહોલમાં કહી ॥ ૫૮ ॥
એ ચેતામણી ચંતસાર ભક્તિ હે ખાંડાધાર
સદગુરૂ સેવીયે નર નાર, અમર મોજ કરતાર ॥ ૫૯ ॥

## દોહા

જડ ચિંતામણી રસ રૂપ હે, સાર સીરોમણી સોય
અનભે વસ્તુ અમોલ હે, ચિનત વીરલા કોય ॥ ૬૦ ॥
ગંગા કાશી દ્વારકાં, બીચ શેરપી ગાય
રવિ કબીર પ્રગટ હુવા, રખ્યા જુગમે નામ ॥ ૬૧ ॥
કબીર સાહેબ સત્ય હો, સુખ સાગરકી સીર
લાલદાસ લવ લાયકર, સુમરે રામ કબીર ॥ ૬૨ ॥
લાલદાસ કરે વિનંતી, માગી ગુરૂ ફર્માન
તુમ ભરીયા ભરપુર હો, મહિમાં ગુરૂ વખાન ॥ ૬૩ ॥

ઇતિ શ્રી લાલદાસ કૃત રડ ચિંતામણી સંપૂર્ણ



## અથશ્રી પ્રાણ સાંકલી પ્રારંભ

નમો સદગુરૂ આદ પુરૂષ, નિરાધાર કરતાર
જોતી સરૂપી આલમ ઓધાર
તામે પ્રગટે અલખ નિરંજન નીરાકાર
મન પવન તેજ તંત સારા, ઈચ્છા શક્તિ કીયા પસારા
ઓહં સોહં રરંકારા, ચંદ સુરજ નવલખ તારા
સત શબ્દકા કરો વીચારા, અનભે સંતો ઉતરો પારા
આયે બ્રહ્મા વિષ્ણુ મહેશા, આદ પુરૂષકા લીયા ઉપદેશા
સદગુરૂજીકી ચરણે આયા, સબ સંતન મીલી સાહેબ પાયા

પુરા હોયમે પરખે વાણી ઠીક, બાત સો કહાં ઠેરાણી
સદગુરૂ બોલ્યા અમ્રત વાણી, સો ચીને કોઈ તંત પીછાની
નવ દરવાજા બાંધો બારા, દશમે દેવ કરો દેદારા
અંતરમા નિરંતર વાસા, તંત શબ્દકા દેખ તમાશા
જ્ઞાન ધ્યાન સે ખોલો તાળા, અનભે શબ્દ કરો અંજવાળા
પેલા ધર પ્રણામ કરીજે, સતગુરૂ સંતકી સેવા કીજે
પ્રેમ જોતમા પર ઉપકાર રહેણી કરણી ખાડા ધારા
જતી સતી કોઈ જાગે શુરા, જાકુ સદગુરૂ મલીયા પુરા
આદ અંત મારગ લીજે, સો સાયબકું યાદ કરીજે
ખારા મીઠા દરીયા ભારી, તાવિચ હંસા બેઠત મારી
સાચ જુઠકા કરો નિવેરા, તો કહાવો સદગુરૂકા ચેરા
દલ દરીયામા દેખો ભાઈ, લહેર મહેર સો કહાં સમાઈ
બાહેર ભીતર ચીનો કાયા, રમતા રામ કહો કહાં પાયા
સુણીયો હીંદુ મુસલમાન, અનભે ચીનો આતમ રામ
એકો અલ્લા એકો રામ, ન્યારા ન્યારા ધરીયા નામ
પક્ષ બાંધી કીના પરવાર, કોણ તમારા સરજન હાર
ભક્ત મણી સામુ નહિ ભાલે, પથરા સાથે રતન પછાલે
એસા જુગમે કથે અંધેરા, પાર બ્રહ્મકા કુંન પગેરા
મન પવન પુછો પરધાન, કોન પુરૂષકા લાગે નામ
દેખા દેખી પંથ ચલાયા, પીર પેગમ્બર સીધ્ધ કહાયા
પક્ષા પક્ષીસે ખેલો ન્યારા, તબ દેખો કુદરત કરતારા
કાયા કાશી મુળ અસ્થાન, દીલમેં સદગુરૂ શબ્દ પીછાન
નહિ હે ઉનકી મુસલમાન, ઓળખી લેજો અનઘડ શ્યામ
ઉલટા સુલટા કરો વિચારા, સોધો આતમ ખેલો ન્યારા
કર્મ ઘાત કરે નહી મન, લાલ કહે સો રામ જન
સો જન હોવે હરકો દાસ, તાકો નહી ખલકકી આશ
આતમ તત્વ લઇએ જાણી, સો પ્રાણી ખેલે નિરવાણી
અંતર ગીયા નીરંતર જાગ્યા, લાલ કહે ભરમ બે ભાંગ્યા
ઘટમે દેવળ ઘટમા પુંજા, અલખ નિરંજન અવર ન દુજા

ડુ ગર પર ચઢે દેખો ડેરા, તહા ખીરાજે સમરથ તેરા
પુછો મ દીર પુછો ધામ, કર સદ્ગુરૂકુ સત સલામ
સ ત બતાવે સાહેબ સોઇ, જન સેવ્યા સો અમર હોઇ
સદગુર સ્વામી અતર જામી, ગુર ગુ સાઇ હે ઘણુ નામી
શબ્દે નરખો શબ્દે પરખો સાક્ષીરૂપ સકનમા સરખો
ઝીણા તેરી જુગતી જાણે, નરખે પરખે ઠીક ઠેકાણે
પાત્ર સુપાત્રે દીજે દાન, ગુર સ ત હે શાનીગામ
સેવા પુજા કરની સાર, માગો હ સા મોક્ષ દ્વાર
કુડ કપટ છોડો પાખ ડ, સુખદુખ મેટો દેહકા દ ડ
કામ ક્રોધકા કટકા કીજે, માન ગુમાન મારી દીજે
પાવ પલકપર લીજે સાના, ઘટ ધુ ધગ છોડો અભીમાના
ગુરગમ હ સા પદ નિર્વાણ, ચેતો વરતો ચતુર સુજાણ
રમતા ચેતો આતમ રામા, પૂરવ ધરમા કરો પીછાના
કહાસે આયા કહા તુમ જાના, ભવસાગર ભેદ ભુલાના
આવે જાવે ખબર ન પાવે કોડી બદને રતન ગુમાવે
ધર અમર બીજ ધારણુ ધારી, ખેમ ખેનાવો નર અરૂ નારી
સાબીત કીજે સરજન હારા, મનખા જનમ રતન અવતારા
હુ તુ હારો જનમ સુધારો, આપ તરો ઓરનકુ તારો
દીવે દીવા દરસન કીજે, લાભ ચોગણો લેહમા લીજે
સુરા પુરા કરો સવાઈ, અરસ પરસકા દર્શન ભાઈ
ભાવ ભક્તિસુ કરો ભલાઇ, સ ત સમાગમ હ સે ગાઈ
હ સા હ સ મીલે સુખ પાવે, હીરા મોતી ચુગે ચુગાવે
કાગા બગના કામ ન આવે, હરદમ હ સા કોઇ નિર્ગુણ ધાવે
વાયલકી ગત ઘાયલ પુછે, સત શબ્દ મોકુ મન ખુચે
શીલ સમતા ખમ્યા વીરા, હેતે પ્રીતે લેજો હીરા
દરદવ ત દરવેશ દીખાવે, ઇશક વ ત મહાસુખ મનાવે
ભેદુ કહે ભેદકી બાતા, બ દી છોડ મુગતકે દાતા
જ્ઞાનીકુ જ્ઞાની મીન જાવે, જ્ઞાન ધ્યાનમે ગરથ બનાવે
અરથ ગરથ મે શીખ સમાવે, ગુરૂમાર ડાગજ ગરકાવ
ભાવ ભક્તિકા મારે ભાના, તબ દેખેગો ઓન્દી છચ્છ
તત સ્વરૂપી મારે તેગા, સત સ્વરૂપી લછન લેવ

પ્રેમ બાણુ જબ લાગે પુરા, દેહુ વીદેહુ મન ચકચુરા
મરજીવાકા મારગ ચોખા, જનમ જનમકાં ભાગો ધોખા
શબ્દે લાગે શબ્દે જાગે, સત શબ્દસુ ભટકણુ ભાગે
જાગે જોગી ભાગે રોગી, ઠીક કર્યાં વણુ ભરકે ભોગી
ફના ફદલમાં અદલ ફકીરી, નેચાં પરચા નામ જંજીરી
સુલટા બ્રહ્મ અજરમાં ઝરણુા, મો જોગી અમરાપુર વરણુા
ગગન ગુફામાં ઘેરો ઘેગ, લખ ચોર્યાસી છુટે ફેરા
કાયામાં કારીગર ગમ, ધરણી ધરકા દેખો ધામ
સબકુ દેખો બ્રહ્મ વિચારી સુક્ષમ વેદકી કથા કરારી
કથતા બકતા પંડીત કાજી, સાજ વીના નહિ સાહેબ રાજી
વેદ વાણીમે ભેદ હે ન્યારા, નિર્મલ નામ ગ્રહો નિરધારા
એક તરૂવરકા સકલ પસારા, મુલતજી મત ખેલો ન્યારા
ચાર જુગમે ચારો વેદ, તાકો લાધો વિલૈં ભેદ
ખટ દર્શનમા ખટ પટ લાગી, જુગ પતિ મે જોયા હે જાગી
જોગી વેરાગી સન્યાસી, કલુ કરેગો જુગમાં હાંસી
લડે મરે વદિ બક વાદ, છોડી આદ કરે ઉપાદ
ઇતકી કહે બાતુ બનાવે, વાચર કીજે વીરલા પાવે
બારા પંથસે ભક્તિ ન્યારી, સો લાલ વસ્તુ વિરવે વિચારી
ભાવે ભેખ ભાવે સંસારી, દર્શન કરજો મનકું મારી
છતે પંડકા હે દેદાર, શીરપર દેખો સરજન હાર
એસા ભેદ લહો તો ભે ભાંગે, નહિતો વાત પડીછે ઠાગે
મત પાખંડી ખટપટ આચોરા, સત રામ વિના સબ જુઠ પસારા
મોહુ અગ્નિમાં તન જારો, વેરાગરમાં વસ્તુ વિચારો
ઉંડા અગમ અગોચર એસા, નીરગુણુ બ્રહ્મ નિરંતર જેસા
સદગુરૂ શબ્દે જાગી જુવો, નુગરા પલટી સુગરા હોવો
ઉંધા કમળ સમ કરી રાખો, ચેતન થઇ સો રસ ચાખો
આતમ પરમાંતમકું પુછો, સાર શબ્દ વિચારી બુઝો
તંત નામ દીપક કર ધરો, જીવ શીવ નીવેરા કરો
અજવાળે અંધારં ટળે, સંતોષી સાહેબ શું ડરે
સત ધરમકી ધારણું ધારો, પાંચ પચીસકું અજરા જારો
રરંકારમાં મન મેળાવો, સાચો ધરન્યાય ચલાવો

બ્રહ્મ ચિને કોઈ બ્રહ્મ જ્ઞાની ગુરૂમુખ બોલે અમૃત વાણી
ગુરૂ સખતે એકો રેણા, કાયા ભીતર કીમત કરણા
રૂપ સરૂપી દર્શ દેવા, સુરત માહી સુરત સેવા
શિવ શક્તિકા નિશ્ચન વાસા, પાચ તત કીયા પરકાશા
સુરત નુરતકી સાન ઠેરાણી, ઈગલા પીગલા સુખમણા રાણી
કોયલ બોલે અમૃત વાણી, તત વસ્તુ વિરલે પીછાણી
તારક મન્ત્ર ત્રીવેણી બોને, જન પાયા સો કસુન કોને
બ કનાળ ઘર સોજો સેરા, ઉગે ભાન મેટે અંધેરા
ગંગા જમુના અમૃત ધારા, સુગરા પીવે સનમુખ સારા
જલમલ જોતી વરસે મોતી નિરખે હંસા જેની નજર પોતી
હર હરિ નરખે પરખણુ હારા, તીન ગુણાસે ખેલે ન્યારા
ટંકશાન પર ઘડે જે ઘાટા, કોઈક સાજા કોઈક ફાટા
ઘંટ ગરજે ઓર વાજે તુરા, લાગે ચોટ ભજે સો કુડા
ખરા ખોટાકી ખંર કરાવે, સો સાહેબ કો લાન કહાવે
સત સંગતમે સોનત કીજે, તોન તપાસી ખરા કરીજે
ઝીણા મારગ ઝીણા દેશ, મન કાફરકા મુંડો કેશ
પંચમ દેશ સાચના મેગા, ત્યા જલો ચેતન થઈ ચેલા
માન સરોવર માણેક લીજે, અમૃત પ્યાલા ભરભર પીજે
રતનાંગરકી લહેર કરારી, ચલમે પંખી પંખ સમારી
તપત કુડકી છોડો આશા, દેખો હંસા તખત તમાસા
રંગ મહોલમા દમ દીદારા, આય દેખો હંસાકા દ્વારા
તેરોજી હંસા તારંગ તીર, આઠા પીયો નીરમલ નીર
સત્ય નામકી નીરમન જોતી, પેરા હંસા પ્રેમકી પોતી
મમતા રંડી મેવો રોતી, ગુરૂ નિરંજન લેજો ગોતી
ગુરૂમે ગરક સેરીમે સરક નાવ કહેસો મરજીવાકા મરદ

## ૭૬ મોતીદામ

જીવન મુક્તા, ચૈતન ચુક્તા, ગંરકાર હે રાવતા
ભ્રેહ વેરાગી, તનમન ત્યાગી, આશ નિરાશી ખેનતા
હરદમ હીરા, શબ્દ સધીરા, વેગમ ચાલ ચલાવતા
ભીન મુનવાન, આસન ધારી, ચડી ખુમારી ચૈતનતા

ફરક ફકીરા, બાવન વીરા, અનભે વાણી બોલંતા
મન જાગત જાગત જાગેગી, લહે લાગત લાગત લાગેગી
ભે ભાગત ભાગત ભાગેગી, શીલ ગલોલ ગઢપર છુટયા
મેં મન માર મનાવંતા, કાયા કોટ કબજે કીન્ને
થરકર થાણા થાપંતા.
તોડો ધારા, ચલો નીરાટા, નહિ પંથ નહિ પરવારા
ખોલો તાળા, કરા અજવાળા, દશમે દેખો દીલદારા
ગડ ગડ ગાજે, નોબત વાજે, નવસો તાળા ખોલતા
ભજન ભડાકા, ધરમ ધડાકા, હનમત હાક બજાવતા
પથરા ફુટયાં, પાણી છુટયા, પાર બ્રહ્મ પરસાવતા
કાયા વાડી, મનવા માળી, નેકે નીર ચલાવતા
નિરગુણ સીરગુણ, મધ્યે મારગ, શેષ કલા સમાવતા
શેષ કલામેં, એક નિરંતર. ખોજતા સો પાવંતા
શબ્દે આયા, શંખ બજાયા, સુતા શેર જગાવત
દલી દલીકે, ચોક તમાસા, દેખ અદેખ દેખાવંતા
અગમ દમ્મે સે દૃષ્ટ મુષ્ટમેં રામ સનેહી રમંતા
અખે મંડળ ધર, આવો સંતો, સમઝુતા સબ એકમના
નિચા હોઈ સો, પરચા પાવે, રામ રમતા સો પારમના
ધણી મજે, તબ ધોખા ભાગે, લાભમે લાભ ભીલાવંતા
માંયકા માંય ન્યારેકા ન્યારા, સોઇ સંત સાક્ષી પતા

## પાંચ મુદ્રા

ખેચરીકા ખેલ અજર જર
ભુચરીકા શ્રમના એ અજર જર
ચાચરીકાચાલ એ અજર જર
અગોચરી ઉન્મુની પાચે મુદ્રા સાધંતા
મો જોગી જુગમે જાગંતા, ગુરજ્ઞાન ધ્યાન ધર જારંતા
મેહ અગ્નિ પ્રજારંતા, પાંચ પચીસકુ જારંતા
અજર જરંતા અબધુતા ઈંગલા પીંગલા સુખમન સધંતા,
હંસ ત્રીવેણી બેઠંતા, ચંદર સુરજ ચેતાવંતા
લોહા પારસ લાવંતા, કાગા પલટી હંસ કહાવતા

લાલ ઝરૂખે લાલ કહે કોઇ પુરા સાધુ પરખંતા
હીરા માણેક, મોતી વરસે, નિરાધારમાં નરખંતા
નિલા પીલા, શ્યામ સફેતા, રૂપ અરૂપે રમંતા
પૃથ્વિ તેજ, પવન નભ પાણી, પાંચ તત્વ દર્શન્તા
ચાર વેદકા ભેદ બતાવે એસા અલખ લખાવ તા
નવે નાથ, સત સમરૂ સ ગે, મોહં શ ખ બજાવંતા
ઓહં મોહુ, બ્રહ્મ સ્નાના, એક શખર મઠ છાવતા
ઓ અવનાશી, બ્રહ્માંડ વાસી, સોહુ સદગુરૂ ગર્જન્તા
અનહદ ગાજે, તીમીર ભાજે, સુનમેં શેર વસાવ તા
વેદ ન વાણી, પવન ન પાણી, સત લોક સધાવંતા
જાગે જોતી, ભાગે છોતી, રંરંકાર હેરાવંતા
જાહેર જોગી જાગંતા, જગત ગુરૂ જગ તારંતા
તારક બ્રહ્મ સુનાવંતા, અન ત કોટ ઓધાર તા
સત નામ ફેરાવંતા, હુ દરીયામા હેર તા
પ૭મ ધરમે પૈર તા, સુખ સતારમે ઝીલ તા
નિરમલ હોઈ પર આવ તા, દશમે મોલ દર્શન પાવ તા
એકમે અનેક સમાવ તા, અમરતમે મેલાવંતા
તહાં અવીનાશી, આપો આપ, તહા નહિ કોઈ પુન્યને પાપ
દાતા ભુકતા સમરથ સોઇ, તારણ તરણ આપે હોઇ
આકાર સાકાર, રંગંકાર નરધાર, નિરખે મુરત નિરંતર વાસ
પરમ જોત શબ્દ પ્રકાશ,

ત્યાં બેઠે પુરૂપ પુરાણી, લાલ કહે કોઈ ચીનો બ્રહ્મ જ્ઞાની
તાકે રૂપ ન કાયા, ધૂપ ન છાયા, ઉપજે ખપે મોમાયા

ઓ સાદ પુરૂપકા જ્ઞાન આયા, પરમ શબ્દકા પડે પત ગા
સત શબ્દ ઝણકારા, અકલ કલામાં આપ સરૂપી
અકલ પુરૂપ દેદારા, એક પુરૂપકા સકલ પસારા
જાણે જાણન હાગ, સ્વર્ગ લોકમે અકલ સ્વરૂપી

અમર લોક અવતારા
સગમે ખેલે, સગમે આવે, સાહેબ જુગમે ન્યારા
લાલ કહે જો મ દાવનમે કાન મુરલી વાળા
સુધા મ દીર, સુધા ધામ, સુધા કુ જ બીહારી

ચાર ખુટમે આપા દીસે, કીરતાર ગીરીવર ધારી
અગમ અગોચર, પરા પારહે, કરનીધર કીરતાર
પદ પ્રમાણા, લેખ લખાણા, સદગુરૂના ઊપકાર
પ્રાણ સાક્ષી, થઇ સપુરણ, અરથ ગરથમે આયા
સદગુરૂ મળીયા, રવી રામા લાનદાસ લવ લાયા
વણ શ્રવણ મો શબ્દ સુણીજે, વણ જીભ્હાકી વાણી
વણ નેણાસુ, નીરખી લેજે, સમરથકી સે ાણી
વણ વાદળ, વીજ ચમકે, વણ જોતી અજવારા
વણ નટા ધુન, ગગન કરજે, સદગુરૂ સરજન હારા
રંગ મોહોલમે, રવી રામહે, ભીતર ભાણુ પ્રકાશા
સદગુરૂ કબીર, રામા નદજી, લાલ ચરણકા દાસા
વરસ પચાસે, પ્રાણ સાક્ષી, કહી સપુરણ સાર
ભેદ અગોચર, લાલ કહે, અરથ ગરથ તત વીચાર

## પ્રાણ માંકલી સંપુર્ણ

---

## અથ આત્મ બોધ ચિંતામણી પ્રારંભ

### ચોપાઈ

પ્રથમ સમરૂ ગણપત સ્વામી, ભુલ્યા અક્ષર દીયો ભવાની ॥ ૧ ॥
નમો નમો ગુરૂ આધ્ય પુરૂષ અવતારી, સકલ ભવનમે જોત તમારી ॥ ૨ ॥
મો જોતીમા ધરીયા અવતારા, રમતા રામ સકલસે ન્યારા ॥ ૩ ॥
તીન લોક માયા ફેલાણી, ચોથેકી ગમ વીરલે જાણી ॥ ૪ ॥
લખ ચોર્યાંશી ફરી ફરી આવે, મરી મરી મનખા જનમ પાવે ॥ ૫ ॥
કારીગર કીયા કમઠાણા, ફુટા લાલ મો માહી લખાણા ॥ ૬ ॥
લખ્યા લેખ મટે નહિ લગારા, સમર્યા નહિ તે સરજન હારા ॥ ૭ ॥
માત પિતા સુત બંધવ ભાઈ, આ જગમે સબ જુઠ સગાઈ ॥ ૮ ॥
નારી સુત સુન મહેન બનાયા, તાબીચ ભમરાભરમ ભુલાયા ॥ ૯ ॥
ધન માન ખર્ચે નહિ ખાવે, પીછે હાથ ઘસતા જાવે ॥ ૧૦ ॥
મુરખ કેતા મેરી માયા, ધન જોબન બાદલકી છાયા ॥ ૧૧ ॥
જુવો વિચારી નર અરૂ નારી, ગુરબીન બેમુખ બાજી હારી ॥ ૧૨ ॥

રૂપ દેખીને સબેકોઈ રાચા, અરૂપકી કોઈ ખબર ન પાતા ॥ ૧૩ ॥
વચન કરી દરગાહમે આયા, સો વચન મુરખ તેં ક્યું વીસરાયા ॥ ૧૪ ॥
સાંઈ ઝરૂખે દેખે ખ્યાલા, જીવડા તેરા કોણ હવાલા ॥ ૧૫ ॥
સબ જુગ નીચા સાહેબ ઊચા, ઘડી પલકકા માગે પરચા ॥ ૧૬ ॥
માન ગુમાન મતકર બંદા, હજુ ન ચેતગો ગાફલ અંધા ॥ ૧૭ ॥
જો તમ દેખો સો ઘર નાહી, છોડ ચલોગે એક પલ માંહી ॥ ૧૮ ॥
માથે મરણ તણા જે ભારી, લેખા લેશે કૃષ્ણ મોરારી ॥ ૧૯ ॥
રાવણ કંસ અકબર રાઈ, પલમે છોડ ચલે પાદશાહી ॥ ૨૦ ॥
એક દીન કુંચી લેગા દેરા, કોણ પુછંતા હુકમ તેરા ॥ ૨૧ ॥
જુઠી બાજી ભુલ્યો પાજી, શીરપર સાહેબ રહ્યા છે ગાજી ॥ ૨૨ ॥
ચણીયા દેવળ ભાગી જાશે, ઉગ્યા છે તે આથમી જાશે ॥ ૨૩ ॥
તન મન ધનકા ગર્વ ન કીજે, બે ડર રાખી ભજન કરીજે ॥ ૨૪ ॥
કચ્ચા હે કાયા કમઠાણુ, સચ્ચા હે સાહેબકા નામા ॥ ૨૫ ॥
ચંદ્ર વિના જ્યું રેન અંધારી, ધણી વીના જ્યું રંડી નારી ॥ ૨૬ ॥
સદ્દગુરૂ વિના શબ્દ નહિ જાગે, દીપક વિના અંધારો નહિ ભાગે ॥ ૨૭ ॥
ગુરૂવિના મીટે ન ઘોર અંધેરા, સુરજ ઉગ્યા બીન છપે ન તારા ॥ ૨૮ ॥
કરમ દંડ તો સબ કોઈ ભરસે, ધર્મ નીમ કોઇ વીરલા કરશે ॥ ૨૯ ॥
રાજા દંડે અગન પરજાળે, રેન અંધારી તસ્કર તારે ॥ ૩૦ ॥
ભોપાં ભેળી રેન જગાવે, રામ ભજનમાં ઉંઘજ આવે ॥ ૩૧ ॥
દારૂ પીવે બકરા મારે, દીલ ખોટા મુખ રામ પુકારે ॥ ૩૨ ॥
આતમ ઘાતી કર્મ કસાઈ, દયા મહેર તો દીલમે ન આઇ ॥ ૩૩ ॥
બોલે ચાલે લે ઉસાગા, એનના આનમ રામ પ્રકાશા ॥ ૩૪ ॥
બકરા મારે માટી ખાવે, દાવે દાવે શીશ કટાવે ॥ ૩૫ ॥
સદ્દગુરૂ સંતકુ સેવે નાહી, સગાકુકુ બણી વદે બાહી ॥ ૩૬ ॥
ગુરૂકી આગે કછુ ન બોલે, જોરૂ આગળ ગઠડી ખોલે ॥ ૩૭ ॥
નટ ખટ બાજીગર ખેલે, ધોતી પોતી સબ કોઈ મેલે ॥ ૩૮ ॥
ભાંડ ભવાયા લાગે મીઠા, અનમે સદ્દગુરૂ વીરલે દીઠા ॥ ૩૯ ॥
નાટક ચેટક રૂડાં લાગે, ભેદુ દેખી અળગા ભાગે ॥ ૪૦ ॥
પૃથિવ પર પાખંડ પુજાણુ, ઠગા ઢોંગી ખલક ઠગાણુ ॥ ૪૧ ॥
ઠગ ફાંસીયા મળશે ધુતા, રતનમણી તમે રખે ખોતા ॥ ૪૨ ॥
ચોરટા સાથે જગ લુટાણુ, અંધ મુલકા મર્મ ન જાણ્યા ॥ ૪૩ ॥
પાખંડ પુજે મુક્તિ ન હોગે, સદ્દગુરૂ સેવે વીરલા કોગે ॥ ૪૪ ॥

શોભાકા તો દાન વખાણે, અભ્યાગતકી આદ ન જાણે ॥ ૪૫ ॥
સ્વારથકી સબ બની સગાઈ, પરમારથકા કછુ ખબર ન પાઈ ॥ ૪૬ ॥
સાચી કહું તો કોઇ ન માને, જુઠી બાતે જગ પતીયાને ॥ ૪૭ ॥
દાવામાં તે દુનીયા દુઝે, એ દદ વાનો વીરલા બુઝે ॥ ૪૮ ॥
ગરજ પડે તબ કરે ગુલામી, પીછે નુગરા હોય હરામી ॥ ૪૯ ॥
વાદ વદે સો દોજખ પાવે, પાંચ તત્વમાં કુડ ન સમાવે ॥ ૫૦ ॥
છત્ર પત્ર સબમાં લાગી, ત્રીગુણી માયા વિરલે ત્યાગી ॥ ૫૧ ॥
થાપ ઉથાપ કરે બહુ તેરા, નરબે પદકા કરો નિવેડા ॥ ૫૨ ॥
પંડીત કાછ ભરમે ભુલ્યા, સત છોડી અસતકુ બોલ્યા ॥ ૫૩ ॥
રાજા પ્રજા કુફર ગાતી, ખરા ખોટાકી ખબર ન જાની ॥ ૫૪ ॥
સબ કોઈ અપના રાહ વખાણે, કુદરત કલા કોઇ વિરલા જાણે ॥ ૫૫ ॥
ઘાટ બંધાણા ન્યારા ન્યારા, ઠાકર એકને અનેક પુજનારા ॥ ૫૬ ॥
ભણીયા ગણીયા પાછા પડીયા, હર હેમાળે હાડ ન ગળીયા ॥ ૫૭ ॥
કુબુધ્ધિ કોરા જ્ઞાન જ કુટે, ધોયે કરમ જજીર ન છુટે ॥ ૫૮ ॥
ખોટા કરકર દુનીયા ખાંધી, ખરાં ખોટાકી ખબર ન લાધી ॥ ૫૯ ॥
જોગી જતી દમડા જોડે, છુટયાહે પણ બંધા બોલે ॥ ૬૦ ॥
પીર પેગમ્બર કરે પુકારા, ઈંડ ફોડ કોઈ નીકસે ન્યારા ॥ ૬૧ ॥
ઔરનકું તો કરે ઉજીયારા, દીપક નીચે રહે અંધેરા ॥ ૬૨ ॥
ઓળખ્યા વિના અંધા અપડાવે, પારખ વીના પીવું કહાંસે પાવે ॥ ૬૩ ॥
એક કરી દેખો દુરજન ધારા, જનમ સંગાથી કયું વીસારો ॥ ૬૪ ॥
પીંડ પડે તબ જીવ કયાં જાશે, અંતકાળ તમે જુવો તપાસી ॥ ૬૫ ॥
મુવા પીછે જીસ ઘર જાણા, સો ઘર હંસા કરો પીયાણા ॥ ૬૬ ॥
ધણી આગળ જોર ન ચાલે, જોગી વેરાગી સબ કોઈ માલે ॥ ૬૭ ॥
જાણપણામાં સબ કોઈ જાડા, અર્થ નિયમમાં ખેલે આડા ॥ ૬૮ ॥
હદ બેહદકી બાત બતાવે, અનહદકી ગમ વિરલા પાવે ॥ ૬૯ ॥
નિર નવાણે ધરમ ઠોકાણે, અવિગત કી ગત વિરલા જાણે ॥ ૭૦ ॥
સેવક મલીયા મીઠા બોલે, ઓર બેખસે ટેડા ખેલે ॥ ૭૧ ॥
દમડી કારણ દે પરમોદા, ખબર વિના નર લુટે લોધા ॥ ૭૨ ॥
સત ધરમકી ખબર ન જાણી, સુખ શાંતામે ભુલ્યો પ્રાણી ॥ ૭૩ ॥
જુઠા મઠ મઢી ઓર દ્વારા, છોડ પ્રપંચ ચલો નિરધારા ॥ ૭૪ ॥
ચલવે હંસા સદગુરૂ પાસા, ઘટમે કીજે જ્ઞાન પ્રકાશા ॥ ૭૫ ॥

ગુરૂ મીલે ગુરૂ જ્ઞાન બતાવે, ભૂલ્યા હોય તો ફેર સમઝાવે ॥ ૭૬ ॥
સુનમે પ ખી અગમકી વાણી, ઝીણી વસ્તુ વિરલે પીછાની ॥ ૭૭ ॥
ભગત ભેદ સબ જુગસે ન્યારા, એ કોઇ સમજે સમઝણ હારા ॥ ૭૮ ॥
કુડા કપટી ધરમ ઘટાવે, પુરા હોઈ સો પ્રેમ વધાવે ॥ ૭૯ ॥
કરમ ભરમકા ભાગો તાળા, સદ્‌ગુરૂ શબ્દે કરો અજવાળા ॥ ૮૦ ॥
અલખ નિરંજન ઓળખી લેજો, દયા ધરમ લઈ દરશન કરજો ॥ ૮૧ ॥
સદ્દગુરૂ પુરા પર ઉપકારી, તાકુ સેવે શીષ અધીકારી ॥ ૮૨ ॥
પુન્જાકા ફલ પાવે સોઈ જાકે ધડ પર શિશ ન હોઈ ॥ ૮૩ ॥
ખાંડા ધાર ખરા કોઇ ખેલે, પ્રેમ કટારી ભીતર ઝીલે ॥ ૮૪ ॥
જો તન લાગી સો તન જાણે, વણ લાગી કેસે પતી આણે ॥ ૮૫ ॥
કુદરત કલા અકલ ગતી ન્યારી, સો લાલ વસ્તુ વિરલે વિચારી ॥ ૮૬ ॥
સો વસ્તુ અમુલ વિરલા પાવે, મુરખ મીથ્યા જનમ ગુમાવે ॥ ૮૭ ॥
હસ્તી મોટા મારગ ઝીણા, કયું કરી પેંહોચે દુર પીયાણા ॥ ૮૮ ॥
પાંચ પચ્ચીસકું સંરપટ મારો, ભટકલ મનકો ઠીક ઠેરાવો ॥ ૮૯ ॥

ગડબડ ગુંડા મતકર મુંડા, અરથ ગરથકા મારગ ઉંડા ॥ ૯૦ ॥
ડગમ ડોલા મતકર ગોલા, દીપક જોત લગેગા ઝોલા ॥ ૯૧ ॥
તરકન દીપક મનકર બાની પ્રેમ તંત સોજો દીનરાની ॥ ૯૨ ॥

શબ્દ કુંચી ગુરૂગમ તાળા, અલખ બુધમે કરા અજવાળા ॥ ૯૩ ॥
મેરૂ શીખર પર સાહેબ કી સેવા, ઘટમાં પુંજો આતમ દેવા ॥ ૯૪ ॥
આતમ હંસ પરમ હંસ કહાવે. જીવ પલટે તબ શીવ કહાવે ॥ ૯૫ ॥

ખોજી ખોળી ખરા કરીજે, સોજી સમઝી સહી કરીજે ॥ ૯૬ ॥
નીરખી પરખી નિશ્ચે કીજે, અમૃત નામ અમીરસ પીજે ॥ ૯૭ ॥
સત લોક સત ગુરૂકા થાણા, પ્રેમત તકા લ્યો પરવાના ॥ ૯૮ ॥

આવો હંસા મળીગે ભાઈ, આદી અંતકી કરો ઓળખાઇ ॥ ૯૯ ॥
આયા અભ્યાગતકો ગુરૂકરી જાણો, મરજીવા થઇ મેરામ માણો ॥૧૦૦॥
ખાવો ખરચો કરો ભલાઈ, હાથ દીયા સો સાથે આઇ ॥૧૦૧॥
ગુરૂમુખ વાવ્યા હરીમુખ પાયા, અભેદાન અમરાપુર આયા ॥૧૦૨॥
સદ્દગુરૂ સાચા અવિચલ વાચા, કોટી જનમ ફલ માગે પરચા ॥૧૦૩॥
એવો પુજો સદ્દગુરૂ સ્વામી, તાકું મીલે નીરંજન નામી ॥૧૦૪॥
પ્રેમ ભક્તિ પુરા કોઇ પુજે, શબ્દ સાખી સમજ્યા કોઇ સુઝે ॥૧૦૫॥
રતન પારખુ તુરત પીછાને, અદલ ખરા સોઇ લાલ વખાને ॥૧૦૬॥

